## બલવંત કવનો

[ 'પારિજાત' પૃષ્ઠ ૫૪ ]

'દિસે ખાવા ધાતો ખડક પથરે પ્હાડ નરવો.
જવલ્લે કેડી યે, ખડબચડ, કાંટે બહુ ભળે
બળે એને જોતાં હૃદય, પગ તો ત્યાં ક્યમ પળે!
વૃથા ત્યાં શું જાવું? અગમ અતિસેં ખેદ વરવો.
વદો મા; જાજે કે મતિનયન ઉન્મેષ કરવો
જુવો શો વેલા લહરત લચેલી ફુલફળે
સુણો ધ્વનિ…ાનો, ખળખળ ઝરા નિર્મળ જળે
વહેતા આનંદે ખડક ખડકે, શા અનુભવો
પહાડી પ્રજ્ઞાનાં કવન બલવંતોર્મિ સરજ્યાં
બહિર્દૃષ્ટે જોતાં વિષમ, રસ અર્થે અગમ શાં
ઘટા શોભા કિંતુ પ્રચુર, ઝરણાં ગે અમૃત શાં
રસજ્ઞોએ તો એ લવનવ ત્યજ્યાં, ભાવવિ ભજ્યાં
લઈ જાતી ઊંચે ગગનરસિયા કાવ્ય શિખરે
કલાની કેડીઓ, સુલભ યદિ બી કે ધૃતિ ધરે

**શ્રી. પૂંજાલાલ રણછોડદાસ દલવાડી.**

## એક "કવિતા પ્રવાસ" માંથી

'આરોહણ'માં કાવ્યનો દીઠો નવ સંસ્કાર
'રાસે' થાક્યો પણ લહ્યો ગજબ ક્ષેત્રવિસ્તાર
તૂટી ડાળે બાઝિને ઊભી ક્ષત્રિય નાર
રણે વળાવ્યા કંથને ઉર સ્મરણઅંગાર
અને 'ચૌદકો' સ્નેહનાં, વિરહ કરુણ મૈત્રીતણાં
પુન: પુન: આસ્વાદતાં મિષ્ટ મિષ્ટ બનતાં ઘણાં

**શ્રી. ત્રિભુવનદાસ લુહાર—સુંદરમ્.**

## કર્તાનાં બીજાં ગુજરાતી પુસ્તકો

**કવિતા** : મ્હારાં સૉનેટ.

**નાટક** : સ્વતંત્ર: ઉગતી જુવાની. લગ્નમાં બ્રહ્મચર્ય.

તરજુમા: * અભિજ્ઞાન શકુંતલા [૨જી આવૃત્તિ]. માલવિકાગ્નિમિત્ર. સોવિયેટ નવજુવાની.

**નવલિકા સંગ્રહ**: દર્શનિયું [૨જી આવૃત્તિ].

**વિવેચન**: * કવિતા શિક્ષણ. લિરિક. આપણી કવિતાસમૃદ્ધિ [૨જી આવૃત્તિ]

**ઇતિહાસ અને જીવનચરિત્ર અને ઐતિહાસિક નિબંધ** :

અંબાલાલભાઇ. ઇતિહાસ દિગ્દર્શન. યુનાઇટેડ સ્ટેટનો સંક્ષિપ્ત ઇતિહાસ.

તરજુમો : * પ્લુટાર્કનાં જીવનચરિત્રો [માંથી આઠ પ્રાચીન ગ્રીસના મહાપુરુષો].

**સંપાદિત**: આશારામભાઇ. કાન્તમાલા.

* ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ [રાજકોટ, ૧૯૦૯] અહેવાલ અને નિબંધસંગ્રહ.

ગો૦ મા૦ ત્રિ૦ કૃત સાક્ષરજીવન [અપૂર્ણ].

નવલરાય લક્ષ્મીરામ પંડ્યા કૃત અંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ [અપૂર્ણ]

* આ નિશાનીવાળાં પુસ્તકો સિલકમાં નથી.

એન. એમ. ત્રિપાઠી કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨.

## કર્તાનાં અપ્રકટ ગુજરાતી લખાણો

પ્રકટ થઇ ચુકેલા ગ્રંથોની યાદી અન્યત્ર આપી છે, તે ઉપરાંત કર્તાનું ઘણું લખાણ હજી અપ્રકટ પડેલું છે અગર છપાય છે અગર હજી અર્ધ કે તેથી પણ ઓછું થયેલું કોઇને પૂરૂં થવામાં છે. ગઇ સાલ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની વિદ્યાવિસ્તારમાલામાં કર્તાએ આપેલાં **નવીન કવિતા વિષે વ્યાખ્યાનો** પ્રકટ થવામાં છે.

### અંબડ વિદ્યાધર રાસ

નામે પ્રાચીન ગુજરાતીનું એક મોટું રસિક આખ્યાન છપાય છે.

### પ્રાચીન ગુર્જર રાસાવલિ

એનાં ગાયકવાડ ઓરિયેંટલ સીરીઝ માટે કર્તાએ બીજા બે વિદ્વાનોની સાથે બે વાલ્યુમો તૈયાર કર્યાં છે તે પણ છપાય છે. ત્રણ લાંબા કાવ્યો થોડે થોડે અંતરે બ્હાર પડશે એમ આ ચોપડીના નિવેદનમાં કર્તાએ જ નોંધ્યું છે. કાલિદાસના **વિક્રમોર્વશીનો** તરજુમો પણ અર્ધે આવેલો પડયો છે તે પહેલી તકે પૂરો કરીને કાલિદાસનાં ત્રણે નાટકોનો સમશ્લોકી અનુવાદ ગુજરાતી સાહિત્યમાં ઉમેરવાની ઉમેદ કર્તા સેવે છે. ઉપરાંત કર્તાનાં ઘણાં વ્યાખ્યાનો અવલોકનો પ્રવેશકો અંજલિઓ ટુંકા નિબંધો આદિ છેલ્લા પિસ્તાળીશ પચાસ વર્ષનાં પુસ્તકો, માસિકો, દિવાળી અંકો, ખાસ અંકો આદિમાં વેરાયલાં પડયાં છે. નવું નવું લખવામાં કર્તાના સમયનો મોટો ભાગ હજી જતો હોવાથી આ સંગ્રહોનું પ્રકાશન ઠેલાયા કરે છે.

આ લખાણો સંગીન અને ભરપૂર માહિતીવાળાં તથા અસરકારક વિવિધ અને લાક્ષણિક શૈલીમાં હોઇ તેમના વિષયવાર સંગ્રહો જેમ સત્વર બ્હાર પડે તેમ સારૂં. કર્તા પોતે આ બાબતમાં કંઇક યોજના ધારતા હતા ત્યાં કાગળની હાલની મોંઘવારી વગેરે કારણોથી હાલ તો આખી બાબત વિગ્રહના અંત લગી પડતી મુકવી પડેલી છે.

**એન. એમ. ત્રિપાઠી કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨.**

# ભણકાર

ઇ. ૧૮૮૮ થી આજ લગીની લઘુ અને મધ્યમ કદની પદ્યકૃતિઓ


કર્તા, પ્રકાશક અને કોપિરાઇટ માલેક

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર


"લીલાદેહા રૂપ નાના કલાનાં
સોહે સર્વે, કોઈ માંહે મણા ના:
ભોક્તા સૌન્દર્ય કેરા રુચિ વિધવિધના કાં અતૃપ્તે રહે ના."

"ઇંદ્રધનુવેષ્ટિતાનન દીઠું મેં ય છે તેહનું ચિત્તથડકે,
માનિની તાપસી જે લપાતી બધે સ્વૈર ઠમકે,
જેહને લોક સૌન્દર્યરાણી કહે છે ઉમળકે."

● ● ● ● ● મૂલ્ય રૂ. ૪ સાફી ● ● ● ● ●


એન. એમ. ત્રિપાઠી કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨.

ઇ. ૧૯૪૨] [વિ. ૧૯૯૮

સૂત્રકડી પ્હેલીનું ઈંગ્રેજી મૂલ

Give Beauty all her right.
She's not to one form tied.
Each shape yields fair delight,
Where her perfections bide.

T. Canpion

સૂત્રકડી બીજીનું ઈંગ્રેજી મૂલ

I too have seen
My vision of the rainbow- aureol'd face
Of Her whom men name Beauty : proud, austere
Divinely fugitive, that haunts the world.

Mrs. Meynell

મુદ્રક :
જગન્નાથ પૂંજાલાલ ઠાકર
ધિ આફ્રિકા, ૨૨, કલ્યાણદાસ બિલ્ડીંગ,
ગોવાલીયા ટૅન્ક રોડ, મુંબઈ.

# ભણકાર

## નિવેદન

ભણકાર (ઇ.૧૯૧૭), બીજી ધારા ('૨૮), મ્હારાં સૉનેટ ('૩૫), એ ત્રણમાંની સર્વ સાથે તે પછીની મ્હારી લઘુ અને મધ્યમ કદની કૃતિઓ એક જ સંગ્રહમાં છાપવા ઠરાવ્યું, તે પછી અડચણ ઉપર અડચણે વરસો ખાધાં છે, અને આજ મ્હારું એ કર્તવ્ય પાર પાડતાં એટલા લાંબા વિલમ્બની સઝા કાગળ આદિની અસાધારણ તંગી અને મોંઘવારી રૂપે વેઠવી પણ પડે છે. આની કીંમત જોનાર હાલના ઉત્પાદન ખર્ચથી વાકેફ હશે, તે જોઇ લેશે કે કીંમત ઓછામાં ઓછી રાખવાને હું અને મ્હારા મુદ્રક શ્રી જગન્નાથ દાકતર બધૂંજ કરી છુટયા છિયે, જે મળ્યા તે કાગળે ચલાવી લીધું છે, અને ટિપ્પણોય ટુંકાવ્યાં છે.

કેટલીક કૃતિઓને શોધતાં તકલીફ પડી છે. થોડા બંધુઓએ આમાં મ્હને સારી મદદ કરી છે તો પણ કોઈ કોઈ નથી જડતી, તે વગર જ સંગ્રહ પ્રકટ થાય છે. દાખલા લેખે 'દુર્દિન' નામે મ્હારી એક મધ્યમ કદની કવિતા ઘણું કરીને ઇ.૧૯૩૦ પછી અને '૩૫ પ્હેલાં કોઇક સ્થળે પ્રકટ થયેલી મળવી જોઇએ અને બીજી (એથી વ્હેલી કે મોડી) પણ કોઇ કોઈ જડી આવે તો નવાઇ નહીં. જૂનાં માસિકો દીવાળી અંકો ખાસ અંકો આદિની ફાઇલો તપાસવી પડે એવું આ કાર્ય છે. જે સાહિત્ય શોખીનો આ ગંજોને ઉથલાવવાને ટેવાયલા છે તેમને ખાસ વિનંતિ કે મ્હારી કોઇ કવિતા એમ તેમની નજરે ચડે જે આ સંગ્રહમાં ના દેખાય, તેની નકલ અગર તે અંક વિષે પૂરતી અને ચોકસ માહિતી મ્હને તેઓ જરૂર પ્હોંચાડવા કૃપા કરે. આ તમામ ઢગલા હું જાતે રીતસર તપા-

સોવું એ મ્હારી સ્થિતિમાં અશક્ય, એટલે રહી ગયેલી કૃતિઓ એવા બંધુઓના સહકારે મળવાની હશે તે મળશે. નહીં જ જડે તેમના નામનું નાહી નાખું છું. મ્હારી લાંબી ચાલેલી સર્જક પ્રયોગશાળાના બેચાર નમૂના ખોવાઇ પણ જાય, તેનો કશો હરખશોક નથી. હજી એ પ્રયોગશાળા અટકી નથી, અને કેટલાક સમયથી વધારે મોટાં સર્જનોમાં ગુંથાયલી છે. શ્રીમતી રૈહાના તૈયબજી કૃત ઈંગ્રેજી ગદ્યકાવ્ય 'ધિ હાર્ટ ઑફ એ ગોપી' નો મુક્ત પૃથ્વીમાં અનુવાદ "ગોપી હૃદય," —જેનું અર્પણ મ્હારી સાથે તેમ મૂલ લેખિકાબ્હેન સાથે આખા ઝમાનો લાંબા અંગત સ્નેહસંબંધને લઇને આપણા મહાન વૈષ્ણવ મહાન જૈન અને મહાન સ્વતંત્રવિચારક ('ફ્રી થિંકર') પૂજ્ય ગાંધીજી મોહનભાઇએ સ્વીકારવાની કૃપા કરી છે,× તે—આ વર્ષની આખર લગભગ પ્રકટ કરવા ધારૂં છું. એક લાંબુ સ્વતંત્ર આખ્યાન કાવ્ય ઘણું ખરું આવતી સાલ પ્રકટ થશે. 'સ્ત્રી સ્વાતંત્ર્ય' નામે ત્રીજું આ એથી ટૂંકું છે, તેમાં અર્ધે આવ્યો છું. પરંતુ ઉમેરવું પ્રાપ્ત થાય છે, કે સર્જક કૃતિઓ મનમૉજી હોય છે, ચાક પરથી પેંડો ઉતરે ત્યારે જ જાણિયે જે આ પૂરી થઈ. પ્હેલી ધારાના નિવેદનમાં જણાવેલું કે લઘુ મધ્યમ કદનાં લિરિકો અને બીજાં કાવ્યો રચાય ના રચાય તે મ્હારા મનથી મહત્ત્વનું નથી. એવી કૃતિઓની મ્હને કીંમત જ નથી એમ નહીં. 'આપણી કવિતા સમૃદ્ધિ'ની બે આવૃત્તિ મેં એવી કૃતિઓ ઉપર જ પ્રકટ કરી છે. 'કવિતા શિક્ષણ' અને 'લિરિક' નામે મ્હારા નિબંધોમાં મુખ્યત્વે એવી કૃતિઓ જ ચર્ચેલી છે, અને હું તો ફક્ત ચૌદ પંક્તિના સૉનેટનીય, સારાં હોય તેની, મૂલ્યવત્તા સ્વીકારૂં છું, અને ગુજરાતીમાં એ જાતિ, વિદેશી છતાં, ખેડાતી રહે અને અપનાવાઈ જાય એમ ઇચ્છું છું. તથાપિ કવિ=સર્જક; કલાગુંફન વિના સર્જન નહીં; અને કલાકૌશલ અને કલાતેજ તો લાંબાં સર્જનોને શક્ય બનાવતાં તેવી રચનાઓમાં જ પૂરતાં ખીલેનિલસે. સૉનેટમાંય કલા તો

× જુવો આ અર્પણશ્લોક માટે પૃષ્ઠ ૩૧૪.

જોઇએ, પણ વીંટી ઘડવામાં અને હાથીની અંબાડી ઘડવામાં ફેર એટલો ફેર.

અવજ્ઞા, ઉપહાસ, નિંદા, વિરોધ, મુરબ્બીવટ, સલાહ, વક્રોકિત. વ્યાજસ્તુતિ વગેરે વગેરે પુષ્પાંજલિ પ્રહારાવલિ કે બાલ્યકાલના રોગોમાંથી મ્હારી કવિતા ઉગરીને કેટલાક સમયથી કઇંક ધ્યાન સમઝણ અને રસ-પૂર્વક વંચાવા લાગી છે ખરી. ભોગીઓની સંખ્યા પણ ગુજરાતી ઉચ્ચ કેળવણીના ફેલાવ સાથે વધતી જણાય છે. ઇંગ્રેજી સંસ્કૃત કવિતા નાટકાદિના ઉચ્ચાભ્યાસ પાછળ વર્ષો ગાળતો વર્ગ આપણા ગુજરાતમાં પણ ગુજરાતી કવિતાને જોતાં, "ઉંહ! ગુજરાતી કવિતા! એ તો અમારા જેવા સાક્ષર અને શારદાપીઠની છાપવાળા અધિકારીને પ્રથમ દૃષ્ટિપાતે જ પારદર્શક થઇ જવી જોઇએ," એવા ખયાલ કે "ભૂત વળગાડ"થી મુકિત પણ મેળવતો આવે છે, જો કે એ પોકળ ભ્રમણા —કે એ સંસ્કૃતને મુકાબલે પ્રાકૃત તો "સૂંસાં પૈસા ચાર"— ના સૂર, એક કે બીજે વેશે હજુય સંભળાય છે ખરા.

મ્હારી કવિતા વંચાય ફેલાય અને સારી કવિતા ગણાય, એ ઉદ્દેશે કેટલાક બંધુઓ પોતાથી બનતું કરતા રહ્યા છે. આવા બંધુઓની સંખ્યા હવે વધતી ય જોઉં છું. સ્વ. નરસિંહ ભ્રુ, સ્વ. રણજિતરામ અને મટુ કાંટાવાળાથી તથા શ્રી હિંમતલાલ અંજારિયા, મનહરરામ મ્હેતા, અંબાલાલ પુરાણી અને રામનારાયણ પાઠકથી લઇને આજ જે હજી ઉંમરે ત્રીશ વર્ષના ય નથી, એવા એ બંધુઓ પોત-પોતાની પ્રવૃત્તિઓ, કર્તવ્યબુદ્ધિ, સાહિત્યરાગ અને કલાલગનીએ એક એકથી સ્વતંત્ર રીતે અને પ્રસંગોપાત્ત કરતા રહ્યા છે, તથાપિ એ સર્વનું મ્હારા ઉપર ઓછું ઋણ ચડ્યું નથી. હજી પણ એવી સ્વયમેવ ઉપડતી ચર્ચાઓ અને પ્રવૃત્તિઓની જરૂર જોઉં છું. કવિતા અને કલા વિષે જુદા ખયાલો અને ભિન્ન ભાવનાઓ પણ પોતપોતાના આગ્રહી વકીલો ઉપ-જાવી રહ્યાં છે. વળી ખુબી તો ત્યાં છે કે તળ ભારતમાં ભરતમુનિથી ધ્વનિકાર અભિનવગુપ્ત અને ક્ષેમેન્દ્રલગી એક હજારથી વધારે વર્ષ

દરમિયાન કાવ્યશાસ્ત્ર અને સૌન્દર્યમીમાંસાની સૂક્ષ્મ અને વ્યાપક સમાલોચનાએ રસ ધ્વનિ અલંકાર શૈલી ઔચિત્ય આદિ વિષે શા શા સિદ્ધાંત તારવ્યા છે; તેના લેશ પણ પરિશીલન વિના, —અરે એ ગીર્વાણ ભારતીની દેવનાગરી છાપે સરલતાથી વાંચવાની આવડત વિના,– આ પક્ષવાદીઓ પોતાના મતોને આર્ય સંસ્કૃતિ કવિસંપ્રદાય અને પરંપરાને અનુકૂલ હોવાના તથા બીજા મતો અને વલણો અને ધોરણોને વિદેશી ભ્રમિત ઉતરતાં ક્રાંતિકારક આદિ હોવાના પોકાર વધારી રહ્યા છે. સામી બાજુ, ભણકાર [૧ લી ધારા] પછીના દાયકાઓમાં અવનવા કવિતા સંગ્રહો બ્હાર પડતા રહ્યા છે, જેમાંની કેટલીક કૃતિઓ—તેમના સર્જકો સાથે—સારી ખ્યાતિ મેળવી ચુકી છે. તેમનાથી આકર્ષાયલા અને ઉપજાવાયલા નવા કવિતાભોગીઓ મ્હારા આ સંગ્રહની રચનાઓમાંથી કોઈ ને કોઈ પ્રતિ સમભાવે આકર્ષાય એ પણ બનવાજોગ છે ન્હાનો શો ભણકાર પ્રથમ પ્રકટ કર્યો ત્યારે ન્હોતો જાણતો એમ નહીં, કે મ્હારી કવિતા—ભાવના અને કલાને ગુજરાતે થોડા જ ઝીલી શકશે. અત્યારે જાણું છું કે એ ભાવના અને કલાને ઝીલનારા સંખ્યા અને વજનમાં વધેલા છે, અધિકારે પણ વધેલા છે કેમકે તેમનામાં પ્રતિષ્ઠિત વિવેચકો અને સારા કવિઓનેય સામેલ જોઉં છું. અથ લઘુ મધ્યમ કદની મ્હારી કૃતિઓનો આ સમગ્ર સંગ્રહ પ્રકટ થવા પામે છે, તો આશા રાખું છું કે આ સમભાવી બંધુઓ મ્હારી રચનાઓના ગુણ દોષ બંનેની તપાસણી મૂલવણી હવે વધારે વ્યાપક રૂપે અને ઝીણવટથી શાસ્ત્રીય અને પ્રતીતિજનક રીતે કરવા લલચાશે. તેઓ પોતાના આ કર્તવ્યમાં કડક પણ ભલે થાય: મ્હને શીખવાનું મળશે. અને મ્હારા આ બોલ ઠાલા વિનય વિવેક નથી. કવિતામાં કેવળ નૈસર્ગિક તત્ત્વો ભળે છે બેશક, જે નથી શીખાતાં નથી શીખવાતાં. પરંતુ કવિતારચનાને સમગ્રે લેતાં, કવિ અમુક અમુક કૃતિ કેમ પાર ઉતારે છે, ઐક્ય અને સજીવનતા શી રીતે સાધે છે, પોતાનાં આશયની વ્યક્તિ માટે શું શું કરે છે, એવું એવું તારવતાં ચકા-

સતાં સ્પષ્ટ થાય છે, કે ધીરે ધીરે સાચી દિશામાં સાધનાએ જ કલાકારનો હાથ બેસતો આવે એવાં તત્ત્વો પણ આ બૌદ્ધિક વ્યવસાયમાં નથી ઓછાં ને નથી ગૌણ. અર્થાત્ આવી આવી વિગતોમાં સાચો કવિ દાયકાઓની તપસ્યા પછી પણ શીખાઉ રહે છે અને પોતાની કચાશો સુધારી પણ શકે છે. વળી વૃદ્ધ કવિને મહા પ્રયત્ને સાધ્ય બની હોય તે ચાવીઓ યુક્તિઓ અને ખુલ્લાં ગુહ્યો ["ઓપન સીક્રેટ્સ"] ઉગતા કવિઓને—એ વર્ગમાંના જ એકે ઉપમાન વાપર્યું છે તે મુજબ "વછેરાઓ" ને—સહજ બેસી જાય છે, અને તેઓ અનાયાસલીલાએ વૃદ્ધની આગળ વધી જાય છે. અકક્કલ કે આસક્તિ કે વાઢ કોઈની પણ આગવી મતા છે નહીં. કવિ ટેનિસન 'વેજિસ' [=વેતન] નામે એક ટુંકા કાવ્યમાં માગે છે—

"Give her the wages of going on and not to die."

ભણકારકાર પાંચ દાયકાથી પણ લાંબુ પ્રવર્તેલી દૃઢ આસક્તિનું વેતન માગે છે, કે ભણકારથી વધારે લયમધુર તેજસ્વી ઉદાત્ત ભાવનાશુદ્ધ સમુત્ક્રાંતિપોષક અને વિચારઘન કવિતાસંગ્રહો આપણી માતૃભાષામાં સત્વર બ્હાર પડો, અને આપણા ઉગતા કવિજનો સિદ્ધિસીડીના પગથિયાં પર પગથિયાં સર કરતા પ્રકાશ મુક્તલય અને સમુદાર માનવતામાં ચઢયે જાવ! જગતભરની પંકાતી કવિતામાં માનભર્યું પદ મેળવો!

મુંબઈ, ૧–૫–૧૯૪૨.



* છબી– આ સંગ્રહારંભે મુકેલી રાજકોટના સ્વ. ફોટોગ્રાફર બાપુજીએ પાડેલી, ઘણું કરીને ઈ. ૧૮૯૯ના ઉન્હાળામાં.

## અર્પણ—૧

ના આ કર્યૂં ઉરનિ એકલડી ગુહામાં,
ના એ થતૂં અણકર્યૂં; શકું ના વિસારી;
ને હૂં કદાપિ વિસરૂં પણ સૂર એના
વ્હે જે બન્યા કિમપિ દ્રવ્ય જ કૈં ઉરોમાં :
રે દૈવદત્ત મયિ રક્ત સમાનધર્મા,
છે દેશકાલ મુજ તે જ ત્હમારિ મૈયા :
તો હે સહોદર વડા, ભણકાર આ જે
મૈયાઉછંગ રમતાં ચડતાં પડંતાં,
મૈયા તણાં દુખસુખોચ્છ્વસિતો લહંતાં,
મૈયા મુખે જિગરની છલકો છવાતી
તે જોઇ પૂરિઅધુરી મનને કુણંતાં,
—કૈં શાંતિશુદ્ધિ મહિં પ્રાપ્ત પ્રસન્નબિંબ,
ઝીલાઈ ઈક મુકુરે વળિ કૈં વિડંબ,
—જેવા જેવા ઝિલાયા,
સ્વજન મુજ ખરા, અર્પું સસ્નેહ તેવા, } ૧૪.

## અર્પણ—૨

(હતું તે ને તે આ, જરિ વસનવેશે અભિનવું)
નવીન કવનો નવીન ગુંથણી નવીને લયે.
ફરંત નવલે જગે નવવયસ્ક રૂપાશકો;
ઘણા ય નવભાવનાભગત કિંતુ વયદાયકો
થતાં અમુક, થાય મંદ નવતર વિકાસન'આસક્તિએ.
ઘણા ય, નહિ સર્વ. કોઇ રહિ જાય ચિત્તે જુવા,
નવી નવતરા પિઢી સહ ચઢી ભરેવા ક્રમ,
ટુંકાય નિજ શ્વાસ તોય નવ છાંડતો ઉદ્યમ
નવી નવતરા પિઢી સહ ખભે ખભો રાખવા.

થયો છું સમસામયી દ્વય પિઢીતણો, થાઉં છૂં
હવે વળિ ત્રિજીતણો. પિઢિ ત્રણેમહીં જે ભલા
મ્હને, કવન માહરા સહ, નિજાંતરે લે જરા
જગા, "સ્વજન તે, સહોદર વડા વળી તે ખરા"
તણે ચરણ આ ધરી, પરમ લ્હાણસુખ માણું છૂં,
ભલે સ્વજન ગાળ દે: સ્વજનગાળ પણ હેતની જાણું છું. ૧૪

# અનુક્રમ



[ વિગતવાર અનુક્રમ દરેક ગુચ્છને અંતે ]

## મંગલાચરણ

આતમજ્યોત જો રે જંતુ પામર!
માટીનો મોહ શૉ રે જંતુ પામર!

ગાનતાન તે જૂઠાં જેનાં
જ્ઞાનધ્યાન તે જૂઠાં જેનાં ઉગમનિગમ નિઃસાર
ગુહાદ્યોત બ્રહ્મજ્યોત જો અજબ ગજબ એકતાર

માટીનો મોહ શૉ રે જંતુ પામર!
આતમજ્યોત જો રે જંતુ પામર!

વિજય વિજય હો! સુંદર કલાકલિત તે રસઝર કવિતાનો
ગભાર ઊંચા ઉડી; કાલકાલિમાય જીતે જે.

We poets are ( upon a poet's word )
Of all mankind the creatures most absurd

—A. POPE

આર્યા)

"કવિજન તો જનતામાં
છેક વાયડી સરજત છે જાણો:
હું કવિ હુંય તથાપિ
કહું છું; માનો, ન વા માનો."

આઘે ઊભાં તટધુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શીત રેવા સુહાવે;
ઊંચાંનીચાં સ્તનથડક શાં હાલતાં સુપ્ત વારિ
તેમાં મૅળે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી.
માથે જાણે નિજ નરિ જુવે કીર્તિ, તો સૃષ્ટિ સૂતી
ચોંકી ઊઠે, કુસુમવસને તેથિ જ્યોત્સ્ના લપાતી;
ને બીડેલાં કમલમહિં બંધાઇ સૌન્દર્યઘેલો
ડોલે લોટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.

ત્યાં સૂતેલો લવું નવલ અર્ધો અનાયાસ છંદ;
કે આંદોલું જરિ લય નવે બીનના તાર મંદ;
તેમાં આ શી રજનિઉરથી નર્મદાવ્હેનમાંથી
સ્વર્ગંગાની રજતરજ કે વાદળીફેનમાંથી,
—પુષ્પે પાને વિમલ હિમમોતી સરે તેમ છાની
—આની ભીની હૃદય ભરતી નીતરે છે, સુંહેની ?

## વીણાહૃદય

મહારાને વીણાહૃદય બિનઆધાર લટકે.
અને અસ્થિ પીંછાં પરણ રજ સૌ આવિ અડકે;
તપે દી'સે, રાતે ભરચક બને ઓસટપકે,
સદા સૌને મીઠા પ્રતિસુર કહો શું દઈ શકે? ૪

## કવિની સ્નેહતૃષ્ણા

વદન વપુને ન્યહાળી જોતાં કસૂર નહીં જડે,
ગગનતળિયે ચરનારાંના શિરોમણિમાં ઠરે;
પણ નયનને વિશ્વાસે જ્યાં ગણી નિજ જાતનાં
ઉછળિ તલસું બંધુભાવે, છળૂં નિકટે જતાં.
પ્રણય ઉભરે પ્રેર્યો ઢૂંઢૂં ઝિલી શકનારને,
પ્રણય તરસે ઘેલો જાચૂં પિલાવનહારને;
બહુ તરવરે મનુજાકારો જુવો. દગ જાય જ્યાં,
પણ હૃદયને ત્યારે એવૂં કહો મળવૂં જ ક્યાં!

તરસઉભરે મૂક્યા માઝા ધર્યું ઉર કોટિધા,
સ્વક્રિય રસથી રંગી લીધા અનેક અનેકધાઃ
પ્રિ'તમ નિરખે. ઉન્માદે જે છબી ગત વ્હાલિની,
સજિવ જ ગણી—કલ્પો ભાવી દશા હતભાગિની!
અનુભવ થયા વારેવારે, જિગર ઉથલી ગયૂં,
નથિ તદપિ હેવાતૂં, નાંહી મળે દિલજોડલૂં;
વહિ ગઇ વળી શાંતી જેથી નિભાવત એકલૂં,
—અરર, ઉર બેચારા, ત્હારે ઝુર્યાં કરવૂં ઠર્યૂં! ૧૬

## કવિનું કર્તવ્ય

સલાહ કવિ આપું જો સ્મરણ કાવ્ય કવતાં ધરે,
ન વસ્તુ કદિ શોધ કાવ્યતણું આત્મચિત્તાન્તરે;
વિશાળ જનતા વિલોક મમતાથિ, સન્માનથી,
વિસાર નિજ હર્ષ શોક, ભુલિ જા નિજાત્મા મથી.
ઉગાડ ઉર માંહિ એક ઉરપદ્મ એવૂં નવૂં
સ્થિરપ્રકૃતિ જે ન હોય કદિ લોલકૂં દૈવનૂં;
દલેદલ વિશુધ્ધ જેમહિં યથેચ્છ નાચી રહે
ગભીર અભિજાત તીક્ષ્ણ મૃદુ માનુષી ભાવ જે.

વનસ્પતિ સજે ક્રમે ઋતુતણા પરીધાનને,
વસંત હિમ પ્રાવૃષ–શ્વસનચક્ર–જૈસી બને;
ઉદાર મનમાં તું બિંબ સરખાં બધાંને ધરે,
ત્વદીય ભુમિકાપ્રબોધ સહુ નિમ્ન હૈયે વહે.
સ્વદેશતણું ભૂત જીવન દિસે રહ્યૂં જે જતૂં,
સ્વદેશતણું ભાવિ જીવન જણાય જે આવતૂં,
ગણે અવર સ્વપ્ન એ ઉભય, તે થકી એતમા
ડુબાડ કવિ તૂં બધાં કરણ સામટાં તેહમાં. ૧૬

વિચાર અભિલાષ આર્ત્ત પરિતાપ આકીનમાં
યુગે યુગ તફાવતો જ વિગતે, નહીં તત્ત્વમાં;
પુરાતનભવિષ્યલીન કર કલ્પનાપ્રાણને,
કદાપિ કવિ વર્તમાન નહિ ગુહ્ય ભાસે તહને;
કરાંગુલિ વિષે તું સૂત્ર નચવીશ સ્વચ્છંદમાં
પ્રસંગ રસ સાધ્ય તર્ક ગતિ ઢંગ ને પાત્રનાં. ૨૨

બધા સુર ખિલાવજે મનુજચિત્ત સારંગિના,
બધાં ફલક માપજે મનુજબુદ્ધિ સાડીતણાં;
અજિહ્વ જિવતી જ આ કુદરતે તરે માનવી,
તરંગ લય એહના અજબ તૂં રહેજે લહી;
પ્રવાહ મહિં સર્ગના સ્મિત તું ધારજે દૈવનું,
રખે વિસરતો ક્ષણે રટણ એક સૌન્દર્યનૂં। ૨૮

## કવિનું એકાંત

રહે પડિ શું એકલો? ચલનિ વાડિની મોજમાંઃ
જમી રમત ગાન ધૂમ પત્તાંતણી મચવશું!
ઉઠ્ એ! નવ શું આવ તું? અરર કોણ તું જેહવો?
બળેલ! દિલલિજ્જતો તુજ સરીખ માટે કશી.

ગયા. વિષયકીટ એ અસલ લિજ્જતો શું લહે!
ભરે પવન મસ્તકે, ન હિ વિચાર મિત્રો મળે.
ભલે રમત એમની, મુજ કને મહાખેલ શા!
અને ટિણુટિણીતણું મળતું શુષ્ક કો કંઠમાં
શ્રુણી વહન, ગાન એ ગણિ, દિલે ઘણું રાચતા,
—ક્ષમા, સદય દેવિ, ધૃષ્ટ નવ તે નર્યાં અજ્ઞ જે.

પધાર, નિજ ભક્તનું હૃદય ત્હારું સિંહાસન!
મિલાવ ગુણ, પૂર સૂર, બહલાવ તુજ બાનિનેઃ
શ્રુણે, ગ્રહિ રહે પ્રસાદ તુજ પ્યાસિ આ મોરલો,
અને વિધુ સુધા થકી, ત્યમ ધરે કલાઓ બધી. ૧૪

## ગાનમહિમા—

ગીત તેવાં ગાય લોક જેવા હો સમૈયા,
ટાણેટાણે ગાય ગીત લોકના રવૈયા,
વેગવંત મંદ ગીત ગાય ઝીલે ભૈયા—ધ્રુવ.

માંડે તેનું એક ગાણું, રાંડે તેનું ઑર ગાન, ગી૦ ટા૦ વે૦ ૧

સ્તવન રણે જિત્યાનાં, રુદન રણે પડયાનાં,
બેય એકતાન ગાય ઉલ્લુ તે ગવૈયા—ગી૦ ટા૦ વે૦ ૨

વ્હાલી સહુ ગાય જેહ પાતર શું ગાય તેહ,
નહીં નરવર, તેને જાણવા ભવૈયા—ગી૦ ટા૦ વે૦ ૩

દુહાગણ ગાય બ્રેહ, સોહાગણ ગાય નેહ,
સુખીનેય મોહ દુઃખગાનના સવૈયા, ગી૦ ટા૦ વે૦ ૪

સૂર નવ, તાન નવ, ગાય કવિરાયા.
૩૬ ગાનતાને રાજિ રાજિ ઇતર ભૈયા, ગી૦ ટા૦ વે૦ ૫

કોઇ સજે કામ, કોઇ રામ ભજે, થાય કોઈ
ગોપી આઠ જામ, નંદનંદનતણાં ગુલામ;
કોઇ તપપ્રૂઢ યોગબૂડ કોઇ બ્રહ્મ ખોજે,
સાયરનો પાર લહે કોઇ જ્ઞાનમાં તમામ:
ભિન્નરુચિ લોક એમ ભલે, ભલે ભિન્નનેમ
જાણો જણ કોઇ જે ન ગાનથી ધવૈયા—ગી૦ ટા૦ વે૦ ૬

## કવિઓનો રાસ

ગાઈયેં ગવાડિયેં ઘૂમિયેં ઘુમાડિયેં —
—સા રે પ ધ ની ની પ મ ગ સા—
અનુભવિયેં 'નુભવાવિયેં સાજન! ગા૦ ગ૦—ધ્રુવ
અંતર 'ભ્યંતર ઊભરા કલ્પનભોમવિલાસ
આતમના ઉલ્લાસ સાજન! ગા૦ ગ૦ ૧

દર્દીલાંનાં શલ્યશમન ગુલામોનાં બંધછેદન
દુર્ભાગીનાં શાંતિસિંચન સાજન! ગા૦ ગ૦ ૨

કળિયોનાં નૌવિકસન ઉડ્ડન, જોબનનાં ઉજ્જવલ સાહસધન,
વૃદ્ધોનાં મૃદુ વત્સલ લોચન સાજન! ગા૦ ગ૦ ૩

પ્રેમઅર્ડનતણા દમકત પટ, કિસમત વિલસિત ચળકત ઉત્કટ,
ધીરવીર પુરુષાતન ઉદ્‌ભટ સાજન! ગા૦ ગ૦ ૪

સુંદરિયોનાં વીતક દારુણ, ચડપડ વારાફેરા અતિગુણ,
સત્તાપ્રપંચપેચો નિર્ઘૃણ સાજન! ગા૦ ગ૦ ૫

વ્યષ્ટિસમષ્ટિ અખાડો ઊંચો. નરત્વનારાયણત્વ ટોચો,
મધ્યેદોલત જીવતાડીંચો સાજન! ગા૦ ગ૦ ૬

ઝીલિયેં ઝિલાવિયેં ગાઈયેં ગવાડિયેં
—સા રે પ ધ ની ની પ મ ગ સા—
અનુભવિયેં 'નુભવાવિયેં સાજન! ગા૦ ગ૦

## કવિતાની અમરતા

વધે તિમિર, શૈલશૃંગ બુરખા ધરે મસ્તકે,
સરે દ્યુતિ જલોતણી, તરુ છવાય સૌ કાંહડે;
હુલાસિ મધુરા જ જાય શમિ સર્વ કલ્લોલ તે,
નિકુંજ વનરાઇ શી મુખર, રે બને મૂક તે;
ગઇ દ્યુતિ ઉડયાં ખગો; ગતિ વિલાસ લીલા અદા
અરે સરસ ગીતડાં, સકલ સાથ જે એકદા
સુરૂપ પ્રતિ-એક, સુંદર વિશેષ એકેકથી
હતો, ગત શું તે થતો જ, ફરિને શું મળવો નથી?
નિશા પછિ ફરી ઉગે દિવસ, ગ્રીષ્મ વાંસે તૃષા;
અને ત્યજિ અહં જુવે મનુજસાથ કેરી દશા
જુવે જ દગ તે જગે યુગ રસાલુ સૂકાતણી
ક્રમે ભરતિઓટ ઓટભરતીતણી બેલડી.
ન મૂક કવિતા થતાં કવન મૂક આ વેળનાં,
અહં વિસરિને જુવો,-કવિ યુગે યુગે નૂતના. ૧૪

## ચિત્રકૂટને સ્વાગત

ઉગે રવિ, ઉગે ઉષા, અરુણ, કે ભળકિયો કહો:
ઉગે નભતટે અહા, કઠણ રેતટીંબા શિરે:
ઉગે દગ દુખીસુખી ઉર ઉતારતી રેખમાં.
સ્ફુરે કલમ ત્યાગરાગ વઇભવ નિચોવતી રંગમાં;
ઘડે તનમરોડ ત્યાં કથતિ ગુહ્ય ચારિત્રનાં,
કટાક્ષ ચિતરે તિહાં પટ ઉકેલતી દૈવના:
છબી જ નિરમે તિહાં પ્રકૃતિ મૂક માંહે ભરે
અશબ્દ પણ કારમી ગજબ ભાખનારી ગિરા.
 પધાર, સખિ, હેતને ઉમળકે વધાવૂં તને:
અકેલ હતિ, આવ ભેટ મુજ માજણી બ્હેનડી !
અને સદન આ દિસે કઠણ રેતટીંબો ભલે,
ઝિલી કિરણ આભલાં ગુંથિશું બેય બ્હેનો સહે
સુકોમલ અનંગમાલ, મધુરા રસે લ્હેરતી,
ઉરો હિંચવતી, સુધાઘુંટ પિવાડતી, રૂપસી. ૧૪

# કાલિદાસ

મહાકવિ તું કાલિદાસ, તુજ મુક્તકોની પ્રભા
છટામધુર ને સહાસરલ વાસ્તવે વર્ણવે
ફૂલો કિસલયો, લતાતરુવરો, નદી પર્વતો,
સુધાધવલ મ્હૅાલ જ્યાં ઝળહળીત રત્નદ્યુતિ,
વનો નિબિડ અસ્લુસૂલ, નગરો જનાકીર્ણ, ને
સુરો, ઋષિકુલો, સુધર્મ છડિધાર રાજર્ષિઓ.

મહાકવિ તું કાલિદાસ! તુજ કલ્પના–અપ્સરા
અગોચર કરે છતા કંઈક ભાવ અધ્ધારસ્યા:
વળી સ્થલ કથા પ્રસંગ વિગતો વિભિન્નેયતે
અનંગ શિવ–પૂતનું અજય્ય સંકટો જીતનૂં
તવાઇ તપથી થતૂં અમરસત્ત્વ, નરનારનૂં
સુકાવ્ય કરતો તું નેહરસસિદ્ધ અદ્વૈતનૂં.

નહીં ફિકર લેશ ભાવિતણિ માનવીજાતિનાં,
રચે યુગલ ઐક્ય જ્યાંલગ અનંગઅદ્વૈતનાં. ૧૪

## કલારાજ્ઞી કવિતા

[૧]

વિનશ્વર બધું; અનશ્વર કલા મહા એકલી.
પડે ગગડિ વિસ્મરાય અહ રાજ્ય રાજાકુલો,
રહે અમર કોઇ કોઇ પ્રતિમા ઘડી આરસે,
મલીન મિતશબ્દ કોઇ રહિ જાય સિક્કો જુનો,
ચડે જમિન ખોદનાર મઉ દહાડિયાને કરે,
—પ્રમાણ બસ એટલું જ મુગ્ધ કાલ દર્શાવતું
અનેક–રણ–જીત ઊર્ધ્વધ્વજ કોઇ સમ્રાટનું.

વિનશ્વર બધાય દેવ; ન સનાતના દેવતા;
અનશ્વર અમર્ત્ય કાલવહને તરે, ના ડુબે
શિરોમણિ તમામ માનવરચ્યાં કૃતિમંડળે
લસે અસલનૂર દૂર કવિતા કલાસ્વામિની! ૧૧

[૨]

થાય નાશ સર્વનો,
ટકે છ માત્ર વસ્તુ રૂપસી:
કોટ કોસિસાં ધિંગાં
ટકે ન જેમ મૂર્તિ આરસી.

અનાદિ દેવું ભાંગતાં
હજો જડે પુરાણ,
વારવાર,
બુદ્ધ વા સુહાણ,
સૂર્ય વિષ્ણુ પાર્શ્વ આદિ કે મહાન.

દેવદેવિ યે ચળે
વિનાશદંડને દડે.
આર્સ ધાતુ રંગ રેખ નશ્વર:
અમર એક શબ્દગુંફ સુંદર.

ભૂંસ ચ્હેર વીણ ગૂંથ
શબ્દ અર્થમેળમાં સનાતન;
ભાવના'ત્મ હાસ લસત
સર્જ વાણિ-આયતન. ૧૭

[૩]

આજે જનો વસિ રહ્યાં ઘરમાંહિ જે જે
ભાંગી ઘનાનલ'નિલે વણસી જશે તે;
ઝંઝા ન આતપ ન મેઘ મહેલ મ્હારો
આ લેશ ખંડિ શકશે કવને ચણેલો.

નમોસ્તુ પદ્મદેવિ! સાચિ પ્રાણદા!
અનંત કાલસ્રોત સારું ભૂરું સર્વ
જાય તાણિ દે ડુબાવિ ભૂત–ગર્ત;
એ પુરાણમાંથિ માત્ર જીવતૂં,
પદ્મદેવિ, જે કંઈક નોંધ તૂં.
રણો કિયાં કિહાં ગયાં લડાઈ તે,
ગઢો મહા વળી ગયા દટાઈ તે,
રાવરાણિ ઝબકિયાં ખદ્યોત શાં,
નિશાતળે શમ્યાં જ ચાંદની જશાં;
શ્રેય બોધ શા દિધા કિયા ગુરૂ,
વાક્સુધા ઝરંત શી વદ્યા પ્રભુ:
પદ્મદેવિ, જે યથેચ્છ નોંધ તૂં
સદાસુહિત, અસ્મદીય તેટલૂં.
પૃથા પડે ન ચરણ તાહરાં જિહાં
—ન્હાણું કોક, સિક્ક કોક, ટીંબ કોક
મૂક તેજશૂન્ય ભૂતશેષ એ
દિસે ટકેલ તોય નિષ્પરાણ તે.
કાલસ્રોત સર્વ કૈં ડુબાડતો,
ત્વદીય લયપદી જ, દેવિ, તારતો.

[૫]

## ઉત્તમ કલા અને કવિતા

(ખંડ હરિગીત)

સ્વપ્ન તો ય ન ખ્વાબ કેવલ
સત્ય તો ય નર્યો ન વાસ્તવ,
ઐતિહાસિક આજની ને ભોંય ઊપર
પણ અ-ધર પ્રાસાદ એ તો કાલ-પર.

મન હરે વૈવિધ્યભર ઉપવને પરિસર;
વિતત તો ય સુખે જ નેત્ર નિહાળતાં
નર નાર વિરલ વિરાજતાં
નિજ કોડ માટ મૃગેંદ્રથી મૃગકો સમાન મથંત અંદર;
પ્રતિબિંબતો ત્રણ લોક, જાણે લોક પર!
કલ્પનામય શિખર ધસતાં ચુમે અંબર!

જો, નયનભર જો રસિકવર!
સ્પષ્ટ વર્ણાકાર એ સોહે, અગર ગળિ જાય છે
દરિયાગગનના નીલશુભ્ર ઉજાસ અંદર? ૧૩

૧૯૪૨ જાન્યુઆરી.

## શ્રી 'કુસુમ' મંડળને [૪]

ત્હને 'કુસુમ,' સોંપું એક તમ યોગ્ય સન્મિત્ર કો?
બનૂં તમ <u>પુલોનિયસ</u>?—"ખુદ વફાઈ સેવો!" કહૂં.
કિશોર વય ફૂટતી નવયુવા વિષે નર્તતૂં
સહુ વસિ ભણી રમી સ્વપન સેવિ કલ્લોલતૂં,
સદાનવલ, પૂરતું વિવિધ, લેખિકા લેખકો
તણું તમ સહાયમંડળ સદા ય હોશે બન્યૂં.
ચહૂં ખુદવફાઇ આ તરુણ ને તરુણિકા કને:
યથાવય રમો હસો, પ્રકૃતિ ઊર્મિ રુચિ ભાવ ને
વિચારવળણે વિવાદનવિષે સ્તુતિપ્રહસને,
વિલાપરુદને, જુગુપ્સન, ઘૃણા, તિરસ્કરણ વા,
ગમે વિષય જે, પ્રવાહમહિં જેહ લાવે 'થવા,
રુચે કવન ગદ્ય વા, જટિલ કે સરલ શૈલિ વા,
ચહો અધિક પંડિતાઇ ચતુરાઇ સર્જકપણૂં,
—તમામ મહિં સેવજો ખુદવફાઇ, બડમંત્ર એ પાઠવૂં. ૧૪

## સર્જક કવિ અને લોકપ્રિયતા

જુઓ, ઉઘાડું આ કમાડ, જાવ જ્યાં રુચે;
સ્વલ્પ બિંદુયે દયાનું ના ખપે હુંને.
ખિલો તમે ઉછાળતાં અજબ્બછટા ઉંચે,
સુંદરી, વડો વરેલ પંથ ચ્હાવા તે ક્રમે,
હો સ્વતંત્ર, એ જ પ્રેમતૃપ્તિ દ્યો હુંને તમે.

સાંભળ્યૂં હશે ઘણુંય જે બખીલ ને
અસૂયકો ગુંથી રહ્યા વિરુદ્ધ માહરી;
દ્વેષબીજ એ ઉદાર કાળજે સરી
કરે કઠોર સૌમ્યને, સખેદ વા સલીલને,
પ્રેમને અસહ્ય તે: પ્રિયે, ન પ્રેમ ઝૂંસરી:
સ્વતંત્ર આવિયાં, સ્વતંત્ર ત્યાગવા અશીલને,
જુઓ ઉઘાડું છે જ દ્વાર, જાવ જો જવૂં જ નીસરી.

શબ્દ ના!; ન કંપ લેશ; ચક્ષુઝાંય કળાય
દીર્ઘ પક્ષ્મ પાછળે? પરંતુ દ્વાર સુંદરીકરે વસાય. ૧૪

## પ્રતિધ્વનિ

સુણાય ભણકાર ચોતરફ રોજ નાના જગે
—અગાધ ગગડાટ, મર્મર મિઠા ઘનો વાયુના,
ભયાનકથિ મંજુ સૂર વન સિંધુ પ્હાણે નગે,
જલસ્થલનભે અસંખ્ય રવ જીવ ને જંતુના,
મહી કરુણ ને જિતે ધ્વનિ કદાપિ આનંદના.
પરંતુ સમુદાયમાં ઉભરતાં જનો જ્યાં ઢગે,
તિહાં કલહ ચડસુલા, જડ વિલાસમસ્તી ચગે:
બસૂર અદ કારમા તુમુલ ઘોષ શ્હેરોતણા
મદાંધ ગહિલા અરે દનુજિ રોષખારે ધગે.

તિહાં વિરલ જીવ સૂરદરિયા થકી મધુરિમા
વરી, રતિરસાર્દ્ર અર્થ સહ ગુંજતા કંઠમાં;
સુણે મધુરતા પિતાં મધુરતા જ પાતાં અને
સુધન્ય ઘડિએ અહો મધુર ગુંજ આત્મીય એ
ઝિલાઇ રસપુષ્ટ ગુંજતિ ફરી નિજાહ્‌લાદને. ૧૪

## ✓ સર્જક કવિની પ્રિયાકવિતાને અંતિમ ઉક્તિ

કિશોર વયથી, પ્રિયે, હૃદય મુગ્ધતાએ હર્યું,
ત્હને રિઝવતાં હું તૂંથિ અધિકો થયો રીઝતો;
વિકાસ તુજથી હુંયે સહજ થૈ ગયો વિકસતો;
ન તેંય મુજ કોઇ લક્ષણ સલીલ જે ના ધર્યું.
રહ્યાં કર કરે ગ્રહી, પદ પદે ચલ્યાં ડોલતાં,
વિષાદ ઘન ઘામ ટૂંડક સુખાનિલોની વળી
સહ્યાં ઉભય કંઠ કંઠ યુગલે ભુજા સાંકળી:
દ્વયત્વ સહુ વીસરાયું, દૃઢ જામિ ગૈ એકતા.

પ્રિયે ન કળું ક્યાંથિ તૂં મુજ પડી ગઈ લોચને,
કળૂં નવ વળી શિ રીત અધિકાધિકી જીવને
ઝલે ભળિં ગળી બની તું મુજ જીવનૂં જીવન:
જઇશ ઉડિ તૂં હવે? ન મુજ જોર ત્હારી કને,
અતૃપ્તિ પણ તેં ન લેશ ઉણપે ન રાખી અને:
કહૂં છું બસ તૂં જતાં વણસશે જ આ કેતન. ૧૪

## નવ્ય કવિતા:

**ન મ્હાશો વા મ્હાશો? સકુતુક પુછે નવ્ય કવિતા**

મ્હને મ્હાશો? ના હૂં લલિત લલકારાંવલિ તરલ:
નહીં મ્હાશો? હૂં તો હૃદય ઉતરૂં તે પછિ સરલ.
મ્હને મ્હાશો? ના હૂં પરિચિત–પદાલંકૃત પટલ:
નહીં મ્હાશો? હૂં તો મરમ સમઝાયે દ્યુતિ વિમલ.
મ્હને મ્હાશો? ના હૂં પ્રભુ ભજું ચમત્કાર ગજબે:
નહીં મ્હાશો? હૂં તો કુદરત રહૂં મોહિ અજબે.
મ્હને મ્હાશો? ના હૂં દ્રવું સુરવિલાસાદ્ભુત રસે:
નહીં મ્હાશો? હૂં તો પિગળું જગના અંધ હવસે.
મ્હને મ્હાશો? ના હૂં જડબલજયાલેખન કરૂં:
નહીં મ્હાશો? હૂં તો મૃદુલ રતિરંગે દગ હરૂં.
મ્હને મ્હાશો? ના હૂં ગત સમય જાજ્વલ્યથિ હસૂં:
નહીં મ્હાશો? હૂં તો ઉડયન જ ભાવિ પ્રતિ ધસૂં.

મહાકાવ્યો જૂનાં કવિયન અને વંદું સહુને:
નવે કાળે તોયે કવન નવલાં સર્જિ દઉં ને? ૧૪

## ગુર્જર કવિતા બ્હો!

ઝરણુ થિજ્યાં ફરિ વહો, બનો ફરિ શિલા સજીવ અહલ્યા!
ગુર્જર કવિતા બ્હો સાહસિક કલા ખીલવી વિમલા:
અર્થ શબ્દ, ધુપછાંય, રૂપરંગો, સુરતાલો,
વળિ મેધાબલ ભોમ, વ્યોમની પ્રતિભા છોળો,
—જુગલ પરસ્પર પ્રીતે
સ્વતંત્ર સ્વકીય રીતે—
સાહિ બાંધ્ય મલકંત જહાંઆસ્માન ઉજાળો!
દેશ કાલ હદ ટપી અમર નરવંશે મ્હાલો! ૮

---

## કવિને

કથા વિગત ચિંતન પ્રભૂત, વાણે તાણે નિર્મિત પટ;
સ્વભાવોકિત રસ ને અદ્દભુત, રંગે રંગિત ગોરારકત;
શબ્દ અર્થ ઘન, સરલ, વિમર્ષક, છંદ નાચતા લ્હેરી ગત;
છેડા કોર છબિલ'કર્ષક:—કવિજન, એટલડી જો છત,
તો તુજ સત્કારાશે કલા: છતન્યૂને અપસર્જિત બલા
ડુબશે ત્હનેય ડુબવી ભલા!
માત્ર કોડ–પૂંજીની છતે કવિ–વરમાળ મળી જતિ હતે,
—કવિ એકે નવ તપસી થતે!
નહીં તાપ તે શેનો ભાણુ? તપસ્યા જ કવિયનની ખાણુ. ૯

# પૂછું, મ્હને કહેવ

પુષ્કળ કવિતા માત્ર શ્રવણરંજની, તે વિષે
પૂછું રસિક સુપાત્ર, –કવિતા બસ વાદિત્ર કે?
પુષ્કળકવિતા માત્ર લાલચવશ, જશ જોડતી,
રસિક વિવેકિ સુપાત્ર, કવિતા શું ભાટણુ સુઘડ?
પુષ્કળ કવિતા માત્ર ફૂલણુ ફિસિયારી, વળી
પુષ્કળ કવિતા માત્ર પોચટ, આંસૂ સારતી;
પુષ્કળ કવિતા માત્ર ખોટો ઓપ, અસત્પ્રભા,
પુષ્કળ કવિતા માત્ર બલિહારી ભાષા તણી.
કવિતા થોકે થોક ટાળે ટોળે વાયુમાં
જુસ્સા જે, જે શોક, નર્યા જ પડઘા તેહના.
'કવિઓ'ના પણ થોક જથો જેહ માને, ભુલે,
તેજ ગાઈને લોક –વાહ વાહ રળતા ફુલે.
કવિ તો ઋષિ ગુરુ દેવ દૂત, વગેરે સાંભળ્યું;
પૂછું મ્હને કહેવ, તૂત એહ કે ઊપજ્યું?
કવિતા દેવી ભવ્ય, સંસ્કૃતિ રક્ષે, ઉધ્ધરે,
તો કોનાં કર્તવ્ય નીરક્ષીર વિવેકનાં?
ને કવિતાના હંસ નીરક્ષીર વિવેચકો
તેને મામા કંસ ગણી શું ગરદન મારવા?
ઘણીય કવિતા માત્ર નીરસ, કર્કશ. દુર્ગમ;
જોતાં ગળતાં ગાત્ર અર્થકણી પણ વા ન વા!
જટાળ તર્કિ–કઠોર છોલી ફોડી નાળિયર,
કોપરું શરબત ઑર આપે વિરલો હંસલો,
થળ થળ હંસ ન સ્હોય, થળ થળ ન્હૈં ઋષિ ન્હૈં કવિ,
થળ થળ કવિતા ન્હોય, સૂડા સવેય કીર ન્હૈં.

# સાચો કવિ—(૧); (૨)

### (૧): આત્મીય ભાન–શાસ્ત્રીયજ્ઞાન

આત્મીય ભાનતણિ વૃદ્ધિ વિશુદ્ધિ થાતાં
સૂકૂં લિલૂં કવિપણું વિલસે કદાચિત;
સાચો પરંતુ કવિ તે કરુણાર્દ્ર શાંત
જે લાગણી અગણુ બંધુતણી લહે છે
તેને ચગાવિ ગગને રમતી કરે છે,
ને એ અભોમ દ્યુતિથી હૃદયો રસે છે.

શાસ્ત્રીય જ્ઞાનતણિ વૃધ્ધિ વિશુદ્ધિ થાતાં
લીલાં સુકાં સરજનો વિલસે કદાચિત્;
સર્જે પરંતુ કવિ તે વર સર્ગ સાધુ
જે સારવી અગણુ બંધુતણા વિચારો
તેનાં સજીવ નરનારનિ મૂર્તિવાળાં
વૃત્તાંત જે ગુંથિ શકે રસઝર છબીલાં. ૧૨

### (૨): સર્જન સફર

વાણિને હોડલે સઢ સજો છૈદિલા
બુધ્ધિને ભાળવી દ્યો સુકાન,
કલ્પનાપાંખ સોતાં હલેસાં ગ્રહો
આશ ધ્રુવકેન્દ્ર તાકો નિશાન;
હોડલે સંકલન–પાટ એવી મઢો
છિદ્ર કે તરડને ન્હોય સ્થાન,
જલ અનિલ ખેલવી કેળવી, પંથિ, ખે—
ડો સફર બેફિકર મુકતગાન. ૪

પ્રથમ ગુચ્છ

અનુક્રમ

## કવિ અને કવિતા



ગુચ્છ ૧ લો સમાપ્ત

नायमात्मा बलहीनेन लभ्यः—ઉપનિષદ.

“ નાગો આત્મા બલહીને અલભ્ય: ”

## આરોહણ

Up up and aloft
Soar away into the un-domed the ever-resplendent
Empyrean!

"ઊડ! ઊડ! ઉચ્ચ ઉચ્ચ!
અંતરિક્ષ શિખર અતટ ને સદા જ્વલંત
સ્પર્શજે ઉડંત!"

સખે, હૃદય, ક્યાં હશો? પથ કયો ચડો આ સમે?
ચડે અવર કોઇ સંગ, થઇ કે રહ્યા એકલા?
અને નયન જે સદા મધુર દીપતાં, તે હજી
લસે અસલરૂપ, કે કંઇ શું થાકઝાંખાં થયાં?
જરા વિષમ આ ચડાવ, સહુ સાથિ હારી ગયા,
વળ્યા પગથિ અન્ય, જે ઉતરતી તળેટી તળે.
બપોર સહુ ગાળશે સ્ફટિક કો ગુહાકુંડને
લટી હિમશિલાતટે, નિરખતા નિચે દૂરનાં
વિસર્પિ સરિતાકુલો, ઉટજકુંજગામો છુટાં,
અને વનવિંટેલ ખેતર સમૃદ્ધિવાળી ખિણો

મ્હને પણ ઘણું કહ્યું ઉતરવા નિચે સાથમાં,
પરંતુ ચડવું હજી ચડવું એજ મ્હારી તૃષા.
ચડૂં, વળિ ઉભો રહૂં; પ્રતિપદે દિશાઓ ખસે,
સુદૂરગ બને સુતીક્ષ્ણ અંતર ઉકેલતાં લોચન;
નિહાળું જગચિત્રની પલટતી જ છાયા પ્રભા,
વિવેચું કઇ જીવતી નિધનવાળિ રેખા કઈ;

વિલોકું નર, ચીનતો પ્રકૃતિસત્ત્વ નારાયણુ,
અને વિધિસમુદ્રમાં નિરખું ભંગ સંકલ્પના.

જલો અગનિનાં સજી અનિલપાંખ નિર્મલ બની
તરંત ખગમાલ સંગ નભઘુમ્મટે ખેલતાં;
સુવે ઢળતિ ઝાડગોળમય નીલ શય્યા વિષે,
રચે ઝુલતિ લગ્નગાંઠ કર સાહિ તરુવેલના;
ભરે કુસુમ પ્યાલિએ સ્ફટિક મોતી વેરે દલે
શકુંતકલગી ખચે ચળકબુંદ હીરામય;
વિદગ્ધ તરુ ઢાંકતાં, ક્ષણુ કરે કપિય શોભતા,
શિલા પણુ પરિષ્વજે કઠિનમાં સરી કોમલાં.

વસે અહિં મઠો વિષે 'મુરતિયો' ધરી ખાખ ને
વિરાગ વદને પરંતુ ઉર તો નર્યાં દુન્યવી;
નિચેથિ ગૃહિયોતણા સતત 'પંચભાગો' વળી
'પ્રસાદ' ચડતા અહીં, જહર એમ ભરતા જ એ;
ચડે ઉપર ભાવિકો, હરખવંત જાત્રાળુઓ,
ધરે 'ફુલ ન માત્ર સ્વલ્પ ફુલપાંખડી,' તે ગ્રહે;
ઘણી ગિરિનિ ઓષધિ, વન અનંત ફાલ્યાં ફળયાં,
કુઠારિ, વળિ કાછિયા, કણબિ, માળિ, વૈદ્યો અને
વિવેકહત દર્દિના અધમ ઊંટવૈદ્યો ય એ:
સમાધિછલ જાણતા, 'ભુરકિશક્તિ સાધી અમો ?'
—બડાઇ અવરે બકે, કપટ બ્રહ્મચારી, સદા
અધોગતિ સ્વિકારતા ચશચશી જ ગાંજાકળી.

સ્મરે કવિ કહ્યૂં ત્હમેં, 'કુદરતે બધૂં સુંદર,
અને ફક્ત માનવી અધમ,'—તે અહીં તો ખરૂં.
અરે નહિ નહીં. અહીં પણ કદાપિ એકાદ કો
મઠોતણિ શિલાભુમી કઠણ વીંધિ મૂલો ઉંડાં
(તજી પતિત વર્તમાન) પ્રાચીનથી પોષિને,
પુરાણ ઋષિયોગિનો તપ શમે અને જ્ઞાનમાં
સમોવડ બની રહે, હૃદય બુધ્ધિ આત્માતણા
પ્રસારિ વળિ કૌમુદીધવલ પુણ્ય કિરણો સદા
ન હોય જડ કુદરતે ધરિ રહે જ સૌન્દર્ય તે.

ચઢૂં ઉપર. હા! સખે, વિકટ આ ચડાવે ત્હમે
નહીં નિકટ; કર ચહે તમ ખભો જુની ટેવથી.
નથી પગથિયાં રચ્યાં; પથર ધારવાળા લિસા,
અને અણિ'લ કંટકી નિબિડ ઝાડિ આ કારમી!
પદે પદ વળૂં નિચો, ઉઝરડે વિંધાતો વધૂં,
ક્યહીં દગ ચડે વળી પદવિ વ્યાઘ્ર ચિત્તાતણી.
અહા, ગઈ જ ઝાડિ, ઝળહળત ઊપરે વ્યોમ શું!
—અરે પ્રખર સૂર્ય, સત્યવર વત્સને શો દમે!

દિસે કુદરતે અહીં રચ્યું શિલાતણૂં આસન,
તપાવ્યું રવિએ, તથાપિ ઘડિ થાક ઊતારું હૂં.
ચડયો નિરખું પંથ તે; જલરસો જ નીચે રહ્યા
જણાય ન જણાય સૃષ્ટિ સુંદર ગુંથેલ રંગેલ એ.
હવાદલ વિશાળ આ ભુખર દીપતૂં, તેમહીં

સરે રસળતાં જ મીન, ખગવાદળાં ઓ ડુબ્યાં!
ધરે સુઘનશ્યામ છાય નિજ મોહમુખેં પુરી
લપેટિ જતનેથિ ખીણ ફુસલાવિ ઢૈ લોચન!
અહા, સ્વર મિઠો! ફરી! નગર આ શું ગંધર્વનૂં?
ફરી જ રણકો! અહો અનિલ, આવ રમ આ દિશે!
પડેલ તજિ દીધ આ ઉંચિ ટુંકો વિષે મંદિરો,
રહ્યાં ત્રિવિધ પંથ ને શતક લુપ્તનાં સ્મારક,
ધરે હજિ સુકંઠ ઘંટ; અનિલો જ યાત્રી મિષે
વગાડિ રમતાં, દિગંત ધ્રુસતા વડે એ સ્વર,
સુણાવિ અહિંયાં કરે ચકિત લોક વ્હેમી ભલા.

અહા મધુર ઘંટ મંદિર વિષે સ્વેચ્છાનિલે
હતા મુખર, શો વિષાદ પ્રકટો તહમે આ ઉરે!
રહ્યો શું પૂર્વજ મહાપ્રબલસત્ત્વ આર્યોતણો
ત્રિકાલજિત ધર્મ,—ઘંટ રવ મિષ્ટ આ કેવલ?
અહો જગતવંદ્ય ધર્મધુતિ સેવતા પૂર્વજો,
ભગીરથ તપોબલે જગરહસ્ય લાધ્યા તહમે;
વહે અનિલ ઈશ્વરી નિયમથી, કદાપી વહે
સ્વરો તમ, ન તે સુણાય પુરતા, ન સમજાય કે;
કદાપિ નજરે ચડે હુબહુ મૂર્તિ તમ ધર્મની,
ન એ નિજં પ્રકાશ, રાખકજળાયા જ તણુખા સમો
નપુંસક, શકે કરી પ્રકટ અન્ય આત્મા વિષે.
ગઈ ધણિ પ્રજા, થયા સ્મરણશેષ ધર્મે ઘણા;

રહ્યાં વચન એમનાં,—ફક્ત કલ્પનાસૃષ્ટિ એ
પુરાવિદ્દતણી પુરાણ ઇતિહાસ સાહિત્યની!
સજીવન ઉદાત્ત ના ચરિત એ 'હ્ય સર્જી શકે.
જશે ગરવિ આર્યજાતિ, બ્રહ્માનિ પુત્રી વડી?
ત્રયી શમિ જશે શું ક્ષીરપયસીંધુધીને પયે?
થશે શું ભારત યુનાનિ હોમરતણાં મહાકાવ્ય શું!
નહીં શશિકલા ધરી, ક્રુસ શું ધારશે મંદિરો?
ન ક્રુસ ન શશીધ્વજા કળશ નાપિ ગુંબદ શિખર,
ન મંદિર મસીદ દેવળ, ન ધર્મ નામોનિશાન,
સમાજ પાર્થિવ નર્યો જ અથ વા હશે શું ભાવીતણો
બિજે ત્યમ અહીંય આ ભરતમંડલે યે હવે?
સખે, ઉર તુટે રુંધાય જિવ કાલઓથારથી
અને મુજ વર્ષે બળે અયુત આર્યકુલ પિત્રિયો
પ્રભો, કિરણ આશનૂં! ધરતિ કોરિ દુષ્કાળમાં
ચહે સલિલજ્યોતિ મેઘ, ઉગરે યથા સંતતી!

ચડૂં ઉપર. હોંસ ના; ફક્ત પૂર્વ નિશ્ચયવશે
વધે પગ, પડે કઠોર પડઘા પદાઘાતના.
અવાજ પણ એ સુવે પલમહીં સુના આ સ્થળે,
મળી ડુબિ અશબ્દમાં ગળિ જઈ થતો ના થયો.
વસે શ્વસિ લસી રહે સ્વયમ્ભોમ શાંતી અહીં,
ગભીર, તલહીન, ને જગતમેલ આત્માતણો,
કઈ જગતપાપડંખ, દુખ સ્થૂલ સૌખ્યોતણાં,
ઉતારિ ભુલવી દઈ રૂઝવિ, અંક પોઢાડિને
કરંત સ્વિય ધામયોગ્ય ભ્રમભટકભ્રાંત આત્માશિશુ.

અનંત અવકાશવ્યાપિ હિતવાંછુ ચેતન ઉર!
અનંતપટ કાલના વિતતતંતુ તેજોમય!
અનંત જિવયોનિના સગુણ કોટિ સંકલ્પના
અનન્ય સમ સૌમ્ય આદિ અવસાન શીકર્ષણ! ૧૧૦
અનંત મુખ જે સ્ફુરે, સ્ફુરણમાંહિ જીવી રહે
વિચાર અભિલાષગાન રતિ, તેહના ભાસ્કર!
સમર્પિત ઉરે ભજે સરલ દીન શિશુભાવથી
અનેક યુગદેશવંદિત મહાનુભાવો ત્હને;
પિતાં મૃતસજીવની દ્યુતિલ વારુણી તાહરી
દગો સકલ દેશકાલ લખરૂપ ઝાંખાં લહે,
રગે રગ વહે ચડે બલખુમારિ શ્રધ્ધાતણી:
જશે કંઇ પ્રજા! પડે કડડ ભોંય શું રાજ્ય કો?
થશે અમુક ધર્મ સંસ્કૃતિ તણું ગ્રહણ કે કદા?
ભલે વિવિધ ખેલ કાલ નટરાજ ખેલ્યા કરો,
—વસે તું નિજ રંગમાં, સકલ સૂત્ર તુજ હાથમાં! ૧૨૧

## રાસ.

### સમુત્ક્રાંતિ દિગ્દર્શન.

જલ જલ અકલિત સકલ દિશા મહિં, જ્યોતિ-અંડલસિયું ત્યાં,
જલજનની ધરિ હેત પોષતી, અંડમયી જ બની ત્યાં;
અંડથિ સૂર્ય અનંત પ્રકટિયા, ગ્રહો સૂર્ય સૂર્યે ત્યાં,
ગ્રહ–ગ્રહ પતિ મર્ત્ય લોક વિષે એ અંડ મોક્ષ પામે ત્યાં:
જલ-અંડ તણો વળિ અંડ-લોકનો એ
રાસ અખંડ વિહાર અનંત જ પીંડ-પીંડપતિનો એ. ૬

જડ જડ અકલિત સકલ દિશા મહિં, જીવ-બીજ સ્ફુરિયું ત્યાં,
જડજનની ધરિ હેત પોષતી, બીજમયી જ બની ત્યાં;
બીજ થકી તરુપ્રાણિયોનિઓ ઉચ્ચ ઉચ્ચ પ્રકટે ત્યાં,
પ્રાણીપતિ નર પ્રાણનાથમાં બીજ મોક્ષ પામે ત્યાં:
જડ-બીજ બીજ-તરુ-પ્રાણિ-મનુજનો એ
રાસ અખંડ વિહાર અનંત જ પીંડ-પીંડપતિનો એ. ૧૨

તન-તમ અકલિત સકલ દિશા મહિં અહં-જ્યોતિ ઝળકી ત્યાં
તનજનની ધરિ હેત પોષતી, અહંમયી જ બની ત્યાં;
અહંકારિ શિશુ યુવક બને એ, કામ વીર્ય પ્રસરે ત્યાં,
યુવક-બાલગણ-પોષક વૃદ્ધે અહં શમી વિરમે ત્યાં:
શિશુયુવક તણો - વળિ યુવકવૃદ્ધનો એ
રાસ અખંડ વિહાર અનંત જ પીંડ-પીંડપતિનો એ. ૧૮

સેવાધર્મે દેહ ધરી નિજ નિયમન પકવ બનાવે,
અર્થકામિ વિષયો જિતવા વિશ શાસ્ત્ર શક્તિ વિકસાવે;

સત્તાધર નિર્બલપાલક નિજ ક્ષાત્રકેતુ ફરકાવે,
નીતિધર્મ-દ્યુતિ સ્થિર શુચિ ઠારક ઉદ્ધારક પ્રકટાવે:
પગ-ઉદર તણો વળિ પ્રાણ-જ્ઞાનનો એ
રાસ અખંડ વિહાર અનંત જ પંડ-પંડપતિનો એ. ૨

ગાયત્રીસુત વેદભર્ગ નિજ અંતરમાં પ્રકટાવે,
એક પછી બહુ થવા કામના ઉપર રતી વિલસાવે;
બીજ-ગૃહેથી ફુટે નવાં ગૃહ કે ગૃહરતિ અળસાવે,
મમ-પર સમ કરિ જગકુટુંબની મોક્ષવિભૂતિ લગાવે;
અંકુરફુલ ફલબીજ ઉન્નતિનો એ
રાસ અખંડ વિહાર અનંત જ પંડ-પંડપતિનો એ. ૩

કુટુંબ કબીલા ભમતાં સ્થિર થઇ વધી ગ્રામ ઉપજાવે,
ગ્રામ ગ્રામ લડી વઢી હળી મળી ભળી જાનપદો પ્રસરાવે;
જાનપદો વળિ જાનપદો સહ રાષ્ટ્રસંઘ વર્તાવે;
રાષ્ટ્રભેદ લય અખિલ જગતના રામરાષ્ટ્રમાં પાવે:
નર-નૃસાથનો નય-સ્વતંત્રતાનો એ
રાસ અખંડ વિહાર અનંત જ પંડ-પંડપતિનો એ. ૩૬

રસ રસ અફલિત સકલ દિશા મહિં અમિત ચક્ર ભમતાં ત્યાં,
ચક્ર ચક્ર મળતાં અથડાતાં રતિ-વિરતિ ધરતાં ત્યાં;
રસતૃષ્ણા રસભોગ પકવતાં અનુભવ જ્યોતિ સ્ફુરે ત્યાં,
ચક્રપણાનાં પડ પછી પડ ગાળીતી જ્યોતિ ખહડે ત્યાં:
સ્થૂલ-સૂક્ષ્મનો મમતા-સમતાનો એ
રાસ અખંડ વિહાર અનંત જ સ્વયં પંડપતિનો એ. ૪

# યોગી મહિમા.

क्व ते योगिनः सत्त्वनिष्ठा मुक्ताकांक्षाः परमहंसाः सर्वगतयः
सर्वशुद्धात्मदृष्टयो विश्वसौख्यसदारताः--હરિ હર્ષદ ધ્રુવ.

વ્યોમપાતાલમાં વૈનલીલાશમાં
ઝળકને રંગભર છાંટનારો,
પોઢિયા પવન અવકાશ પેટાળમાં
જગવિ સર્વે દિગ'ન્દોલનારો;
ગુપત છે મનુજને અંતરાભ્યંતરે
કુદરતે છે ગુહ્યગુહ્ય એ તો,
મગજ મગજે ગ્રથંતો મનનતંતુ એ
ફુલફુલે રૂપ સૌરભ ભરંતો:
તારલા ચમકતા જાળ પર જાળમાં
કોટિ તે જાળની ચમક એ છે,
રમણિલાવણ્ય મરદાનગી મર્દની
યુવકયુવતી રસાદ્વૈત એ છે;
ઉછળતાં હાસ રૂપે કિશોરે લસે
લાજતી નાજનીની સુરખ એ,
ગ્રહભમર્ડાં ઘુમાવંત જે આંગળી
વાળતી તેજ-વળિયાં અલક તે. ૮
ગાન વ્યાપ્યું વિરાટે અસંખ્ય'સ્યથી
ઉદધિભંગે ધરાવૃક્ષઝુંડે,

મત્સ્યસેલારડે, રસળતે શ્વાપદે,
ઊડતા ખગગણે, અભ્રવૃંદે;
ચાંદનીની છટામાં, છટા માંહ્ય મે–
ઘે ચતી ચાંપિ કાળી રસાની
એ સુરત વીંધુ સંધ્યામુખે, તે પછી
અનુભવે દ્દષ્ટ પુલકે ઉષાની
ગાન વ્યાપ્યૂં વિરાટે ભુવસ્સ્વ'ર્પથે,
રવિકુલે, ભગણુ નીહારિકામાં,
ગાન વ્યાપ્યૂં તત'ામાપમાં ઘટ ઘટે,
અણુતણા અણુનિ લઘુલાઘવીમાં,
ગાન વ્યાપ્યૂં અહો મનુ ઉરે, એકલાં,
દુકલ, વળિ શ્લિષ્ટ ટોળે સમાજે,
દૈન્ય નૈરાશ્યનૂં. આશ ઉલ્લાસનૂં,
ભૂતને અદ્ય ને ભાવિ કાજે. ૧૬
ગાન એ વિધવિધે કલ વધૂઓછિએ
જે કળાઈ કળાઈ ભુલાતો,
કવિત ઉદ્યાનમાં વળિ કલા કસબમાં
ઠાઠ લીલામયે જે પમાતો;
તેહને પૂર્ણ ક્યાં પ્રીછવો? ખરૂં કહું?
માનનારો જ માની શકૈંતો,
અન્યની શી તમા! લે કહૂં, જા
પ્રણમ જો જડે સિદ્ધયોગી ભમૈંતો! ૨૦

## સર્ગદર્શન

### એક આધ્યાત્મિક અનુભવ.

મધ્યાહ્ને વરસાદ થૈ દિવસમાં માધુર્ય રેડી ગયો,
વ્યોમે એક જ વાદળી કનકની ગૂંથેલિ મેલી ગયો;
જોતામાં મુજ નેન ત્યાં ઠરિ ગયું, ને સ્તબ્ધ ઇંદ્રિયગણે
જોયું સાંભળ્યું જેહ અંતર લહ્યું, વાણી કયમે તે ભણે.

એ સૌવર્ણ પયોદમાં નિરખિ મેં જ્યોતિ ભરેલી જટા,
જેના શુભ્ર મરીચિ સ્વર્ગ ચડિને બ્રહ્માંડમાં વ્યાપતા;
ને એ કેશકલાપધારિ નિરખ્યો અભ્રાસને શોભતો,
મૂર્તી યોગતણી છબી પ્રણયની, સર્ગધ્વની ગુંજતો.
એ ગુંજારવના સુકોમલ સુરો ગંભાર ને વત્સલ
વાધ્યા શાંતિ પ્રસારતા ઉઘડતા આત્મા-કલીનાં દલો;
ને એ ગીત પ્રવાહ એ શુચિ જટા જ્યોતી ફુવારા મહીં
આત્માઓ ઉડતા અસંખ્ય નિરખ્યા, પીતા દ્યુતી ને ધ્વની.

જ્યોતિ સ્તંભ જલાશયે રવિ રચે ત્યાં જેમ મત્સ્યો બધા,
રહે સર્વત્ર, પરંતુ સ્તંભજલમાં આવી જ થાતા છતા;
રંગો જેમ અનંત વારિકણમાં છૂપા રહે સર્વદા,
ને જ્યાં મેઘ કમાન ખેંચિ વિલસે તેમાંજ લાડે મુદા;
ગંધો જેમ અસંખ્યજાતિ અણુમાં હોયે લપાયા સદા,
ને જ્યારે ઋતુરાજ રાસ રમતો ફેલાય ત્યાં થૈ જુદા;
પ્રેમો જેમ ચરાચરે ઉરઉરે સૂના અભાને રહ્યા,
અંતર્દીપ સ્ફુર્યે સભાન વહતા અન્યોન્ય પ્રાણે ત્યહાં;

આત્માઓ ત્યમ ગીત જ્યોતિમય એ શાંતી વિષે આવતા,
એના સત્ત્વપ્રવાહમાં ભળિ નવા ગાણો જ્યહાં પામતા,
ત્યાં જાગી જ સ્વતંત્ર શુદ્ધ બનતા, જ્ઞાની વશી યે જતા,
સૃષ્ટીસર્ગતણાં રહસ્ય વિધિ ને સંકેત કૈં દેખતા;
ને નાણી નિજ ભૂત જીવનતણો ચીલો પડયો સૃષ્ટિમાં,
માન્યાં જે સુખ દુઃખ તે પરખિને તેનાં ખરાં મૂલ્યમાં,
લાભાલાભ ગણી લહ્યા અનુભવો તે સર્વને તારવી,
યોગ પ્રેમ સ્ફુરંત એ વહનથી પીતા પ્રવૃત્તી નવી.

એ સૌવર્ણ પયોદ, સૌમ્ય જટિલ પ્રેમી દ્યુતિસ્રોત એ,
વ્યાપંતો નિરખ્યો દિગંત તહિંથી આ સ્તબ્ધ ઇંદ્રિયગણે:
સંધ્યા રાગભરી હસી ઝળકિ ત્યાં લોપંત એ દર્શન,
કિંતુ જ્યોતિ છબી ધ્વની વહન એ રહેશે સદા'ન્તર્ધન !

# શાંતિ

### એક આધ્યાત્મિક અનુભવ.

ગતિ વહન સૌ થંભી ઝંપી નિશાઉદરે શમ્યાં,
નર મૃગ ખગો મત્સ્યો જંતૂ,–ન નામ નિશાન ત્યાં:
નભ મુકુટનો નીલો તંબૂ લસે સ્થિર મસ્તકે,
જલપટ મહા નીલો સૂનો વસે લસતો દગે.
અવનિ અવનીદશ્યો કાર્યો સ્વરો ગતિ વીચિયો,
દિન દિનતણા રંગો ડાઘો પરાક્રમણો ભયો,
સરિ ગળિ જતાં સત્યો એ ને અસત્ય જ એ સહૂ,
ઉર નરવું એ રાગ દ્વેષો વદાય થતાં લહૂં.

અનુભવ ન આ ચાલે લીંખો, શું એ હું ન જાણતો?
ઘડિ દશ મહીં પાછો ઊગે નભે રવિ મ્હાલતો.
ઘડિ દશ મહીં પાછો ડૂબૂં દિનેશસવારિમાં,
અવનિ દિનના કોષે પૂર્યો, છુટી શકું જૈ જ ક્યાં.
તદપિ દરદો નિઃશ્વાસોના સહી વહતાં દિનો,
ભવસફર મધ્યે આજે આ પ્રકાશ ઝિલૂં નવો:
ખલક ભરનાં શાંતી માતર્, જુવે શિશુ આપને,
જલનભ–નિશા–જ્યોત્સ્નાદેહા, નમે શિશુ આપને.
જલપટ લસે આ તે અંબા, ચુમૂં તવ પાવડી,
વિધુ અરધ તે ત્રીજા નેત્રે ભરૂં મિટ માવડી.
ધુનિદલ લસે વચ્ચે શાળૂં લપેટતું વિશ્વને,
ઉદર જનની ત્હારૂં એ તો ઉદાર, સદાશિવે:

ઉદર મહિં એ પામૂં આજે સમાસ, અહો ઘડી !
રગ રગ સુધા વ્યાપે ત્હારી, દયામય માવડી.
ભવ દરદ ને નિઃશ્વાસોના શમે સહુ તાપ જે,
દ્યુતિ પસરતી ચક્રે ચક્રે,-વિલક્ષણ વિદ્યુતો !
વળિ નવલ ને સૌથી મોટી,-અહા શિ ચમત્કૃતિ !
ઉર-કુહરમાં શાંતિજ્યોતી થતી સહસા છતી !
ઘડિ દશ ભલે જાઓ ચાલી, યથા ક્રમ વિશ્વનો,
ઘડિ દશ મહીં ઊગો પાછો ભલે રવિ નિત્યનો;
અવનિદિનનાં રાગદ્વેષી પરાક્રમણો ભલે
ઘડિ દશપછી હૂંને પાછાં વિંટી ડુબવી વળો. ૩૦

ઉર ગયું હતૂં ખટ્કી થંભી, યથા ક્રમ વિશ્વનો,
ફરિ વિચરશે ધીરે, વેગે યથા ક્રમ વિશ્વનો;
નહિ પણ કદાપી તે પાછા જયાજય પૂર્વના,
અવનિદિનના રાગદ્વેષો ન તે ફરિ પૂર્વના:
ઉરકુહરમાં શાંતિજ્યોતી કદી કદિ રાજશે,
નભજલ-નિશા-જ્યોત્સ્નાદેહા ન બાળ વિસારશે. ૩૬

# રેવા

## રાગદ્વેષી વ્યક્તિતામાંથી શાંતિ અને અમરતા લગી આરોહણ

Be ye embraced millions !
I send this kiss to the entireUniverse ! —Schiller
"આવો પરિષ્વજિયે ! લાખો કોટિ લાખો !
લ્યો આ ચૂમી જગજગને ! કાલદિગ્વ્યાપિ વિશ્વને !"

[૧]

રેવા, ત્હારી કયમ કરિ કહૂં કેટલી ઓથ મ્હારે,
મ્હારી આયુસ્સરિતતણિ હું બેલડી સર્વકાળે !
લેને આજે તુજ લહરતાં નર્ત્તનોમાંથ ખાંતે
માંડૂં શ્રોત્રો, પ્રિય, તુજ કને બેસું થંભૂં નિરાંતે.
અર્ધાં નેને પિયું ઘટ ભરી મોહની લોલ ત્હારી,
આત્મા તૂંમાં ડુબાડૂં,–વિકલ ઉરતણી આતશો ઠાર વ્હાલી.
શીળી સંધ્યા પર અવનવાં રંગબેરંગિ ધારે,
નેહે દીપી નિચિ વળિ ત્હને સ્નેહલ્હેરો જગાડે;
હા રે એ સૌ રતિવિનિમયો ના હુંથી કૈં અજાણ
મિત્રો થૈં મેં પણ નવનવાં કીધ સૌહાર્દ લ્હાણ:
આયુર્વલ્લીવિકસનતણાં એ પ્રસૂનો અમૂલાં,
બેસો ખીલો સદા યે,–નવ પણ રુઝતાં એ થકી દુઃખ ઊંડાં.
ઇંદુ જ્યારે મૃદુ શિતલ રશ્મીઅમીરેલ રેલે,
બિંદુબિંદુ તુજ મલપતાં જ્યોતિ ઝીલંત ખેલે;
વ્યાપે હંસાવલિતણિ શકે વ્યોમ પાંખો અનંત,

સ્હામે તૂં ત્યાં કુમુદસરિતા શી વહે ઉચ્છલંત:
હા રે એ સૌ દ્યુતિવિભવના સામ્ય ઉલ્લાસ, બ્હેનાં,
આનંદે એ સદાયે,—પણ પણ વિષદિગ્ધવર્ણો તો રૂઝે ના

[૨]

એવું તે શું દરદ મુજને ઊંડું તાવે સદાય?
ધારે ધારે કહું છું બધુંયે, જો કદી વર્ણ્યું જાય.
રેવા, તૂંથી અધિક મુજને કોણ છે, કોણ છે રે!
ધાવંતાં યે નિરખિ રહતો માડિને કે ત્હને રે.
ધાવંતાં જે નિંદરસપનાંલ્હેરમાં ઓષ્ઠ મ્હારા
થંભી રહેતા હતા, ત્યાં પણ નિરખત હું થાન કે ઊર્મિ ત્હારા.

ને આ રેવા, રમત રમતો ને થયો ન્હાસતો જ્યાં,
ખોવાતો કે લપઇ છુપતો, તો મ્હને શોધતા ક્યાં?
ત્હારી સોડે; તુંજ મુજ હતી બ્હેનડી રેવડી રે!
(ખાતો મીઠી, અરધ તુજને આપતો તે સ્મરે કે?)
—ને જે દોસ્તો પરમ પ્રિય ને શિષ્ય સાથી થનારા,
તેમાં વ્હાતો વિવેકે,—તું પર પ્રણયમાં જે વડા તેજ મ્હારા.

એ વર્ષોમાં પણ જુદિ તરે શી છબી એક ત્હારી
ઘેરી જે મેં ચકિત નયને ત્રૂટતે શ્વાસ ભાળી:
આવ્યા ટોળે મળિ સ્વજન સૌ તાહરી પાસ માડી,
હું સૌ વ્હેલો, કુમળિ વયનો તો ય સ્ફુલ્લિંગધારી.
રોતો ખ્હોલાં યદિ યદિ થતો સ્વસ્થ તૂંથી ઘડીમાં,
આ વેળા તે કરાલી તુજ દગતડિતે રોતું હૈયું છળ્યું ત્યાં

[૩]

આવ્યાં વેગે વરસ ધસતાં સાહસોત્સાહકેરાં,
હૈયૂં ઝીંખે અમિત અતળાં ઊડવાં બૂડવાં જ્યાં:
વર્ષાભીની ધસતિ ચડતી જેમ રેવા તું રેલે,
કાંઠા ભેદે, ઉપવનવનો ખેતરો ગામ વેડે;
તો યે દેતી રસકસ નવાં જીવનો હાથ બ્હોળે.—
છે ના સૃષ્ટિવિષે કૈં ક્ષણિક તદપિ તાજી જુવાનીનિ તોલે.

એ વર્ષોમાં ત્યજિ તુજ તટો દૂર દેશે ભમંતાં,
જ્યાં જાતો ત્યાં સ્મૃતિ વિવિધ ને સ્વપ્ન ત્હારાં સ્ફુરંતાં;
ને જ્યાં જોતો કુદરતતણું જે ભવ્ય કૈં રમ્ય કૈં યે
સાથે ત્હારાં હૃદય ઉઠતાં બિંબ શાં તે ઘડીએ!
રેવા, ત્હારી દિલભર મનોહારિતા શી કવાયે?
સંધાયાં સૃષ્ટિ ને તૂં મુજ ઘટ વટમાં પિંડબ્રહ્માંડન્યાયે!

એ વર્ષોમાં ત્યજિ સ્વજનને છીંદિલૂં આચરંતાં
ખાધી ઠેશો, ચ્યુતપથ થયો, જૈ ફસ્યો આંધિયોમાં;
ફાવ્યાં પાપો નવલ જ રસાસ્વાદ કૌતૂહલોમાં,
દુઃખો દીધાં,—બસ હું પદવેગે ધસી પૂર્ણ વ્હેંમાં:
તો યે એ સૌ અનુભવ ખરે ધન્ય આત્મોત્પ્લુતિના,—
દુઃખે પાપે ઘવાતાં ઉર ગહન ખુલ્યાં, ને શિખ્યો 'અન્ય' જોતાં. ૫૪

[૪]

એ અન્યોમાં પ્રથમ જ લહ્યાં માતપત્નીપિતાને,
ને હૂં સાથે બનિ રહ્યું ચતુષ્કે દિહૂં પાંચમૂં તે.
દીઠા બાપૂ, કુલ ઉતરિયૂં વારસે ભક્ત તેના
દીઠાં માતા, કુલકુલપતિંમેળ સાધંતી વીણા;

દીઠી પત્ની, શિશુ તદપિ આ એક વાતે હઠીલી,
શિખ્યા એ, ભીરુ, મીઠી અવર જ વિષયે, આ સ્થળે શત્રુ શૂરી.

ના, ના, 'શત્રુ'ક્યમ કરિ કહેવાય તૂં સુંદરીને
સામે થાતાં દગ, જલથરે ઓપતાં પદ્મ જેનાં,
રોષે થાતા મુખકરવિલાસો કરે મુગ્ધ જેના,
રીસે રાગે મદભર થતી માદકીંગી પરીને:
મીઠી ત્યારે પ્રિય, પ્રિયતરા લાગતી ખાટિમીઠી,
હારીતાં જીતનારી, ડુબવિ તરવનારી સદા નારિ દીઠી.

માયા એ સૌ સરજિખરચી તેં અવિશ્રાંત વ્હાલી,
બાપૂમાતાહૃદય સમઝૂં ને ભજૂં તે જ કાજે:
મસ્તી લીલા મૃદુ કડક તે, દીન તે, તૉરિલાં તે,
આડાં સીધાં ઘડિ ઘડિ નવાં તો ય જૂનાં સદા જે,
ઘેલાં ડાહ્યાં કંઇ કંઇ ચરિત્રો કરી છે તું ખાંતે,
તે સૌમાં લક્ષ્ય ત્હારૂં જનનિજનકનો હૂં બનૂં એ જ વ્હાલી. ૭૨

[૫]

ને હૂં તૂંને મુજ સમ બના'વા પ્રવર્ત્યો અધીર,
ખેંચી તૂંને ગિરિવનનદીસાગરે સ્હેલગાહે,
લીધી તૂંને મુજ સહ વળી કાવ્યસૌન્દર્યગાહે,
–ભાગ્યો સામે જહિં ઝઘડતાં જીવિ જાણે જ વીર,
નિર્દોષો જ્યાં વિપદ ડુબતાં નેત્ર થંભે ન નીર,
કે જ્યાં ઊર્મિદ્યુવારા નભ પણ અજવાળે અનેરી પ્રભાએ.

ક્યારે ક્યારે સ્થલપલરુચીમેળ રૂડા સધાયા,
ભવ્યસ્થાને સહૃદય સખી મગ્ન થૈ કાવ્યગાને;

ક્યારે ક્યારે ઘનદળતડિદ્વાયુનાં તેજછાયા
શૈલસ્કંધે નિરખિ હરખી રૂપસી રૂપવાને;
ક્યારે ક્યારે યુગલ મટિ એ યે વહ્યાં એકતાને,
એકેચ્છ એકનાડી—ઇહ રુજરજથી ઊર્ધ્વ ઊડી રહ્યાં ક્યાં!
વચ્ચે વચ્ચે તદપિ વદતી'તી સખી વારવારે
'ભોક્તા છો તે અવનવ વિહારો ભલે હો ત્હમારે;
ભોજ્યા હૂં તો, ઘર-કુકડિને ગેહ ખૂણો જ સારો,
સ્વાધ્યાયો ને નરિ કુલિનતા મોક્ષપંથા અમારો.'
'ભોક્તા બે યે, વળિ ઉલટ જો ભોજ્ય અન્યોન્ય બેના,
ના એ માન્યૂં કદાપિ, સહજ ફિલસુફીથી અણુ યે ચળી ના.

[૬]

તેવામાં એ સહજગતિએ તેં ચમત્કાર કીધો,
જાણું કૈંના, તદપિ જગચર્મે મ્હને બાંધિ લીધો;
જાણું કૈંના, તદપિ મુજને મોટપે સાંધિ દીધો,
બોલ્યાચાલ્યા વગર જ મ્હને પુત્રનો તાત કીધો.

રે સાથે એ અણુતમતણો ભોજ્ય કિંકર બનાવી
મ્હારા ભોક્તાપણાની અકપટ પણ તેં શી બિરૂદી ઊડાવી

નારી માતા, જગતભરમાં દિવ્ય પૂજાઈ નારી,
નારી પોષ્યાં અમૃત જમતાં ઊછરે પક્ષહીન;
નારી સેવ્યાં હુંફ મૃદુલ પામી વધે અંડલીન,
નારી પ્રૌઢાં પ્રજનનતપો હોંસથી વ્હોરનારી.
નારી સામે જગતકલમે ચીતર્યાં કૈં બુતાનાં,
મૂર્ખા, નીચા, હરામી, કપટ વિષયખાણિ,—બધાં યે જુઠાણાં!

કહે બેટાને પ્રતિકૃતિ પિતાની અરે પિત્ર પોતે,
એ સૂક્ષ્માંશુ મહિં પિતરનાને ગણે મુખ્ય જ્યોતિ;
હું તો જાણું, પ્રકૃતિ સુતની જે કલાએ ઘડાતી
તેમાં માતાતપ પિતરથી સોગણું શ્રેષ્ઠ સોહે:
ને રેખાઓ તનમનતણી ને નિગૂઢી પ્રરોહે
પેસે જામે વિકાસે, જનક યુગલનો સૌ લહૂં વારસો તે.

**પ્રથમ ખંડ સમાપ્ત**

---

## દ્વિતીય ગુચ્છ

### અનુક્રમ



**[ગુચ્છ ૨ જો સમાપ્ત]**

# ઝણુકાર

તૃતીય ગુચ્છ

## પ્રેમનો દિવસ વિરહ અને નિવાપાંજલિઓ.

[ અનુક્રમ ગુચ્છને અંતે ]

૫૬) દિવસ પુઠે છે રાત, તિમિરઘન
અમાવાસ સાક્ષાત, પ્રણયિ જન
કાં ભૂલો રે ભોળાં!

# પ્રેમનો દિવસ

એક કલ્પિત દંપતીના જીવનમાંથી છૂટીછવાઇ થોડીક
ક્ષણો દ્વારા તેમની પ્રેમસમુત્ક્રાંતિનું છાયાચિત્ર.

**અર્પણ.**

દેવા અહીં કલમ બોધ વિનોદ જેને,
સ્કંધે ધરી મુખ લખાતું જ વાંચ્યું જેણે,
ઝૂલે ઝુલી સહ વળી નિજ પાદખોળે,
ગુંજી અનેક કડિ મોડિ લડાવિ જેણે:
તેને સમર્પણ થતૂં થઈ પૂર્ણ આજે;
આવા પ્રસંગ વળિ વીનવું, દૈવ, દેજે. ૧

આ શાંત પૌઢ પણ તો જ ખિલંત ઓર
સંધ્યા સુગાઢમૃદુ રાગથિ ચિત્તચોર;
જે શી લસંત તરુ નીર જનસ્થલીમાં,
સ્પંદે સ્પંદે વિતરતિ હિતોખાર લીલાવલીમાં.
દેવી, એવી તું પણ શુભ ને છો ભરી સ્થાયિ રાગે;
હું તો છૂપ્યો, રવિ સમ: ખરો, તો ય ના નેત્ર આગે! ૨

કર્તા અદષ્ટક્રિય કોણ ગણે જ કર્તા,
સંસાર આપણુતણી ખરિ તૂંજ કર્તા.
ના?–લે હું યે મુકું પડી ઉપમાવલી એ,
જો, જાય એ ઉડિ, ભળે પહિં વાદળીએ!
આ પ્રેમકાવ્યસુરને ય મુકૂં છ વ્હેતા,
જાઓ, ખિલો નવતવી હૃદયસ્થળીએ! ૩

ને જો ! સુણો વચન અંતિમ તાતકેરાં,
જાણો જગે શિશુચરિત્રવડાઇ શેમાં ?
એવા ગુણો પ્રકટજો જન જેથિ શંકા
તોળી ફરી ફરિ સહર્ષ વદે ઉમંગી,
"ના, આ ન, આ ન લગિરે જનકોત્થ રેખા,—
આ તો ઓપે મૃદુલ નમણી લાજતી ઇંદુલેખા ! ૪

# ૧ પ્રેમની ઉષા.

પાડી સેંથી નિરખિ રહિ 'તી ચાંદલો પૂર્ણ કરવા,
ઓષ્ઠો લાડે કુજન કરતા, 'કિંથ કોડામણા હો,
વલ્લીવાયૂ રમત મસતી ગૅલ શાં શાં કરે જો !'
ત્યાં દ્વારેથી નમિ જઇ નિચો ભાવનાસિદ્ધિદાતા
આવ્યો છૂપો અરવપદ, જાણે ચહે ચિત્ત સરવા,
–ને ઓચિંતી કરઝડપથી એ ઉરો એક થાતાં !

કંપી ડોલી લચિ વિખરિ શોભા પડી સ્કંધદેશે,
છૂટી ઊંચે વળિ કરલતા શોભવે કંઠ હોંસે:
'દહાડે યે શૂં ?' ઉચરિ પણ મંડયાં દગો નૃત્ય કરવા,
'એ તો આવ્યો કુજન કુમળૂં આ મિઠૂં શ્રોત્ર ભરવા;
'એ તો રાતો દિન ફરિફરી ઊર ઉપડયા કરે છે,'
'તો યે મીઠૂં અધિક ઉભયે કંઠ જ્યારે ભળે છે.'

ગાયૂં : પાયાં જિગરં જિગરે પેયુષો સામસામાં;
ન્હૈં ત્યાં ચાંદાસુરજ હજિ, એ પ્રેમ કેરી ઉષામાં. ૧૪

## ૨ અદૃષ્ટિ દર્શન.

વ્હાલી, ત્હારો સ્વર મધુર આ કાનને સંભળાય,
વ્હાલી, ત્હારાં મૃદુ લલિતથી ચિત્ત અત્રે હરાય;
ને કૈં કામે પડિ ડુબિ તદાકાર હોઉં તદા યે
ઓચિંતી ત્યાં પરિ સમ હવામાં તરે સ્પષ્ટ સોહે
મૂર્તી ત્હારી, અધર ધરતી છેલ્લિ ચૂમીસલામે,
આંખો આડી કરત ચડતૂં આંસુ સંતાડવાને.

એની સામે નજર જ ઠરી જાય ને યાદ આવે
આવીપાછી અનુભવઘડી, જે ન ભૂલી ભુલાયે;
સંયોગે જે ઉછળત સુખો પાઇ પાઇ પિધેલાં,
ને આપત્તી વિષમ પડતાં સ્નેહઅંકે વસેલાં:
તારાઓ ને જરિ ચળકતાં વાદળાંજૂથ જેમ
સાથે જામે રજનિનભસે, આ બધી ચિત્ત તેમ.

સ્વપ્નાં આવાં ઘડિ પછિ શમી જાય ને પ્રશ્ન મૂકે,
વ્હાલી, ચિત્તે તુજ કદિ ડુબે સ્નેહસંભારણે કે? ૧૪

## ૩ નાયિકાની છેલ્લી સલામ.

માગ્યો પ્રેમ મળે ન કોઈ પ્રજળે નિઃશ્વાસથી ચેતના;
ક્યાંથી હોય જ પ્રેમકર્ષક ખુબી સદ્‌ભાગ્ય પૂરાં વિનાઃ
ત્હારો દોષ ન લેશ, આ જન નહીં ઔદાસ્ય સાંખી શકે,
મ્હારા લાયક ભાવિમાં ઉતરતાં આશીષ દૌં,-શી, સખે?

શકતી સાધન જ્ઞાન તેજમય તૂં, મૂર્તી જ તારુણ્યની,
ઇર્ષ્યા મૂક બની રહી, ઉમળકે વૈદારુ સ્પર્ધા બની!
કીર્તિ પ્રૌઢ ચિરાયુ શુધ્ધ તલસે, બીજૂં લહે તુચ્છ, તે
આકાંક્ષા સમ યોગ આણિ મુકજે કાલાબ્ધિ ત્હારે પદે.

સૌન્દર્યો સ્રજનાર માનસતલસ્પર્શી પ્રસાદી કવિ,
કિંવા બીજ નવાં સ્વદેશમહિમાનાં રોપતો રાજવી,
ભાસે એ તુજ ભાવિ તે શું ખિલશે સોળે કલા કે નહીં?
-રે પ્રાર્થૂં કિરતાર, દિવ્ય વરના દાતાર, દેજે સહી
નારીપ્રેમ વયસ્યપ્રેમ, પ્રતિભા જે રાહુથી રક્ષતા,
આત્મા મધ્ય સદૈવ શાંતિલય ને સૌમ્યદ્યુતી પોષતા.

## ૪ નાયકનું ચિંતવન.

અનૂં સંન્યાસી હૂં ? નથિ રતિ મ્હને બાહ્ય નિવહે,
અને આત્મા એથી તનજડિત ક્યાં થાય અળગો ?
ખરાં સંબંધી જે પ્રણયરસ રેલી ઝિલિ રહે
નથી આત્મા તેથી પણ હૃદયધારીજ અળગો.
ગૃહસ્થી ધર્મોમાં તનમન પરોવી સુખ લહે
ભજે મોટો ધર્મ, ક્યમ સુખથિ યે તેહ અળગો ?
અને જેની ખોટે ભવ તરફડે, શોણિત વહે,
પળે તેની આશે, ક્યમ ભવથિ કહેવાય અળગો ?

પડે આશા ખોટી ? અવનિરસની કોઈક કણી
ઉડી આકર્ષાઈ ગિરિહિમસમૂહે જડ બની;
વસી વા મેઘોના સતત ઝુલતા મંડપ મહીં:
ન તે આવે પાછી પરમ હિતનૂં બીજ બનિને,
તથાપી જે જે જે શિતલ લહરી છાય ભુમિને
મળે, તેમાં એનો પણ શું લવલેશે યશ નહીં ? ૧૪

## ૫—નાયકનું પ્રાયશ્ચિત્ત

### [૧]—‘પાંખો નૂતન’

પાંખો નૂતન લાગતી ઉગ્રડિ તે જોતો હસંતો ઘડી,
ને જોતો ભવવ્યોમ મુગ્ધ નજરે, જાણે ઉડી જૉં ચડી;
જાણે અંબરમસ્તકે ચળકતા રંગો વડે વાદળી.
આશાનિર્મિત, તેહની સુભગતા પાંખે ઉલ્હાસે ભરી,
તેથી યે ઉડું પાર હૂં પલકમાં, ને લોક ભૂમંડલે
ઊંચાં નેત્ર વિકાસિ સ્તોત્ર વદતા ન્યાળી રહે વિસ્મયે!
હા! એ સ્વપ્ન અવર્ણ્યસુંદર! ન એ પાંખો, ન એ વાદળી,
ને એ લોકવખાણ તો—તમતમે કર્ણે હજી યે જળી!

એ મૂર્ખાઇ વિષે ત્હને અવગણી,—દીઠો ન રે સ્નેહને!
તોયે તૂં ધરિ ધૈર્ય તન્મય રહી, કેવી તું વ્હાલી મ્હને!
ભાંવીમાં ન ફરૂં કદાપિ,—ક્યમ એ આપી શકૂં કૉલ હૂં
ભૂતજ્ઞાનથિ ખિન્ન છેક થયલો? માટે કહૂં આટલૂં:
કે પ્રીછૂં તુજ પ્રેમ કોમલ સખી, ને આ ઉરે જે કંઇ
ગાંભીર્ય દ્રઢતા વળી સરલતા, તે જાણ ત્હારાં સહી. ૧૪

## [૨]—મોગરો

પ્રિયે, તુજ લટે ધરૂં ધવલ સ્વચ્છ આ મોગરો,
નહીં નિકટ એથિ પર્સહક આ સમે માહરો.
બને ચકિત? ના, ખરૂં જ કહું,—ના, દયા ના સહૂં!
કયાં વચન શોધું? આ જિગર ખોલિ દેવા ચહૂં.
કુટુંબ વચમાં સુરક્ષિત ઉગી, ન જગ જાણતી,
સુકોમલ પવિત્ર મૂર્તિ, મુજ એક દેવી છતી!
નિહાળ દલ મોગરે, મુજ ઉરે પડો એટલાં:
અને કહ્યું શિ રીત જાય, સખિ, મ્લાન એ કેટલાં!
'દુરિત' 'અપરાગ,' 'મોહ,' વચનો સુણ્યાં તો હશે;
કરે મલિન કેટલૂં ઉર ન તૂં કદા જાણશે. ૧૪

પરંતુ પ્રિય દેવિ તૂં ઉતરિ હાથ મુજ સાહવા,
—જરા વિરજ! જરા વખત! તલસું પોત પ્રકટાવવા:
દલેદલ વિશુદ્ધ આ કચ વિષે દિપે મોગરો,
દલેદલ ઉજાળું આ ઉર,—પછી જ હૂં તાહરો. ૧૪

## ૬—નાયિકાનું ઉત્તર

કહો ન જગ જાણતી, નવ ત્હમે મ્હને તો દિઠી,
અને તરસ આગ નેહ–અવગાહની આ મિઠી.
રહી તદપિ કલ્પના, ઉર વસ્યો ચહે આશિક,
મળ્યો ઠર, ન સ્વપ્ન ?—જીવન હરો ન જૈવાતૃક !
દુરિત,' 'અપરાગ,' આદિ ન હિ આળ કાને ધરૂં,
પ્રતીતિ સતમાં મ્હને મુજ, લિયો ભલા પારખૂં.
ઊઠિં અભય પાપનૂં: ખરિજ દેવિ ?—થાપો ઉરે:
વેલાસિ વપુ આહુતી નિરવશેષ મ્હારી ખરે.

અને, ગરુડ. તૂં ઉંચે નભ ચડંત જ્યાં જ્યાં વડે,
લેયે ઉડયને ન કેમ નિજ સાથિ આત્મા સડે ?
પવિત્ર કરું હૂં ત્હને: ખિલવ તૂં કલા માહરી:
પેયૂ! સરજિયેં નવી હસતિ સૃષ્ટિ આશાભરી !
કહે કરવું ગાન ? બોલ, લલકારિયે પ્રાર્થના ?
પલે પલ ઉઠંત સૂર હિતસાધુ સહજિવનના. ૧૪

## ૭—પ્રાર્થના

પ્રભો, શિર નમ્યૂં. નમ્યૂં જ ધરું સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજે: સકલ અન્ય એમાં લહૂં.
જુવે શિશુતણી ખરી જિગરની બધી લાલસા,
અને વળિ જુવે—ઉડી ફરિફરી તરંગો ઉપર
પ્રસારિ નિજ મૅલ ફીણુ વમળો અરે કીટકો
લસે અમિત, ને શમે તદપિ છાર મૂકી જતા.
અરે સરિત માહરા જિવનની! અરેરે, પ્રભો!

વહે ફરિફરી તરંગદલ ક્યાંથકી એહવાં?
હશે પવનસંતતી? ઉદ્દધિની જ વેલા હશે?
દિસે નહિ દિસે અગર તિમિરગહ્વરો અંતરે,
ધસે વળિ ધસે તિહાંથિ મળ જેતુ વમળો જ એ?

અદષ્ટ ભવથી વળી જિગરના જુના પાપથી
બચાવ! જય આપ! આ વિમલ સ્રોત પોતાપણે
વહે સલિલઓઘઅર્ઘ્ય તુજને ધરંતો પ્રભો! ૧૪

## ૮—પ્રેમનો પ્રાતઃકાળ

[૧]

પ્રિયે, દેહો અર્ધા, હૃદય મન અર્ધાં ઉભયનાં
અને આત્મા ક્યાંથી તુજ મુજ જુદા હોઇ જ શકે?
જુદા કહેતા જ્ઞાની, પરમ પદમાં એક કથતા,
ન તે આ સૌન્દર્યપ્રણયિ દગ સાચૂં લહિ શકે.
ભલે વા એ સાચૂં, જડ જન હશે એમ ચડતા,
પ્રિયે, ત્હારા મ્હારા ઉડણપથ અદ્વૈત રતિના.
સ્વયંભૂ પ્રેમાગ્નિ પ્રકટ દ્વયમાં એકલશિખ,
ધરી એ વહ્નિમાં તનમનઉરાત્માર્ઘ્ય ઉભયે,
પ્રિયે, ત્હારાં મ્હારાં દ્રવ કરિ મિલાવી જ તપતાં
પુરાં લગ્ને સાધી વિમલ રતિઐક્યે વિહરિયે.
ધરી કાયાપ્રીતી નરપશુ લહે પામર સુખો,
સજી આત્માપ્રીતી અમર રસમોજે ઉછળિયે.

ઉગ્યો ભાનુ આજે તનમન ઉરાત્માર્ઘ્ય ઉભયે,
નિશાંધારાં નાઠાં ફરફરિ રહ્યા દિવ્ય અનિલો. ૧૪

[૨]

પ્રિયે, પ્રેમાર્કે આ દ્રયપણું ત્યજી જીવન લસે,
શમ્યા રાત્રીમોહો તનમનઉરાત્મોર્વિનભસે;
હતાં અંધારે જે મમ-તવ-તું-હૂં મૉજ કરતાં,
ન એ ખૂટયા મોજાં; પણ અવર વ્હેનો ય જગમાં
વહેંતાં જેમાં યે હૃદય મન આત્મા અણગણ્યાં
સુખેદુઃખે સાથી પ્રણય જિવને આપણ સમાં
મથીતાં આ દીસે, નિજ-મલ પ્રજાળી શુચિ થતાં.

ભલે ત્હારો મ્હારો પ્રણય, પણ એ યુગ્મગણુથી
ફુટી વ્હેતાં જો આ પ્રણયઝરણાં શાં મલપતાં!
ભલે ત્હારી મ્હારી પ્રણયઝરણી એ સહ ભળી
ઉંચે ને ઉંડાણે રસવિનિમયે રાચતિ ઝિલી!
જડો જ્યાં ત્યાં જીવો, જહિં જહિં જુવો જીવ રતિ ત્યાં,
ગ્રહો દેવો સૌ એ સુભગમધુરાં નૃત્ય કરતાં,
પ્રિયે, તો સૌ સાથે મળિ ભળિ જયેં આપણ ગળી! ૧૪

## ૯—વધામણી

વ્હાલા મ્હારા, નિશદિન હવે થાય ઝંખા ત્હમારી,
આવો આપો પરિચિત પ્રતીતી બધી ચિત્તહારી.
દૈવે જાણે જલ ગહનમાં ખેંચિ લીધી હતી તે
આણી સ્હેજે તટ પર ફરીને મ્હને છોળડેલે;
ને આવી તોપણ નવ લહૂં ક્યાં ગઈ, કેમ આવી,
જીવાદોરી ત્રુટિ ન ગઇ તેથી રહૂં શીઘ્ર નામી.

ને સંસ્કારો ગત ભવ તણા તે કની સર્વ, વ્હાલા,
જાણૂં સાચા, તદપિ અવ તો સ્વપ્ન જેવા જ ઠાલા;
માટે આવો, કર અધરની સદ્ય સાક્ષી પુરાવો,
મીઠા સ્પર્શો, પ્રણયિ નયનો, અમૃતાલાપ લાવો.

બીજૂં, વ્હાલા, શિર ધરિ જિહાં 'ભાર લાગે શું?' કહેતા,
ત્યાં સૂતેલૂં વજન નવું વીતી ઋતૂ એક વ્હેતાં;
ગોરૂં ચૂસે અખુટ જ રસે અંગુઠો પદ્મ જેવો,
આવી જોઈ, દયિત, ઉચરો લોચને કોણ જેવો? ૧૪

## ૧૦—પોઢો પોપટ

ઝૂલો પોપટઃ ઝૂલે સૃષ્ટીઃ જનનિ ઝુલવે ચંદ્રિકાપારણામાંઃ
પોઢો પોપટઃ પોઢે સૃષ્ટીઃ રજનિ હુલવે મંદમંદાનિલોમાં.
ઝૂલો પોપટઃ ઝૂલે સૃષ્ટીઃ થનગન કરો તો ય મીંચાય આંખોઃ
પોઢો પોપટઃ પોઢે સૃષ્ટીઃ ગણગણ કરો તો ય બીડાય પાંખો. ૧

પોઢો પોપટઃ કાલે મોટા મરદ બનશો તાતથી યે સવાયાઃ
પોઢો પોપટઃ કાલે મોટા અરબ અસપે સ્વાર થાશો સફાળા.
પોઢો પોપટઃ કાલે મોટા સ્હડબસ્હડ ઝાઝે ચડી સિંધુ તરશોઃ
પોઢો પોપટઃ કાલે મોટા નૃપભુપતણા મીર કે વીર બનશો. ૨

પોઢો પોપટઃ કાલે મોટા શર નયનના વાગશે કામવેધીઃ
પોઢો પોપટઃ કાલે મોટાં સરઘસ રચી જૈશું હો માંડવે જી;
પોઢો પોપટઃ કાલે મોટી પુરુષપ્રકૃતી નિર્મિતા આદ્ય વેદિ,
મંગળ ફેરે અર્ચી તે રે,
પોઢો પોપટ–કાલે મોટી શપથપગલે રોપશો ધર્મવેલી. ૩

પોઢો પોપટઃ અધમધ નિશા ઘેરતી નૅન ઘેનેઃ
પોઢો પોપટઃ ફર ફર સ્ફુરે સ્વપ્ન લ્હેરંત નૅનેઃ
પોઢો પોપટઃ રૂમઝુમ વધૂવિદ્યુત્ આ તો ત્હમારીઃ
પોઢો પોપટઃ દિવસ ગણતી વાટ જોતી બિચારી. ૪

પોઢો પોપટઃ જનનિ રજની યે ઢળે નીંદખોળેઃ
પોઢો પોપટઃ રજનિ જનની યે ઝુલે સ્વપ્ન ઝૂલેઃ
પોઢો પોપટઃ જનનિ રજની શાંતિમાં નાથ ગુંજે;
પોઢો પોપટઃ ઘડિ પછિ ઉગે જો પિતાજી સ્વકુંજે. ૫

## ૧૧—વર વહુ અમે

જતાં 'તાં સાંઝે જ્યાં વરવહુ અમે પાક લણતાં,
ન જાણૂં જે શાથી વરવહુ અમે તો લડિ પડયાં.
લડયાં, રોયાં, પાછાં વરવહુ અમે આંસુ ચુમતાં
હતાં જેવાં તેવાં વરવહુ અમે તો બનિ રહ્યાં. ૧

અરે કેવી મીઠી લડાઈ તે દીઠી
કરે હૈયાં ખાલી અને આંસૂ ઢાળી
હતૂં તેથી જ્યાહ્રે પ્રણયિ જનનૂં ઐકય જ કરે,
જ્યહાં આંસૂ સાથે અધરરસ પીયૂષ જ ઝરે. ૨

પછી પ્હોંચ્યાં જ્યારે વરવહુ અમે તે નદિતટ,
જ્યહાં સૂતૂં 'તૂં જે ગત સમયમાં બાલક હતૂં,
ત્યહાં તેની ન્હાની
અરે તેની ન્હાની કબર કુમળીની જ નિકટ
થયૂં પાછૂં આંસૂ અધરરસ પીયૂષ ઝરતૂં. ૩

## ✓ ૧૨—પ્રેમનો મધ્યાહ્ન

વ્હાલી, સાથે સુખદુખ લહ્યાં હૈયું હૈયે જડીને,
એકે બીજે અનુભવઘડાતો દિઠો અંતરાત્મા;
આનંદોર્મીશિખર પર ને પાપની ખાઈયોમાં
સાથે દીઠી પરમ કરુણા હાથ હાથે ધરીને.
વ્હાલી, નૌકા ધસિ ઉદધિ મધ્યે તજી દે નદીને,
સિંધૂ મુદ્રા વિવિધ ધરતો,—નાવ ચાલે બધીમાં:
જ્યાં જ્યાં સંધિ નભઅવનિના, નાવનાં બંદરો ત્યાં!
ઝંઝા, શાંતી, વચલિ સ્થિતિયો, એક સૌ આ તરીને.
આઘી આઘી જનનઘટિકા, સાંભરે તે ન જેવી,
આઘી આઘી યમજવનિકા, જાણિયે તે ન કેવી.
માથે ઊંડૂં દ્યુતિદલ લસે, ચોદિશે વારિ ઊંડૂં,
ને બંનેમાં અ-વય અ-કળાતૂં લપાતૂં શું કૂડૂં?

માંહ્યે બાહ્યે પુરુષપ્રકૃતી ધૂર્જટિ અંબિકા એ?
તૂં હૂં હૂં તૂં ત્રુટિરહિતનૂં દ્વંદ્વ–અદ્વૈત શૂં એ? ૧૪

## ૧૩—કન્યાદાન.

રહ્યો ન અવશેષ કોડ કંઇ પૂરવાનો હવે
દિલાવર પિયૂ, ત્હમે ઉર છલાછલ’ તો ભર્યૂં.
હતી ભગિનિ એ મ્હને પ્રિય સુતા સમી કે વધુ.
મુકી કર કરેજ માત પિતૃલોક ચાલી ગઈ.
હતી ન કંઇ વેળ સૂચન સવાલ હા ના તણી,
અજાણ્યું, ન લહ્યૂં તદા હું પર ભાર આ કેટલો.
અહીંજ રહિ એ. અહીં જ ઉછરી. અહીંથી વરી.
ગયાં વરસ બારતેર ન લહ્યૂં જરા ક્યાં ગયાં.
પરંતુ પ્રથમે અતીવ મનમાં મુઝાતી હતી,
રખે કશું ય એહને અસુખ ઓશિયાળૂં પડે.
વહેમ ભય એ બધાય સહજે ગયા આથમી,
બની કુદરતી લતા વિપુલ આ કુલવૃક્ષની,
વરી પણ. અને, અહો પ્રિતમ, શા વખાણૂં ત્હમો!
નહીં તમ શિવાય મેળ ઘટવાન આવો રુડો,
નહીં તમ શિવાય વિઘ્ન ટળિ રંગ જામ્યો હતે,
નહીં અવર ક્યાંય આ નિરખિ મૂક ઔદાર્યતા.
ગઈ પતિગૃહે. ગયા અતિથિ સૌ. હું કેવી સુખી!

ઘણી વખત આ સ્થળેજ ચળકે છ આ બારિમાં
શિળી યુગલ તારલી ગહનગૌરવા વ્યોમથી.
ઘણી વખત એહમાં નયન કલ્પતી માતનાં
મ્હને ભગિનિકારણે ફરિફરી પ્રબોધી રહ્યાં.
ઘણી વખત સ્વસ્થ શાંત નિંદરે વિરામો ત્હમે,
જતા રજનિગર્ભમાં રજનિનાથમ્હેલાતમાં.

તદા સ્વરગતી અરે શ્વસનસ્તબ્ધ એકી ટશે
મૃદુ જનનિનેત્રતારક ફરીફરી પ્રાર્થતીઃ
અહો વિમલ નેહમાર્દવ, ત્હમે ઝગો છો બધે,
ઝગો પ્રિતમ અંતરેં, ભગિનિ ભાળવો એમને.
નથી પ્રિતમ હૂંથકી ઇતર, શૂન્ય તોયે હું તો,
સમાઈ મુજ પ્રીતમે જ, ઘટભિન્નતા ગૈ ગળી,
નથી મુજ રહી જ કૈં ગતિ મતી ઉરોમીં જુદી.

થઈ સફળ પ્રાર્થનાઃ પ્રિતમ, હૂં ન બોલી શકી,
બનાવ બનતા ગયા અરવ તે જ બનવા દિધા,
અને સકળ ઊપરે કળશ આજ ચડતાં, પિયુ,
અખંડ કૃતિ સાથ જોઉં કૃતિનાથ, આ ઊરના
મનોરથ ઉકેલિ, રે વિકસિ આત્મમાહાત્મ્યમાં,
મથી વરસ બારતેર સતતોદ્યમે ધૈર્યથી
સુમંગલ સુસિદ્ધ ઉજ્જવલ ક્રિયા કરંતો, કૃતી.
થઈ સફળ પ્રાર્થના. પ્રિતમ, સંધિ સોહાવિયેઃ
જલાક્ષત કપૂર પુષ્પરસગંધનૈવેદ્ય આ,
મૃદુ જનનિનેત્રતારક ઝગે જુવો બારિયે,
સજોડ કરિયેં પૂજા; વર સજોડ આ માગિયેં
ઝગો, વિમલ નેહમાર્દવ ત્હમો નવી જોડમાં.

## ✓૧૪—છિદ્દામિંગે

ખાવાંપીધાં હસમુખ રિઝયાં રીઝવી વાતચીતે
છિદ્દામિંગે રમતગમતે ગાનતાને વળ્યાં સૌ;
ધીરે ધીરે શિશુ સરિ ગયાં સ્વસ્થ ઊંઘ્યાં જતામાં,
હર્ષોલ્લાસે રમતગમતો ગાનતાનો ચગેતાં. ૧

છિદ્દામિંગે ત્રિચતુ ઘડિમાં ઓસરેતાં ચગેલાં,
કોઈ ન્યાળે વખત, ઉઠિ લે દીપિકા કોઇ હાથે;
વાજાં પત્તાં રમતગમતે ઊભરાતાં અગાસાં,
બેએ ચારે વિખરત યુવામંડળી થૈ અદૃશ્ય. ૨

મ્હારી આંખો નિરલસ લહી ગાન લૈઆવિ હૈ તૂં,
મ્હારૂં વાદ્યે સુર પુરિ રહ્યૂં માર્દવે ઑર મીઠો;
વ્યોમે ભોમે રજનિ રજનીનાથની આણ જામી,
આવી સૉડે નયનવિજળીએ વિંધ્યાં નૅણ મ્હારાં. ૩

"પેલૂં ગાશૂં?" વદિ, ન વદતી તોય એ ગાન થંભી,
ઊઠૂં હૂં ને કહું, 'સરસ છે ગાનથી મૂક ગાન;'
કીધો લ્હેકો સુચવત શું 'છે શ્રેષ્ઠ તો કોડતાન,'
છિદ્દરંગે ઉભય વહિ ઊભાં સહે ચંદ્રિકામાં. ૪

બાહૂ ક્રોડે કટિ પર વિશેષે. રમંતા લહ્યા ના,
ક્યારે ત્યાંથી શયનમહિં જૈને ઠર્યાં ના લહ્યૂં તે;
છિદ્દામિંગે રતિમદનની જોડલી ને અમોમાં
શી આવી, શી વિહરિ ઉડિ ગૈ, સોંપિ દૈ નીંદખોળે! ૫

જામી છે ત્યાં રજનિ રજનીનાથની આણ પૂરી,
ને કૈં કાળે નિંદરવહને નાજુકાં સ્વપ્ન લ્હેર્યાં;
લીલાછંદી ફરફરત એ લ્હેરથી નીંદ ભાંગી,
છંદેમંદે ચુમિસ્મિતભર્યાં નૅન ખૂલ્યાં સજોડ. ૬

છંદે લાડે રતિમદનની પ્યાસ તોષી ફરીથી,
છંદે કોડે શિતલ અનિલે ધ્રાઇ મોળ્યાં ઉષાએ;
જાગ્યું વ્યોમે, રજનિ રજનીનાથ પાછાં લપાતાં,
છંદોમંગે કર કર ધરી ઊતર્યાં કર્મભોમે. ૭

## ૧૫—જુનું પિયેર ઘર

બેઠી ખાટે ફરિવળિ બધે મેડિયો ઓરડામાં,
દીઠાં હેતે સ્મૃતિપડ બધાં ઊકલ્યાં આપ રૂડાં;
માડી મીઠી, સ્મિત મધુર ને ભવ્ય મૂર્તિ પિતાજી,
દાદી વાંકી રસિક કરતી ગોષ્ઠિથી બાળ રાજી;
સૂનાં સ્થાનો સજિવન થયાં, સાંભળૂં કંઠ જૂના,
આચારો કૈં વિવિધ ઢપના નેત્ર ઠારે સહૂના:
ભીડૂ ન્હાનાં, શિશુસમયનાં ખટમિઠાં સોબતીઓ
જ્યાં ત્યાં આવી વય બદલિ સંતાય, જાણે પરીઓ.
તો યે એ સૌ સ્મૃતિછબિ વિષે વ્યાપિ લે ચક્ષુ ઘેરી,
ન્હાની મોટી બહુરુપિ થતી એક મૂર્તિ અનેરી:
ચૉરીથી આ દિવસ સુધિમાં એવિ જામી કલેજે
કે કૈમારે પણ મુજ સરે બાળવેશે સહેજે!

બેસી ખાટે પિયરઘરમાં ઝિંદગી જોઇ સારી,
ત્યારે જાણી અનહદ ગતી, નાથ મ્હારા, ત્હમારી. ૧૪

## ૪૬—વર્ષાની એક સુંદર સાંઝ.

શાંતી! શાંતી! ઝરમર ઝરી ગૈ ગળી વાદળી આ,
અંધારી નીરવપદ ગિરિશ્રૃંગથી જો ઉડી આ;
ઊંચો દીપે ધુમટ ફરિથી વ્યોમ કેરો વિશાળો,
જેમાં મુક્તાતુરણ–ભગણે ઓપતી અભ્રમાળો!

એકો એકો સખિસહિત હૂં માલતીમંડપે ત્યાં
ધારા જોતો, શ્રવણ ભરતો નૃત્યથી બુધ્બુદોનાં;
ત્યાં ગૈ ધારા, શમિ પણ ગયા બુદબુદો, ને નિહાળ્યા
શૈલો, વચ્ચે સર નભસમું, મસ્તકે અભ્ર તારા.

ને કોરેથી સલિલ ફરક્યૂં, શુભ્ર ચળક્યૂં, અને જ્યાં
વૃક્ષો ટીપાં ટપકિ ન રહ્યાં ડાળિયોનાં ભુમીમાં,
ત્યાં એ નીલૂં સર લસિ રહ્યૂં દિવ્ય ઝાંયે રસેલું,
પાછૂં જોતાં,—ગિરિપર સુધાનાધ હાસે મધૂરૂં!

'વ્હાલા, જોયૂં?' વદિ તું લહિ ત્યાં ચંદ્રને દૃશ્યસાર,
ટૌકો ત્હારો, અલિ, સર ગિરિવ્યોમ ગુંજ્યો રસાળ! ૧૪

## ૧૭—પ્રેમનું નિર્વાણ.

વ્હાલી, આવ્યાં અહિં સુખિ ચડી, જો દિસે શૃંગ પેલૂં,
આછૂં સામે બરફમય દિવ્યદ્યુતી શંભુ જેવૂં!
શાંતિજ્યોતિપ્રભવ કિરણે એ ભરે વિશ્વ આખૂં,
દીઠા રશ્મી બહુ વખતથી તે સ્વયં આજ ઝાંખ્યૂં!
પ્રીતીકેરા વિમલ અવગાહોતણો એ વિકાસ,
પ્રીતીનેત્રો શુચિતર બની પામિયાં એ પ્રકાશઃ
પ્રીતીપ્રાણો પ્રબલવિમલા ભેદજિત્સિદ્ધિ પામે,
કોશો ભેદીઃ ઝળહળત એ જ્યોતમાં શોક શામે!

વ્હાલી કયાં તે ઉપરતળિયે સર્વદેશે છુપેંતૂં,
જ્યોતીમાં યે અનિરવચની છાંટ જેવૂં લપેંતૂં,
બાહ્યે માંહ્યે અતલકુહરે યે સદા જે કળાતૂં,
આનંદારિ અણુતિમિર તે આજ સ્હેજે ભુલાતૂં!
વ્હાલી, કેવાં જનનનિધનો, પિંડલય વાત કેવી!
કેવાં તૂં હૂં! અસલ રસમએકાં સો'હં શિવો'હં! ૧૪

## ૧૮—સતી.

બોલાવી ત્યારે નહિ આવી,
બોલાવી નવ જ્યારે આવી,
એક માત્ર લીટી ટપકાવી,
—વ્હાલી, વીસરજે ! ૧

દાહ દિધો પણ ખાખ ન કીધી,
દૃષ્ટિ હરી મતિ ના હરિ લીધી,
કાળજ કાપ્યૂં સ્મૃતિ ના વીંધી,
—હરિ, આ તે ! ઓ હરિ ! ૨

કાળ પારધી ! વીરા, વ્હેલો !
ગ્રહ્યો જાળમાં પોપટ પ્હેલો,
શા પાપે તો મેલો
—પાછળ મેના તરફડતી ! ૩

પાપસઝા કે પુણ્યસલામી,
ભૂંડાપો પસલી, કુરબાની,
માગૂં એક જ વીરા, જાની !
વ્હેલો થા, વ્હેલો ! ૪

× × × × × ×

પ્રેમ, અરે નફ્ફટ ધૂતારા,
જોબનના જાદૂગર પ્યારા,
બીંબ સરોવરિયે રમનારા,
ખસ રે ! જા બીજે ! ૫

ભવસાગર નહિ શાંત સરોવર,
જીવન હાય! ન જોબન કેવલ!
સત્ય ચિતામાં ભડભડ
પ્રજળે સ્વપ્નો જે ત્હારાં! ૬

ચિતા ભસ્મ આંજેલૂં લોચન
પામે યુમનૂં એવૂં દર્શન,
કે તેને સૃષ્ટી ભવ જીવન
દેખાતાં ન્યારાં! ૭

પ્રેમ, અરે તુજ અભેદ બાની,
અંધતણી રંગોની કહાણી:
બાળખેલની સુખદુખલ્હાણી:
મધુરી પણ ખોટી. ૮

× × × × × ×

અભેદ સાચો શાશ્વત એક જ,
સુખ શાન્તી ને મુકતી એક જ,
યુમ જીતી જે એક જ
વિલસે જ્યોત સનાતનમાં! ૯

ભવભાવન હે! ગયા ત્હમે તો.
હાથ વછોડાવ્યો યુમ તેં જો.
ના ના નાથ! હું આ આવી જો
ભવ ભવની છાયા! ૧૦

ઇતિ પ્રેમનો દિવસ સમાપ્ત.

## Greek Epitaph

Gazing on stars, my Star?
Would that I were the welkin
Starry with myriad eyes
Ever to gaze upon thee?

(અનુવાદ)

તારા નિરખિ રહી મુજ તારા?
અરે હું નવલખતારકઅંબર
હોઇ ત્હને નિરખી રહું, તારા!

## વિરહ:

### પૂર્વાર્ધ-શૂળ.

### ૧—સ્હેવા અશક્તિ.

ગુરો, પૂછૂં શૂં હૂં નથિ નથિજ શકતી સમઝવા:
પ્રભો, શ્રદ્ધા પૂરી અકલિત વ્યવસ્થા ય સ્તવવા:
સરે શૂં રોવાથી? પ્રકટ રડવૂં યે ન ઘટતૂં;
રુવે ન્હાનાં, તેનૂં શમન મુજ કર્તવ્ય જ છતૂં;
અને તો યે જ્યારે શિશિર રજની આ ઠરિ જતી;
હવા યે પોતાના શ્વસનમહિં જ્યારે શૂમિ જતી,
અને આશા ઊંચી દ્યુતિ નિજ સહે મૂર્છિત થતી,
પ્રભો, ત્યારે યે ના કુદરત ઉરે આ પ્રભવતી.
હે ઉર-ધારણહાર, રોઊં કે રોઊં નહીં?
રે આ વ્હેતાં વાર, ઇચ્છા રહિ ગઈ લટકતી!

### ૨—ઝેરસુધા.

ત્હમે આપો છો તે બહુ બહુ થયાં ઓસડ હવે;
ન એ કૈંયે ફાવ્યાં; દિન દિન વધુ વ્યાધિ પજવે.
અરે આ મુજ કાયા. દરદમય પાકી ગઇ બધી,
દમે શ્વાસે શ્વાસે,—સહન કરવૂં કહો ક્યહિં સુધી!
હવે તો ઓ વ્હાલા, જલ ચુરણ ગોળી ઘૃત વટી,
ગમે તે કૈં આપી ઝટ દરદથી દ્યો કરિ છુટી;
અરે આપો એવી નિંદર મધુરી ને સ્મિતભરી,
સરી કે તેમાં હૂં ડબક ડુબિ જૌં જીવન તરી!
રે મુજ મસ્તકમૉડ, પચ્ચીશી મ્હાલ્યાં પુરી,
પૂરો છેલ્લો કોડ, ઝેરસુધા રેડો ગળે.

## ૩—અધોક્તિ

'મ્હને ફર્ઝન્દો કે કટમખટલાની ન ફિકરો,
ત્હમે મ્હારે માથે કદિય પડવા એ નથિ દિધી:
ત્હમારી રે હૂં યે શિશુસમજ આખો ભવ હતી,
ઘટે છેલ્લે શ્વાસે શિશુસુકન એકે ન ગુરુને.
પરન્તૂ ઓ મ્હારા કઠણકુમળા પ્રીતમ, ત્હમે
ધરો છો જે છાતી બહિર જગતે ધીર નરની,
ત્હમારી જે ખ્યાતી જડ અનુભવી શાણપણની,
અરે એ તો જાણે કમઠપિડની ઢાલ ઉપલી.
ત્હમે કો'ને કો'દી ઉરભિતર ખુલ્લૂં નથિ કર્યૂં;
દિઠૂં જાણ્યૂં એ એકલડિ તમ દાસી મુરખિએ;
અરે એ તો માવો મૃદુલ રસભીનો અનુપમ,
નહીં એ એકાકી જિવન જિરવે પ્રીતરહિત.
અહા આશા મોટી હુક પણ અનેરો મુજ વડો,
સુખપ્રેમોદ્રેકે ભિંજવિ ભિંજવી ઢાલ ઉપલી
અને એ લાજાળૂં ભિતર કુળું ખોલી ખિલવિને,
સખે, ત્હારૂં હૈયૂં દ્વિદલ કરવા એક સરખૂં !
અરેરે, હૂં મૂર્ખી, સમજિ નહિ વેળાસર બધૂં,
અને જાણ્યૂં ત્યાં તો અવધ થઇ પૂરીજ સઘળી.
હે જગજીવન તાત, અદકચરો આ ભવ કશો !
ને આ બુદ્ધિ-પ્રભાત ઘરથી કાં નહિ મોકલ્યૂં !

## ૪—જવાબ.

અરે ઘેલી, ખાલી વિકલ મનની એ છ લહરી,
ડુબી વ્યાધીપૂરે, ઉપર ફુટતી આધિ-ચકરી.
પ્રભુની પત્રાળી જમિ રહિ અતૃપ્તી ન ધરવી,
મહાયાત્રા માંડી નજર વળિ પાછી ન કરવી.
મહાલ્યાં પચ્ચીશી સુખદુખ વિષે રંગરસથી,
રતિભક્તી કીધી ઉભય મળિ ઉદ્દામ મધુરી;
અને બંનેનૂં આ વધતું જતું અદ્વૈતજ લહ્યું,
બધી રીતે જીત્યાં સફલ સહચર્યાં અનુભવી.
ભ્રમણા છાંડો વ્યર્થ, પચ્ચીશી મ્હાલ્યાં પુરી,
સર્યાંજ ભવના અર્થ, ભવદ્વારે હુરિ ન્હોતરે.

## ૫—છેલ્લી યાચના.

ખરૂં વ્હાલા, સર્વે, પણ મુજ ઉરે આશય જુદો,
કહું તે શી રીતે, સુઝતું નથિ, મૂઝાઉં અતિસેં.
વળી ક્યારે વાચા પણ અટકશે એ નવ લહૂં,
કહૂં ભાગ્યૂં ત્રુટયૂં: પુરું મધુરું લ્હેજો, પ્રિયતમ.
હું તો ચાલી વ્હાલા, મુજ રવિ ખરે તારક સમો,

* * *

(અહીં ૧૧ પંક્તિ નથી છાપી; ૧ લી આવૃત્તિમાં પણ ન્હોતી છાપી.)

વહે નયન દોડતાં ઝરણુ હોય શૂં પ્રાવૃષે, ૬૭
ફુટે રુધિર ઓષ્ટથી દશનધાર પેશી જતાં;
ન તો ય શમવાય આ હૃદયભંગના ત્રાટકા,
ત્રુટે વહન શ્વાસનાં, કયમ વહેજ વાચા ત્યહાં.
પ્રભો, શમવ સ્વાર્થજન્ય ઉરશોક–તોફાનને,
–કરૂં સ્વજનની ઉમંગભર યોગ્ય આરાર્તિકા!
પ્રિયે, મનુજ-યોનિથી ચડિ ઉદાર દેવી બન્યાં,
નમોસ્તુ ત્હમને,–અરે નયન, રોવું છાંડો જરા.
પ્રિયે, સહચરી હતાં, વચનબદ્ધ શિષ્યા હતાં,
ઉરોર્મિરત સેવિકા, પદ પદેજ છાયા હતાં,
તથાપિ સુકુમાર સુંદર કુલીન હે વલ્લરી,
બન્યાં ગુણગણેજ આ પશુતણાં ત્હમે તો ગુરુ. ૭૮
અહો, કરું શિ રીત હૂં કવન એ ગુરૂભાવનાં,
ખરી નમનતાઈકિરિ અનિવાર્ય મોટાઈનાં,
ખરાજ નવનીતની અજિત વજ્રમયતાતણાં,
ખરી રતિનણા મદાંધ જનના વશીકારનાં!
સ્મરે બચપણે ભણ્યો, અજબ વાત રૂપે લહ્યું,
–ભલે વન ગજાવતો મૃગ ધ્રુજાવતો કેસરી;
સુકોમલ શુચિસ્મિતા પ્રણયલોચના પાસ એ
(ભુલી પ્રકૃતિ) દાસ રે રમતિયાળ સાથી બને!
પચીશ વરસોતણો અજબ સાથ એ આપણોઃ
નિહાળું છ અહીં થકિ જયહિં હુ એહ-આરમ્ભને
મ્હને પણ દિસે છ એ અદભુ સેલ રેખા ભર્યોઃ

અને અગર દૃશ્ય તેજ જિવનો હું દૃષ્ટા સ્વયં,
તથાપિ નહિ ઓળખ્યૂં મુજથિ જાય મુજ ભૂત એ.
સ્મરે રજનિઓ સખી, યુગ સમાન તે આગલી ?–
જ્યહાં તુજ સુધારણા જ મુજ એક ચિંતા હતી:
જ્યહાં પતિ-અભેદ-બુદ્ધિ પતિ-દેવ-બુધ્ધી રતા
હતી તુજ સુધારણાજ તુજ એક ચિંતા વડી:
અહો અતન્ન મોહ એ! અહહ વ્યર્થ પીડા ત્હને!–
ખરી જરુર તો જ્યહાં મુજ સુધારણાની હતી.
હતો હઠમદે રમંત નિજ સ્વમલ્હેરો વિષે,–
બપૈ અતિતણો, સદા જ ઉડતો અસીમા ભણી.
નહીં જલ શું ભૂ-પડે મધુર તાજું વ્હેતૂં સદા?
નહીં જલ શું વર્ષતૂં અમિતધાર આકાશથી?
નહીં છૂટ નહીં! ભલે સલિલ એહ પીતા બિજા,
હું તો અવર-દિવ્ય હૂં!-મુજ તૃષા અનેરી ખરે
છિપે ફકત મેઘપુંજશિખરે શિખાબાષ્પથી!

અને ત્હમે દેવિ, ત્હમારું રૂપ તે
ક્યહાં, ક્યહાં રૂપ ત્હમારું આજનૂં!
કહે છ આત્મા ન વધે નહીં ઘટે,
આત્માવિકાસ તમ શો કૃત સૌમ્ય દીઠો!
પ્હણે છે કાવેરી રમતિ કપિદેવાલય કને,
અહીં છે આ રેવા,–'દવિભરતિ ગે મિષ્ટ કરતી:
હતાં કાવેરી શાં પ્રથમ વરસોમાં મુજ ત્હમે,
થયાં છોજી રેવા સમયપરિપાકે પ્રિયતમે.

અસંખ્ય સ્મરણો સ્ફુરે પચિશ વર્ષનાં સામટાં,
કંઈ પ્રણયમૌક્તિકો, કંઇ સહિષ્ણુતા–કૌતુકો,
કંઈ ધમક રોષની, કંઇ અતાગતા ટેકની,
કંઈ તપવડાઇ, ભોગ કંઇ આત્મભોગો નર્યા:
વિલંબિ કંઇ રૂસણાં મધુર શાં પરીણામમાં,
ખિલે વિરમતાં યથા દિવસ ચૈત્રની ચંદ્રિકા !
સ્ફુરે સ્મરણ સર્વથી અધિક માંદગીઓતણાં,
ત્હમારિ વળિ માહરી:-અહહ, શો વિષમ લોક આ !
કરાલ દુખ જે અસહ્ય દુખ દેખવાં આપ્તનાં,
પરંતુ ભળતાં મહીં સુખ અવર્ણ્ય રે કેહવાં !
બને વિકલ દેહ, ત્યાં જગત બાહ્ય ન્હાસે પરૂં,
હુપાહુપ મુકી વળી સ્થિર બને અહં માકડું;
જુવે નયન આપ્તને જ, ઉર નેહ-ટેકો ચહે,
થવા સ્વજનને ખરે સ્વજન શ્રેષ્ઠ સન્ધી મળે.
અહા, તન તળાંસવાં, શિર દબાવવાં એ મિઠાં,
ભળે ઉભય શ્વાસ જ્યાં, અબલ દીન બે જીવ જ્યાં,
જુદાઇ રૂપ ખોળિયાં ભુલિ અનન્ય આત્મા બને.

વહ્યો વખત. હાય !–જે અખુટ ભાસતો આશમાં
ખુટ્યો ખુટલ ! હાય !–જે કર હતો સદા ટેકવા,
ઉદાર ઉર–કીમિયાગર દુખે સુખો સર્જવા,
પવિત્ર દગ–વેદિ એક મુજ જે વિસામો જગે,
વસે અવર દેહ તો ય મુજ જીવનો જીવ જે,
હરાય અદ ! તે ઘડી દિવસ પાંચ પંદર મહીં.

(પ્રભો, પુરુષ છૂં: ભલે અગુણ–દુર્ગુણૌઘે ભર્યો,
ન એક અરિયે ચિંધોઃ–ન કદિ ઓસરૂં પૌરુષે!)
પ્રિયે, નવ રડો, જુવો શ્વસનરોધ સ્હેવાય ના;
થતોજ ભવ પૂર્ણ ત્યાં ન ઘટતી તથા ભાવિની.
જુવો, ઘટઘટે ભર્યો અણુ અણુ વિષે ચૉદિશે,
ત્હમો, હું, શિશુઓ મહીં, સકલ જીવ લઘુ ને મહા,
નદી ઉદધિ પર્વતે, નગર ગામ વેરાનમાં,
ગ્રહો રવિ નિહારિકા, નભવિતાન સ્વર્ગંગમાં;
પિયે પય અદ્ધંધતું કુસુમ માતખોળે ત્યહાં,
ત્રુટી અવનિ ધગધગન્ત ઉભરાય લાવ્હા ત્યહાં;
વસે સમરસે; તનુ તનુથિ, ભવ્યતમ ભવ્યમાં,
અસંગ! નિરહં! અનન્ય! પરમાત્મ! નામો નર્યાં!
જુવે અગર કોઇ ક્યાંય સુખ-તેજ-શોભા-રતિ,
લહે અગર કોઇ ક્યાંય જિવ-જોમ-ઇચ્છા-ગતિ,–
લહો સકલ તત્સતે જ ઋત તે, વૃથા અન્યથા,
ઘટે ફકત એતણા પ્રણય-ધ્યાન-સેવા-કથા.
નમોસ્તુ ત્હમને સખી, તમ વિષે રહ્યા એહને;
મ્હને પ્રણમવૂંજ તો મુજ વિષે નમો એહને.
વદાય સખિ લ્યો દિયો, ખટક ખોટિ ચિંતા બધી,
શિવોર્મિ, શિવ સ્રોત-પાત, શિવદિષ્ટ જીવનનિધિ.

## ૭–જીવતું મોત.

સખે, ઉર થયેલ એક યુગ્મ વજ્ર-ઘાએ દ્વિધા
કરી, શકલ એકને ફગવતો ન દગ જાય જ્યાં.
રહ્યૂં શકલ તેય તે ધ્રુજતું તંતુ તંતૂ વિષે,
વહે વખત કારમો ચમકમિશ્ર મૂર્છામહીં.
વહે વખત: ભાન-સ્મરણ-સૂર જાગે, વધે,
ખિલે, ઉર નિમંત્રતા અચુક એક ત્હારાભણી.
તું યે મનુજ બાપડૂં સહજ ધર્મ પ્રીછંતું જે,
તણાઇ અહિં તે થકી સદય આર્ત્ત આવ્યા કરે.
ભલૂં તુજ હજો સદા,–દુખસમુદ્રના દ્વીપ હે,
સુશીતલ સુછાય પટ્ટ સજતો જ દુર્વાતણા,
અનેક ઋજુ ઊર્મિમાં વદન ખાસ રેલાવતો,
મ્હને વિરમવા, મ્હને રુઝવવા, મ્હને ઠારવા,
નવા ઉજમથી મ્હને ફરિ ચડાવવા યૌવને.
સખે, વિરમ. બન્ધુતા પ્રકટિ જે મુછો ફૂટતાં,
ટકો તન ટકે જ્યહાં લગણ ત્યાં લગી આપણી.
વડીલ મુજ તાહરાં, તુજ વળી થયાં માહરાં,
તથૈવ શિશુ બેયનાં ઉભયનાં રહજો બની.
વળી હિત વિશેષ મર્ત્ય જગમાંહિ જે જે કંઈ
મળે ક્ષણિક, વા સવાક્ષણિક,–તે હજો તાહરાં!
શું કામ ચમકે, સખે! ફક્ત દાખવૂં છૂં ત્હને
પટંતર વિમુક્ત, ધર્મ તુજ જેહ જોવા તણો:
મોત, જીવતું મોત, એમાં વધુ વસમૂં કયૂં,
એ જ્ઞાનાગ્નિજ્યોત થકી ભલે ઉગર્યાં સખી!

## ૮–દ્યુતિકણી.

પ્રભો, ગઈ. રહી સદા તદપિ વ્યસ્ત બ્રહ્માંડમાં,
રહી દ્યુતિકણી વળી વિમલ પિંડ–ઉંડાણમાં.
રહી દ્યુતિકણી સજી વદન વ્યસ્ત બ્રહ્માંડથી,
જુવે મુજ ભણી વણી વગમત લોચનો માંડની.
ઉઠે દ્યુતિકણી થકી ક્વચિત શબ્દછાયા વળી.

ઉઠે વદન સૂર એ અસલરૂપ માસો થયાં,
–નહીં ફક્ત સ્વપ્નમાં, વિજન માંહ્ય, ઐકાગ્ર્યમાં,
નહીં ફક્ત થાકમાં, વિપદમાં, ઉરગ્લાનિમાં,
–અકારણ ઉઠે, શમે, સ્થલ બધે. દશા સર્વમાં,
ભમે મુજ સહે સદા ય, મુજ દેહછાયાસમાં.

નથી વદન એ નથી રટણ એ રહ્યાં સ્થૂલમાં,
–સહે નયન કર્ણ સ્થૂલ ક્યમ સૂક્ષ્મ હુમલાજ એ ?
–સહે, નવ સહે ભલેઃ દ્યુતિકણી ઝગો સર્વદા !
બનો વિમલ વિમલ વિમલ નયન શ્રોત્ર ઉર પિંડ આ. ૧૯૨

ઉત્તરાર્ધ:—કાલક્રમે શાંતિ.

## ૯—વિરહનું આંસુ.

ક્યાં ય ઉર ના થરપે મ્હારૂં રે પ્રભુ હું તે કેમ જિગર ઠારૂં !—ધ્રુવ.
ઝરમર ઝરમર આ ઝવિ રૂહે છે વાદળિયો ઉર ભોળાં;
મંદ મંદગતિ રમે અનિલ આ એકલ વળિ મળિ ટોળાં:—પ્રભુ૦ ૧

કૂજે કોકિલ ઘડિ ઘડિ વિસમી અધિક આંધક રઢિયાળું
મ્હોર કળી ફુલ સ્નિગ્ધ વેલ તરુ વ્હે ન વહે મદ વારુ:—પ્રભુ૦ ૨

સંધ્યા, તુજ આ ભભક અનેરી ચમક જ ઘેરી ચલાવે,
સુતનુ કુરંગી વત્સશું ગેલતી સ્મૃતિસણકા સળકાવે:—પ્રભુ૦ ૩

હાય ! દિવસ આવો જ હતો એ, સાંઝે આમ ખિલી'તી,
અમે ચાંદની તે પછિ ઉજળી નદિવાંકે પીધી'તી:—પ્રભુ૦ ૪

છે એ સંધ્યા, નદી, બગીચો, એ જ કુરંગી, કોકિલ;
એ સૌંદર્ય—અમી પણ, જાતાં એક, બન્યૂં વિખ કાતિલ!
પ્રભુ હું તે કેમ જિગર ઠારૂં રે ક્યાં ય ઉર ના થરપે મ્હારૂં ! ૫

## ૧૦—સુખી ગ્રીષ્મ.

સ્મરૂં ફરિ ફરી જ ગ્રીષ્મ વતને હતી ગાળિ જે;
મ્હને મળિ ગયૂં'તું ક્ષેત્ર અતિદીર્ઘ અભિલાષનું,
તું યે હતિ સુતૃપ્ત બાલમંડળ દિપાવતી ચાંદની
તથાપિ સ્થિરયૌવના, પ્રણયદીપ્તિ ઉત્કૃષ્ટ તો
સલીલ વિકિરંત એક નિજ નેહધન સ્વામિને.
અહો દિવસ રાત એ સભર હેતસૌખ્યે રૂડાં,
ઊંઠંત હસતાં ઉંઘંત રમતાં પુરાં ભોગવ્યાં!
થયાં પ્રકટ આપથી, સહજ એક એકે વળ્યાં,
સહે સહજ આપણીય ઉરજોડ મ્હાલી રહી:
નહીં ફિકર નાહિં ફર્જ, રતિસાયરે સેલતી
નિશાદિવસ એકતાન રહિ ગુંજિ ઉરએલડી.
સહે ઉભય માણિયાં સદન તે, જુનાં સ્નેહિ તે,
નદીપટ બજાર તે, વિજન ઠામ વાડી ય તે,
જહીંજહિં ફર્યાં હર્યાં, રમતને તુફાનો કર્યાં,
ગુંથ્યાં ઘડિઘડીકનાં શ્વસન આચરણ સાથ તે,
દરેક ઉર તૃપ્તિલ્હાણુરસ આપણાથી અહો
રસાઇ બનિયાં વિશેષ સુખધામ શાં કાંત તે!

ગયૂં, બધું ગયૂં: જતાં જ મુજ સૃષ્ટિનો મેર તૂં,
ન કયાંય કંઇ ભાળતો, અનુપરૂપ જાતે ભલે
તથાપિ યમઝાળ દગ્ધ મુજને શકે ઠારિ જે.
પરંતુ વહિ જાય છે વરસ એક એકે ત્યહાં
સ્મરૂં ફરિ સ્મરૂં છ ગ્રીષ્મ ઋતુ વીત એ આપણી,

સ્મરૂં, બળિ રહૂં, તથાપિ વળિ વિસ્મયે ચિંતવૂં
હશે નિયતિ શૂં. કઈંક કરુણાલુ પ્રક્રૂર કે
ત્હને હરિ જતાં જ જે દઈ ગઈ પુરાં સૌખ્યની
સુરેખ ઉરમેળ સૌરભ લસંત આખી ઋતુ.

સ્મરે સુખતણી ક્ષણો દુખવનાવર્યાં જીવને,
નિહાળિ કણુ એહવો, નિયતિ, લાગણી શી ત્હને ?
સ્મરી દુખવિષે ય કિંચિત હરૂં કદી, તે થકી
જરી, નિયતિ, તૃપ્તિ શૂં અનુભવે દયા તાહરી ?
સ્મરી સુખ દુખે દુખી જ બનું ઊલટો, તે થકી
જરી. નિયતિ, શૂં રહે હસિ નહોરતા તાહરી ?

## ✓ ૧૧—જાગરણ.

જાગ્યો માઝમ રાત, સેજ તજિને આવ્યો વહી બેઠકે,
ટેબલ્દીપ ઘસી સળી પ્રકટતો, ત્યાં ખુર્સિએ ચાંદની
છોટાં વર્તુલ હારબંધ કપડે આડાં હતી પાડતી,
ને વસ્ત્રે ઉપડૈતું 'તૂં ફરિફરી ઝીણી મરુત્ફરફરે;
જાણે ખુર્સિ મહીં જ તૂં ઉંઘિ ગઈ, ઊંઘે મૃદુ શ્વસિ રહી,
ઊંહાડૂં કરિ દીપ કે તિમિરમાં ચાંપૂં જઈ ખુર્સિએ,
છોટી 'ચાંદનિ વર્તુલાવલિ હરી, મ્હારી જ પીઠે ધરી?

બુદ્ધો એ પ્રકટ્યો ન સ્પષ્ટ તહિં તો પ્રકટી ગયો દીપ એ,
ખાલી ખુર્સિ જ ચાંપતો જઇ પડ્યો તેમાં સનિઃશ્વાસ હૂં.
તૂં જાતાં પછિ જાતના સુતસુતાના સર્વના હાલને
સૈંભારૈંત સરી ગયૂં હૃદય શૂં સ્મર્તવ્ય તે કાલમાં
જ્યારેં આપણ નૌજુવાન વયને માણી 'તિ માણી 'તિ તે!
એકે એક સ્મરૈંત એ સ્મરકથા, ચૈંદા ગઈ આથમી,
ને વીતી ય નિશા, ઉષા ઉડતિ શી લ્યાવી કઠોરદ્યુતિ! ૧૪

## ૧૨—મનુજજંતુની અલ્પતા.

ગઈ. ન ફરિ આણુની રજનિયો જ તે આ ભવે,
નહીં શરદ પુષ્પમાં, નહિંય ગ્રીષ્મ વર્ષા રતે,
જિહાં જુગલ આપણે જગ બધૂં પરસ્પર હતાં,
ભવિષ્યતણિ આશ માત્ર વળિ તાહરી કૂખમાં.
અરે ઉદયવર્ણિ આશ, ગઇ આથમી આમ તે!

ગઈ. સ્વજનહીન ને સ્વગૃહહીન જીવૂં હું તોઃ
હતો ઘર થકી અકેલ, તું જતાં વિશેષે હવે.
હતો રખડુ મૂલથી, ઘરરખૂ પુરો ના બન્યો
અને ગઇ તું,—તો હવે અહિં તિહાં જ કલબ હોટલે,
સગાં સહપ્રવાસિ સાથિ સમભાવિ પરકીય ને
ગૃહે સહિ લઇશ જે હજિય વર્ષ રહેવાં રહ્યાં.

નિતાંત નિર્દય અહો મનુજજંતુની અલ્પતાઃ
તહને જિવત રાખવા કરિ ચુકયો બધૂં,—વ્યર્થ તે;
અને દ્વિગુણ વ્યર્થ સર્વ જિવવૂં મુવાતુલ્ય આ. ૧૪

## ૧૩—વિસ્મૃતિ.

ગઈ. સ્મૃતિથિ ઝાંખિ ઝાંખિ થતિ આખરે ગૈ ખરી.
ગઈ છબિ હતી છપાઇ મુજ આત્મનેત્રામ્બુજે
યથા કનિનિકા. સરોદ મૃદુ તે; છટા તે નરી,
અવર્ણ્ય દગ પલક તે, ગતિ અનન્ય તે, સૌ જે
મળી હતિ બની જ વ્યક્તિ, સઘળૂં ય તે ગયું ગળી:
સ્મરૂં ન અવ 'નામરૂપ' લવલેશ એ હૂં ય તે,
ગયૂં ગહન કાલસ્રોતમહિં એ અશેષે ભળી.
    ગુરુ માતા ને તાત ભલા ભલા પણ ભૂલતા;
    દયિતે, છે મુજ જાત, ત્હારી ખ્યાતે ત્યાં લગી.

## ૧૪—તર્કવિતર્ક.

અરે મગજ! રે મતિ ઉર હજી ય તાવો વૃથા,
ગયૂં સકલ, વ્હૈ સ્મૃતી ય, તહિં ડ્હામ દેતાં જુઠા.
થયા દિવસ કૈંક પ્રશ્ન પુછતાં સતાવ્યા કરો,
દિવાલ ઘડિયાળ શો પળ ન જેહ થાતો પરો.
'ભુલ્યો તદન, નેત્રકૈંઠગતિ જો ન ઉગર્યૂં કશૂં,
સનેહ મુજ તો હશે ન, ન હતો,—ન એ સિધ્ધ શૂં?
સનેહ સુરવર્ગનો, અમર દીપતો તેહ તો,
બુઝાય, ક્યમ તે ખરો પણ ગણાય જ્યારે છતો?'
અરે મગજ! રે મતિ! બસ કરો! હણૂં પ્રશ્નને
હવાં જ પ્રતિપ્રશ્નથી નવ ત્હમે છુટે એહવા.
હતી ત્યહિં ફરીફરી ન શું ત્હમે જ મુજ હૃદયમાં

વિષંખુ મુકતાં, 'ન એ મુજ સમોવડી પ્રણયમાં?'
તથાપિ ન શું તે–ખરો અગર દંભિ, સમ વિષમ કે,
સળંગ અથવા ત્રુટીમય, અનંગ વા પાશવી,–
હમારિ વચમાં હતો પ્રણયબંધ વિધિબધ્ધ, ને
નહીં શું અમ બેય તેથિ ચડિયાં હતાં કો નવી
અલૌકિક સુખેદુખે હૃદય પોષતી ભૂમિકા,
જિહાં ફરજ સૌખ્યના સહજ ધર્મ્ય કર્તવ્યના
પરસ્પર લગ્ના સુમેળ ફલધન્ય સોહામણા?
સુખી નવ શું એ હુંથી? નવ સુખી શું હૂં એહથી
બન્યો? સતત સોબતે દ્વય અહિં થતાં એક, શૂં
સુધન્ય રસઓળ ભૌતિક ય ના અમારો ભવ?
    શંકા જૂઠી તેહ, શંકા આ પણ એહવી:
    સર્જે છે તે છેહ કાલ દિયે છ તમામને.
મર્ત્યતણાં ન શરીર કેવલ કાલાધીન છે,
અનુભવ વીતક હીર બધૂં જ સર્જક ભક્ષતો.
અમરોપમ યદિ મર્ત્ય સ્નેહે ઉદાત્ત વર્તને,
ભીષણ વીતકગર્ત્ત મહીં અડગતાએ વળી,
જીવન વહને તેહ વરસ, દિવસ, ઘડિયો અગર.
નિસાસ ઊંડા તેહ ઉજ્જવલ ઉન્મેષો અગર,
જયનાં નિઃસંદેહ મનુજજંતુના કાલ પર.

## ૧૫--એક આશા

તથાપિ મુજને પ્રતીતિ, કહું કે હું ને આંશ છે
ગતાનુભવ સિધ્ધ, કે વિકલ તો ય માનવ સ્મૃતિ
ધરે હ્યલમતાજુબી: અતિ હઠીલિ લોભી ય તે
ઉદાર સરલ સ્વચ્છેરવશ, કોઇ ધન્ય ક્ષણે
ઉઘાડિ નિજ ગુપ્ત રિધ્ધિ, નયનો ચકિત રીઝવે,
ઘણાં વરસ ચીમળાઇ ગયલે હયે છાંટિ દે છે સુધા,
પુરાણુ દિલદાર મૂર્તિ બસ અસ્લનૂર અસ્લી છટા
દરેક લઘુમોટ લક્ષણ અખંડ ધરતી, અહો
સજીવન સલીલ યૌવનમદે ભરી દાખવી!
હજી ય મુજને હશે સુભગ દર્શનોલ્લાસ એ
નિશા સ્વપનમાં, દિવા સ્વપનમાં, અછડતાં જ કે,
કદાપિ પલવિપલ, કાલનદ કે સ્વયં સ્તબ્ધ જ્યાં
અકાલ અ--વહંતનો અકળ શ્વાસ પીતો હશે!
અપાર્થિવ ગુહાગયેબિ ચમકંત એ દર્શને દર્શને
નવી વિમલતા નવાં બલ લહંત, આ ભવતણાં
તમામ સુખદુ:ખની ન પરવા ધરી, સર્વદા
શકીશ વિચરી હું સ્વસ્થ સમચિત્ત સૌમ્યાશયી.

## ૧૬—સમાપ્તિ.

ગાયો રતિજય આમ ગૂંથી સુર સુર વાસ્તવી
વળી સકલ સામાન્ય, જો કે મુજ જીવનતણા.
ગાયો, દિલ આરામ વિરહી જનને વિતરજો;
વળી વ્હાલિ, તુજ નામ
ચંદ્રમણી હિમધામ અક્ષર સાહિત્યે હજો.

So I turned to the Garden of Love
That so many sweet flowers bore
And I saw it was filled with graves— W. Blake

### (અનુવાદ)

એટલે સર્યો હું પ્રેમવાટિકામહીં
સુણ્યૂં 'તુ બ્હાર છે અજબ ગુલોતણો ત્યહીં',
—જોયું તો તસૂ જડી ન, કબ્ર જયાં નહીં.

## નિવાપાંજલિઓ

### ભવસાગર.

મિત્રગુરો, તું ગયો ડુબી, નહિ ભવસાગર આ તરી શક્યો,
ડુબતાં સુધિ નિજ પોતતણી પણ ઝળક કંઈ કંઈ દાખિ શક્યો:
આવ્યો અમ્રતકુંભ ભરી પણ બાહૂબલ કેળવ્યું નહીં;
માયાલોઢ વિષે કર ધ્રૂજ્યા, સિંધુલવણ ધસિ આવ્યું મહીં;
ગયૂં વધંતૂં, ભાર વધ્યો, કરસ્નાયુ ત્રુટંતાં કુંભ ફુટયો,
ક્યાં એ કુંભ, ક્યહાં એ અમ્રત? ક્ષારસમુદ્ર જ આ ઉલટયો ?

ના, ના, એ બ્રહ્માંડ વિષે સર્વત્ર રહ્યૂં ઝળકી પ્રસરી,
સત્ય પ્રસવતૂં, ધી ઉદ્ધરતૂં, ભર્ગ ઉપાસ્ય અતર્ક્યબલી:
સ્મશાનની ઝાળોથી શાને મુગ્ધ બનો એ બલનાં બાળ,
–ભજતાં એ અંતર્દૃગ ખુલતાં, જુવો સ્વસ્થ આ માયાજાળ:
મૃત્યુતણૂં ગૌરવ તો જોશો, કે એ જીવન કેરી જોડ,
સજ્જીવન ભવમાં ખોવાતાં ફરિથી અર્પી પૂરે કોડ. ૧૨

મિત્રગુરો, તું ગયો ન ડૂબી, સુધાકુંભ તુજ ફૂટયો નથી,–
ક્ષાર ભરાઓ તે જેરવવા આશ લેશ પણ જ્યાં ન ટકી,
ત્યારે શ્રી સચ્ચિતની લીલા હિતસાધક ઉજ્જ્વલ વિલસી,
ખોટા ભવ ખોટા જીવનનૂં શૂન્ય પ્રકટ કરતી ઝળકી:
એ પર શાંતિ વિષે એ કુંભ સુધા એ કંઈક સમય ઠરશે,
પ્રકટ થશે વળિ, ખુટતૂં બલ મેળવશે, આખર તરી જશે. ૧૮

## ચોટી.

દુનિયા આ છે ફાની, અરેરે! દુનિયા આ છે ફાની. ધ્રુવ.
નાજુક ચંચળ મધુરી બાળા, હુતપૂતળા રમતી,
ધરતું સ્મિત, ઉરકેરી લ્હાડક, સદા ય સૌને નમતી—અરેરે! દુ૦ ૧
લાડ વિશે ઉછરી, પણ જન્મી સુક્ષ્મ જ ભોગી આપે,
વિદ્યાકણથી જ્ઞાન નિર્મળું લણિયું મતિપ્રતાપે—અરેરે! દુ૦ ૨
ફુટડી કાયા, મોહન કીકી, અલ્પ બોલ મૃદુ કેવાં
પરપીડા પેખી પોતાની,—પૂર્વ જન્મના હેવા!—અરેરે! દુ૦ ૩
'મ્હાલીને શું? 'જીવીને શું?' 'ભાવીચિંતવન શાને?'
'સહનન્હસન એકાક્ષર નહિ શું?' એજ બોલતી તાને—અરેરે! દુ૦ ૪
પાકે વ્હેલું ખરે જ ન્હેલુ,—અરરર કુદરત-ધારો!—
હું જેવા અદકચરા કેરો કેમે ના'વે આરો—અરેરે! દુ૦ ૧૧

**અ. સૌ. નર્મદા ભટ્ટ.**

ખંભાળે હ્રેતી’તી ન્હાની,
જાનૈયા આવ્યા સ્હેલાણી,
એકે ભુરકી નાખી છાની —કેવી, ન્હાની? ૧

દેશ વેશ તરછોડી આવી,
ખડિયામાં સ્નેહલ ઉર લાવી,
કાળ જતાં સૌને મન ભાવી અતિશય, ન્હાની. ૨

એક મ્હને ઓછી ગમતી’તી
તે ય આજથી લીધો જીતી,
હોય ગરજ કહું તે કઇ રીતિ, સાંભળ, ન્હાની: ૩

ન્હોતી તૂં ત્યારે જે મ્હારો
એક હતો એકલનો આરો,
આ આંખે તે દીઠો ન્યારો, ને તૂં, ન્હાની, ૪

અમ બેની વચ્ચે દેખાણી,
બ્હેન સમી તે લાગે શાની,—
રખે દુઃખ ધર, આજે જાણી, કોમલ ન્હાની. ૫

ઇંદ્રજાલ જેવૂં પણ જ્યારે
ઉડી ગયૂં એ સઘળૂં ત્યારે
સેર સ્ફુરે નવિ ચિત્તે મ્હારે સ્નેહ નિ, ન્હાની. ૬

અને કથૂં મુજસૂત્ર જિવનનાં,
અનુભવ નિકષે કસિ જોવાનાં,
બને તેટલાં આચરવાનાં, બ્હેનડ ન્હાની. ૭

સુખદુઃખો સહતાં સાહવતાં,
ત્રિદલ હૃદયએકમ ખીલવતાં,
જગતરંગ-પર તોયે સૌતાં તરવૂં, ન્હાની. ૮

શીતતાપથી દ્યુતિ સારવવી,
તિમિર ગળી ગળિ કુમાશ ધરવી,
ઉડતી ને પડતી મતિ, ન્હાની,
ધપતી, ગુલાંટ ખાતી, ન્હાની, આતમ પોરવવી. ૯

× × × × ×

વર્ષ વીતિયાં; આવી આખર,
ડિલદિલરૂપ ધરીજ અમ્મર:
યમશિબિકાય ચડી તૂં સ્મિતભર મધુરી ન્હાની. ૧૦

× × × × ×

દેખાડયો કર મ્હને એકદાઃ—
ડોક ધુણાવી ધરી મ્લાનતા
ધાતો પીડાઓ કહિ શતધાઃ ગરીબ ન્હાની, ૧૧

માની થઇ ગઇ રોવા જેવીઃ
વદી, 'ભાઇ, એ તો સૌ જેવી
પડશે ને, વેઠાશે તેવી લ્હેણાદેવી. ૧૨

પણ હજિ આ રહિ રેખ ઘણી યે
કહે છે કંઇ નેખૂં કોઇ એકે
કે ના સૌ મુઇ સંપીલી એ મોટી ન્હાની. ૧૩

'મ્હારા સમ, કહેજે ભાઇ સાચૂં !'
મેં યે ખાલી વેણ જ નાખ્યૂં:
'જોવા દ્યો !' ધીમેથી ભાખ્યૂં. 'હા, છે ન્હાની. ૧૪

આ રેખા દેખાય અનેરી;
અખંડ પતિસેવાની દોરી:
કપરી પણ: પણ પૂરેપૂરી કરશો, ન્હાની' ૧૫

તુર્ત ગ્લાનિ ગઇ ઉડી કિહાંયે !
પતિવ્રતા ખિલિ આખી કાયે;
વદી, 'ભલે તો પીડ બધી યે!' શૂરી ન્હાની. ૧૬

આજ જોઉં છૂં ભવ તુજ આખો;
આદિ, અંત, વચગાળો, પાંખો:
ને આ જીર્ણ તથાપી આંખો દ્રવતી, ન્હાની. ૧૭

મિત્ર આંખ ટપકે છે હારે,
ઉષ્ણ વિષાદે, ક્ષાર અસારે,
ગરે ત્રૂટિત નિસાસા ધારે આંસૂ, ન્હાની. ૧૮

ને આ હૃદયે ગૌરવ ત્હારૂં
જેમ જેમ તુજ વિતક વિચારૂં
તેમ તેમ વધતૂં જ નિહાળૂં, ઉદાર ન્હાની. ૧૯

હિંદ વિષે સૌ કુલીન નારી
પતિસેવાવ્રત પાળે દહાડી,
એ છ આપણી રૂઢ પ્રણાળી દેવસમાની ૨૦

કિંતુ, બ્હેન, ત્હારે શિર ઉતર્યૂં
અસિધારાવ્રત એવૂં કપરૂં,
મહાતપસ્વીને ય ન સુતરૂં જે જેરવવૂં. ૨૧

તો પણ તેં પાળ્યૂં આખો ભવ;
–રે હસતે મુખ ઢાંક્યો ઉરદવ,
પ્રેમ, મિષ્ટતા, લીલા, માર્દવ, બધૂં ટકાવ્યૂં. ૨૨

અબળા, દુબળી, ખરે જ ન્હાની
રૂપ વાન મતિદોર વિનાની,
પ્રેમ ત્યાગ બલ બલિષ્ઠ, માની શરી ન્હાની: ૨૩

પતિસેવાવ્રત અસીમ ત્હારૂં:
જોઈ જોઈ પામર મન મ્હારૂં
પ્રેમશકિત થયું પિછાણનારૂં, માટે, ન્હાની, ૨૪

સ્ત્રીરત્નોમાં ગણૂં છ તુજને:
વદાય લઉં છૂં હજાર નમને:
દ્યો આશીષ જ ઉભય અમોને છેવટની, ન્હાની. ૨૫

## કોકિલ વિલાપ.

૧ કોકિલ ટુહુકયો ઉચ્ચ ઘટામાં,
ટુહુકત ઉતર્યો અંક છટામાં,
જ્યાં નડકાશીળા હિંડોળે હીંચૂં હૂં કોડે.

કહે કોકિલ, "મોહક તુજ બાની,
ઉડન તાહરાં રે આસ્માની,
ને તુજ હાસ્ય ધવલ તોફાની,—ફુલગોટા, જાની!"

ઘેલો કોકિલઃ ઇશ્કી કોકિલઃ
મેં દીધો લવવા ખુલ્લે દિલઃ
અને બોલે બોલે રૂડાં ખરતાં મોતીડાં.

૨ વહત આમ ઘટિકા વાસંતી
રસોર્મિમદમોદે વિલસંતીઃ
ત્યહાં, હાય! કોકિલ કોમલદિલ મહીં કંઈ જાહિલ

પેઠૂં શૂંય ક્યહાંથી ક્યહારે,
કે ફૂટ્યૂં અંતરને ક્યારે,
કલ્પાયૂં કે સ્વપ્નાગારે અગમનિગમ આરે!

જે હો એ, તેનાથી કોકિલ
ખોઇ યુવાની વાસંતી પલ
પલટાયો દ્યુતિરતિગતિગાને, વાણે ને તાણે!

૩ મુજ સુખદુઃખ હિંડોળે, ક્યારે
ક્યારે પછિ ય ઉતરતો, ત્યારે
એ કોકિલ ચોધારે રડતો—અથવા આરડતો:–

"સ્વામી એ સત એ, રતિકંદઃ
વેદ એહનો અવ્વલ છંદઃ
અરે હિંદ હિંદૂ મતિમંદઃ ફસ્યા અધમ ફંદ!"

હૂં કહેતો, "કોકિલ મુજ ઘાયલ,
મતિ તુજ તેજ બની શી ગાફિલ!"
એ આરડતો વિશેષ, વા તો—ધ્રુસ્કે શો રોતો!

મુજ સુખદુઃખ હિંડોળે અથવા
ઊતરતો એ કેવલ રોવા,
રોઇ રોઈ હળવું કરવા દિલ,—એ મ્હારા કોકિલ!

૪ ધાર્યૂં 'તૂં જે પ્રહર'થમતે,
આરડ રોદન વાયુ ઉભય તે
શાંત પડી. સંધ્યા ઘડિ ખિલશે,—ને કોકિલ ગાશે.

ધાર્યૂં 'તૂં ઘાયલ ઘા શમશે
વ્હેન દોઘલાં તરી ઉતરશે,
ને કોકિલ વિગતજ્વર મ્હારો જોશે સુખ આરો.

ધાર્યૂં 'તૂં–સૌ ધૂળ મળ્યૂં તે!
અટ્ટહાસ પ્રલયી ભભુકયૂં તે
અવળચંડ બેહયા દૈવનૂં વિલસિત ઉરહીણૂં!

૫ આ રે કોકિલ! રે રે કોકિલ!
—અંતે આ જ હતું નિર્મિત તો
સર્વજ્ઞે તું શાને સર્જ્યો કોમલદિલ કોકિલ!

વાસંતીમદભર શુચિ ગુંજન,
મોતી ઝરતું, ઉર બહલાવન,
ત્રુટિ તેમાં હા! ખેંચ અનંતી તાંડવ નર્તંતી!

સિસૃક્ષાશક્તિ હે પાવન!
તુજ પાંખો સર્જન ઉત્સાદન:
જાણું તેઃ તો પણ આ ક્રંદન પ્રેરે આક્રંદન.

## ગયો જ તું અશોકમાં.

કુણૂં ન શોકમાં, ગયૂં ગયૂં જ તે;
જતાં ય સર્વ જે રહ્યૂં, રહ્યૂં છ તે:
તે ય છે ન અલ્પ શાંતિ ધૈર્ય કાજ:–
રાગ તે અતાગ, તે અભેદ-અસ્મિતા જ,
તે સહોર્મિ, તે સહોન્નતિસ્મૃતિ,
તે વિપત્તિસાથ, અશ્રુ ગુપ્તમાં ય સંગતિ:
દોષ તર્ફ તે ઉદારતા મધુર,
પળંત દૂર દૂર તોય ઊંડિ બંધુતા સભર,
ત્રુટંત સખ્યમાં ય તંતુ તે અમર:
કાલસ્રોતથી ય જામતી અદૃશ્ય દૃષ્ટિ તે,
શાંતિ તે, વિરાગ તે, વધે છ વર્ષ વર્ષ જે.
કુણૂં હું શીદ શોકમાં ?—ગયો જ તું અશોકમાં:
નિહાળયું કામ્ય સત્ય કાંત; વા ગળયો અતકર્યમાં;
વા ભવે નવે કુદ્યો ફરી અશોક બાલ્યમાં. ૧૪

## ઇલાષ્ટક.

ઈલા ઇલા ગઇ તજી ન મનાય એવું,
ઈલા ગઈ જનનિ પાસ મનાય સદ્ય.
ઈલા હતી નબળિ, બાળપણે જ છૂટી,
છાપી છબી નિજ સદા શિશુભાવબદ્ધ.
માતાપિતા પ્રણય એ છબિ નિત્ય તાજી
રાખો,–બનો ઈલુડિ હસ્મુખ દિવ્ય પ્યારી
પરી, ન કાલ રજ પર્સિ શકેત જેને,
સૌ ઐલ મૅલપતનોથિ ઉંચી ફિરશ્તા! ૮

O Beauty! in the dark Earth sown,
Do you sprout up but to be mown?

(અનુવાદ)

સૌન્દર્ય, શી તુજ કળી ખિલતી ભભૂકે!
નિર્માણ ત્હારું શું લણાઇ થવું જ ફૂલ?

# ભાવસિંહજી દિવાન શ્રી પ્રભાશંકર પટ્ટણીને અંજલિ

[૧]

વહી જાય છપ્પન શિશિર, ફરિ નિરખૂં તે રાત,
હતી હું મૂગી નાયિકા, ને તૂ રાક્ષસ, ભ્રાત.
હું વામા, તૂં તાડ શોં, હૂં ફુલ, તૂં ગજદંત,
હરિ ખંભે ધરિ તેં મ્હને ને ભરિ ફાળ દિગંત.
સાથે ગજવી રીડ તેં એક એક વળિ એક
શંખ ઘોષ, હરિત્રાડ, કે ઘનગર્જ નથિ ત્રિશેક.
શ્રોતા થર થર કંપિયા, ભેંકિ ઉઠ્યાં સહુ બાળ,
શ્વાન રોય,–શું ભૂત આ સાચે કો વિકરાળ !
એ તુજ રીડ વખાણતા રહ્યા લોક ત્રણ માસ,
પૂછે સૌ, 'હેં સાધિયો કેમ ગળે એ ત્રાસ ?'
વિનવે સૌ, ફરિ એકદા ભાઈ, ગજવ એ ઘોષ,
એકજ ઉત્તર તૂં ભણે 'પ્રસંગનો એ જોશ.'
'ફરી હરૂં જો કૂંવરી, ધરી ખંભ ફરિ નાર
ઉપ્રતું ને ગગને કદી રાક્ષસ હૂં નિર્ધાર,
તો એ ગર્જનક્ષમ બને તે ક્ષણુ કંઠ ખચીત,
વિના નાયિકા ખંભ પર યત્ન માત્ર અઘટીત.'
વિના નાયિકા ખંભ પર –બોલ એ મહીં સંચ,
હૂં ને તૂં બસ જાણિયે, લહે ન ત્રીજો રંચ.
મ્હને લેઇ ભરિ ફાળ તેં તે જ ક્ષણે મેં ડોક
ભર્યાં ત્હને ત્રણ ચીંટિયા, –વીંછિ ડંખની પોક
તેને તત્ક્ષણ તેં પલટ ગજબ રીડની દીધ,

મૂગો પાઠ દિધો મ્હને, તેહ વેર મેં લીધ,
રાક્ષસવાક દઈ ત્હને સફળ મૂકતા કીધ.
સફળ મૂકતા કીધ 'હરણુ' પણુ અજબ ગજાવિયું,
ઘટોત્કચ્યા ! તુજ વેશ સકલ પર છોગું છગવિયું !

[૨]

ઊગે દિન, દિન આથમે, કાંટો તરુવર થાય
જગત ધુમડમાં કોઈના રહે ઠાય નવ પાય.
ભાવનગરના ભાવસીં સૌમ્ય ગહન ગંભીર,
ક્ષુબ્ધ ઘગતરણમાં મધુર વાપી શીતળ નીરઃ
એહ ભૂપનો મુખ્ય તૂં મંત્રી, મિત્ર અનન્ય,
–રે મેં તો નવ એમને દીઠા તૂંથી ભિન્ન !
કુંવરી કૂંવર એમના ત્હને ય 'બાપુ' ભણંત
જતાં ભાવસીં તૂં છતાં લહ્યૂં ન છત્ર ત્રુટંત.
લહ્યૂં ન છત્ર ત્રુટંત તેંય તે પ્રમાણ કીધૂં,
વડીલ સેવક ઉભય વતે સરખૂં દિલ દીધૂં.

[૩]

ગુગો થયો, ઝાલો થયો, મણિ, ચૂની, દેસાઇ,
રાજયોગ પાંચે તણા થકિ તુજ દિપે સવાઈ.
રાજાનો રાજા છતાં ઉરકંદરે ફકીર,
ભણતર પ્યાલી અર્ધનું, ફિલસુફ સિંધુ ગભીર.

રેલંતી લક્ષ્મી નદી દાન--નદે કરિ ક્ષીણ,
પાત્ર કુપાત્ર તારવા કર્યાં કર્જ બનિ દીન.
સત્તા બેહદનો ધણી, ક્યાં ય ન ત્હારો ત્રાસ,
ચિંતા શિર પર મલકની, મુખે સદા ફુલહાસ.
રાજકારણી શળની શય્યાનો સૂનાર,
રમતગમત પળમાં ભલો ખેલદિલે સમુદાર.
સિધ્ધ પુરાતન નય વિષે, નવયુગ સ્વાગતકાર.
વફાદાર રાજા તણો પ્રજાહિતે મરનાર,
રાજપ્રજાશાસન ઉભય --મેળમાર્ગ ઘુંડનાર.

[૪]

કુર્ઝન ફ્લાર્ક, વિલિંગ્ડન, રેડિંગ, રામસે, હોર,
રસૂલ, રણજી, ગાંધિજી, --નામઢગે શું જોર:
એક એકથી અતિજુદા, વિશિષ્ટ પાણી છાપ,
હીરા મોતી રત્ન મણિ, --ભેટે કનક જ આપ:
તેમ નૃરત્નો સહુ સહે સુમેળ શાશ્વત મિષ્ટ:
એ જ પુટ્ટણી તાહરી પ્રભા પ્રભાવગરિષ્ઠ.
પ્રભા પ્રભાવગરિષ્ઠ જિગર-આંખે સુવિમલ એ
જાય શમી, હા! મહા -મૂલ્ય ઝળકત જે પળ એ.
રુવે કૃષ્ણ, રોવે અનત, રોવે વ્યક્તિ અનંત,
રુવે હિંદ પણ અવનવી ભાળત ઝાંખ દિગંત.
ઝાંખપ ભાળિ દિગંત અવનવી, ચિંતાભારે
હિંદ સુણી તુજ કાળ અકાળે, આંસૂ સારે.

## એક મિત્રનું ભરજુવાનીમા મૃત્યુ.

અરે! ખતમ આમ સર્વ ચપટીમહીં થૈ જતૂં!
બગાસું બસ એક અર્ધ! ચરખો જ થૈભી જતો!
અને ફળ અપક્વ, વેલ વળગેલ, કાચી કલમ,
ત્રુટે થડ તિહાંજ સર્વ હરિયાળું ખુશ્બોભર્યું
સુરેખ મલકંત, સ્વપ્ન કંઇ ગાન કંઈ સેવતૂં ગૂંજતૂં,
–તમામ પર હીમનો હતક ઘોર ગુજરે જુલમ,
ઉપાય નવ જેહનો સુહૃદથીય એકે થતો,
–કમૉતવિષ ફેલતૂં, કુલકબીલ વણસાડતૂં!

કમૉત? વળિ મૉત કોઇ કદિ ક્યાંય સન્મૉત શું?
દિઠો મનુજ ક્યાંય કોઇ કદિ જે નિજા'શાદગે
ન ઊન, અણુપક્વ ના, નિજ કુકર્મ દાઝ્યો ન શું,
તવાય નવ જે સ્વયૈં ભરિ દિધેલ માઠાં ડગે?
અને નવચહે જ જે અધિક જીવવૂં, એ બધૂં ગે ભુંસી
સવેગ ઉંપજાવવા વિમલ સૃષ્ટિ કો રૂપસી? ૧૪

## જ. પી. ત્રિ. નું અવસાન

ભર્યો ભવ તરંગમાળ સમ દુઃખદુઃખાકૃતિ
અસંખ્ય અવિરામ એક પર એકની સ્વારિએ;
અથૌભ્ય દુખવીચિ એ મહિં ડુબંત ઝૂઝંત, ને
બધૂં બલ જમાવિ હોમિ ઉગરંત એ ઝૂઝણે,
અરે ડુબિ જતાં જતાં વળિ બચી જતો જીવ, એ
લહે દુખ–ધસારને અસહ, તે ન શું કુદરતી ?

અનેકવિધ એ તરંગ–હુમલા મહાલોઢ વા,
કિશોરવયિ પ્રેમ વા મધ વયે મહોચ્છાળ વા,
સ્મરે સકલ વૃદ્ધને; દુખધસાર જૂદા જ ને
ચડે ફરિ ચડે સદા, ડુબવવા ધસે એહને:
મુરાદ અધુરી અનેક જહિં એ સુમંદપદ સાધવા
ઉપાડ સપરાણ વૃદ્ધ કરતો, યમ ત્યાંહ તો
હરે અહહ સોબતી સુહૃદ કો પુરાણો, અને
હણી ઉજમ એમ એ હણત વૃદ્ધને જીવતો ! ૧૪

Life's a Swindle Don't you know ?
Death, the Swindler's Show !
You look surprised: where's your reason ?
Beasts and birdies teach the Lesson — Anon

(અનુવાદ)

છે આખું જીવન નરી ઠગબાજી
છે ધૂર્ત તાર ખિંચતો જમ પાજી !
શું ના લહો ? મતિ અરે તમ લાજે;
શોધો ગુરૂ મૃગવિહંગ સમાજે !

તૃતીય ગુચ્છ

અનુક્રમ

# ભણકાર

ચતુર્થ ગુચ્છ

## આખ્યાનકો: 'ઓડ'કાવ્યો

[ અનુક્રમ ગુચ્છને અંતે ]

Who breeding flowers never bred the same

— J. Keats

(અનુવાદ)

ઉછેરતાં ગુલો ઉછેરતો ન તેજ એ વખત.

## એક તોડેલી ડાળ.

(લાંબા આખ્યાન કાવ્યનો પ્રસંગ પ્હેલો પૂરો)

"For lairds will fight, and dames must weep."

(અનુવાદ)

અમીરો ધ્રુજાવે ધરા સમરરસિયા
ન સુકાય નેણે જલો યુવતિજનનાં.

નથી પાસે કોઇ મૃદુ હૃદયને શાંત કરવા,
ચુમી આંસૂ છાતી સરસિ ભિડિ પીયૂષ ભરવા;
નિશા અંધારીના વિરલ લઘુ તારા પણ તિહાં
નહીં પ્રેરે જ્યોતી, પડિ રહિ સુના આ શયનમાં.
ગયો સંધ્યાકાળે પ્રિતમ રિપુ સામે સજ બની,
પડો વાગ્યો, હાંરે મરદ સહુ રક્ષો જ જનની!
સ્વદેશે આપત્તી સુણિ ઘર રહે માઇસુત કે?
થયો ભેરીડંકો, કદિ ઢિલ કરે, રાજપુત કે?
પિયૂ શૂરો આ તો સપુત લડવૈયા કુલતણો,
યશાકાંક્ષી, યોધ્ધો રણકુશલ જૂવાન વયનો.
વધાવે પત્ની ત્યાં ભુજ તુરગકેશે ગુંચવતો
ઉભેલો બોલ્યો દક્ષિણ કર ખભે સ્હેજ ધરતો:
"સતી, ત્હારી પાસે અહિં જ જિવ રાખી કુચ કરૂં,
વિના દેશે શાંતી રિપુભય શિરે મેલિ ન ફરૂં;
પ્રભુહાથે ભાવી, કયમ નહિ બને બેલિ સતનો?
કહો તેજીને કે સમરવચિ કરજે જિ જતન."

પડ્યૂં શ્રવણુ નામ, ગર્વભરિ ડોક ઊંચી કરે,
તિહાં ઝટ થઈ સવાર હસિ ફેરવી ઘોડલી;
કરી તિલક ભાલ, વર માલ કંઠ આરોપિ તે
સ્વિકારિ જરિ નાચતી, સખીનયન રાચતી,
વિયોગ ન કળાવતી થઇ અલોપ એ ઘોડલી.

પછી વૃધ્ધો ભેગા મળિ ગત બનાવો રસભર્યા
ઉકેલી બેઠા, ને પ્રહર રજનીના નવ કળ્યા.
જુનાં પ્રૌઢાં યુધ્ધો, જહિં પવનવેગી અણિસમે
ધસારે વીંધેલાં રિપુદલ રસાલે મરણિયે;
બચાવો દુર્ગોના મુહિંભર હઠીલા જણથકી,
ટકાવો કિલ્લાના ભુખતરસરોગે ય ન ડગી;
ઉમંગો જીત્યાના, અધર જિવ હારોનું સુણતાં,

ઉલ્હાસો, ત્રાસો, ને રણસમયનાં લોહિ તપતાં :
કહ્યૂં કૈં કૈં ધીમે સ્વર રસભરી સ્વાનુભવનો
–કિશોરો સ્ત્રીઓનાં કથનરત દીપિત વદનો !
વળી વચ્ચે વચ્ચે સ્વકુલતિલકોનાં અવરનાં
સ્મર્યાં નામો, જે ભાવિક ભુમિ દિલે શાશ્વત રહ્યાં :
ચડી ઘો ઘો જ્યારે અરિપુર પ્રદેશે ફરિ વળે,
તિહાં સ્વાતંત્ર્યો જીવનધન સમૃધ્ધી જ સકલે
જતૂં તાર્યૂં,–તારી પ્રલયથિ વરાહે જયમ ભુમિ,
–મહા વીરો તેનાં અમર ચરણે વંદન નમી
કહ્યા સર્વે ધીમે સ્વર ઉછળતા યૌવનતણા
પ્રતાપો ઉદ્રેકો સ્મૃત ય વિપદે જે ધૃતિધના.
થયાં સ્ત્રીઓનાં લોચન ચળકતાં દેશપ્રણયી
કિશોરો જૂવાની અવસર ચહે ઉત્સુક થઈ.

પછી મોડી રાતે સકલ વિખર્યૂં શાંત પડિયૂં
અને સૂવા સૂતી પણ રુધિર આજે ન ઠરિયૂં.
અકેલી એ સૅજે અદઉઘડ પક્ષ્મોનિ ભિતરે
સ્મૃતી આણે દશ્યો જિવનપટ જાતે જ ઉકલે.
ગયાં જૂદે જૂદે સમય જનની ભ્રાત વડીલ
પ્હુલાળી દે મીઠી કુમળિ ભગિની નેહસલિલ
સહૂ સાથે વર્ષી; વળિ ગત થયાં હોય ફરિને
અને સાથે, રે આ અળવડિ જ જાણે પ્રિય ત્રણે
ચડે એવા ડૂમા ત્રિપટ ઉર સાથી–વિરહિતે,
વહે રેલે આંસૂ ફરિ ફરિ ધમે છાતિ ડુસકે:
નથી વ્હાલો કે કો નિકટનું ભુજે છાતિ બિડવા;
મિઠે બોલે સ્પર્શે શમવિ કળને શાંત કરવા;
શમી આપે કાળે; રુદન થકવેલી મૃદુ કળી;
નિશા ને નિદ્રાની પૃથુશિતલ ગોદે ગઇ ગળી.

## અગાસી ઉપર.

### મંગલાલાપ.

સુવે જગત થાકિને રજનિને ઉછંગે ઢળી,
ચ્હડૂં લઇ અગાસિ સાથ નિજ સુંદરી એકલી:
ભલે ગગન ઇંદુ હોય નહિ હોય સરખૂં સહુ,
નિશા-સમય-શાંતિ ને અનિલ મંદ મ્હારે બહુ.
સ્રજૂં ગુણ હું એહનાં, હૃદય માહરૂં એ સજે,
દઉં સ્વરનું દાન હૂં, સુખનું દાન એ વિસ્રજે;
ઉરે ઉર ધરી જ એમ જગ ભૂલિયે દમ્પતી,
નિશાસમયશાંતિ જ્યાં અનિલ સંગમાં મ્હાલતી.

તિહાં જગત સુપ્તને વિવિધ જેમ સ્વપ્નાં સ્ફુરે,
અનેક વિષયોનિ ઇંદ્રિયકુલો શિ ઝાંખી કરે!
વહે અનિલ મંદ મંદ રવ ગાય મુજ સુંદરી,
નિશાસમયશાંતિ શાંત છબિયોથિ કેવી ભરી!
ઝરા મધુર, મર્મરો પવનના ઘટાઓ વિષે,
ધણો ઘર પધારતાં સુભગ ન્હાનિ ચન્દા વિષે;
કલોલ ખગના જતાં રવિ લપાય નીડે જિહાં,
વિલોલ દગ બાલકોનિ અનિરુદ્ધ ખેલે મચ્યાં;
નદી તટ સુહામણું, યુવક બાલ વૃધ્ધો તણી
વિલાસિ ઠગ ભક્ત ભિક્ષુક ભલાં જ નરનારની,
સ્હવાર કુમળી ટૂંકી દ્યુતિભરેલ વૈશાખની
વિષે મળિ રહી જ્યહાં બહુ-તરંગિ કૈં મેદની;
ખળાં સરસ વર્જનાં, ઢગ-રચેલ જ્યાં પાકના
ધણી, મુલકનો ધણી, જગતનો ધણી, ગામના

પુરાણિ, વસવાયલાં, અતિથિ, એમ સર્વે તણા
ક્રમોપનત ન્યાયથી, સરલ પુલ્લ આનંદથી
પડે વિવિધ ભાગ,—તે નિરખવા જ થંભ્યો રવિ
જુવે વળિ જિહાં સમીપ સહકારકુંજે રહી
પલાશપુલવેશમાં નવકિશોર યુગ્મો રમે,
અને કહિ હુહૂ! કુહૂ! ચુપતી શાખ કોયલ દમે.

વહે અનિલ કુંતલે, રજનિશાંતિ રોમે સરે,
તિહાં છબિ અનેક આવિ કંઇ ઑર શોભા ધરે.
ઉરે ઉતરતી જતી લહરિયો જ માધુર્યની,
ખિલે હલક તેમ તેમ મુજ સુંદરીકંઠની.
ગભીર પછિ થાય જ્યાં રજનિ, વાયુ થમ્ભી રહે,
બધી છબિ અજાણતાં લઇ વદાય પન્થે પળે:
કરી રહું જ સુન્દરી-મધુરતાનું અવગાહન,
કદાપિ વચમાં ફિરે કિરણ કોઇ તારાગણ.

## વધો ખેડા ને સફર, મરદાની નાવો !

શાંત બંદર વિષે બે સ્થિર નાવસાહેલી ઉભી
પણ વાયુ જાગ્યો રાત્રિમાં વાતો રહ્યો રાત્રી બધી;
તિમિરમાં પંથે જતાં સાહેલિયો એ મન લહે
સાથે જ જઇએ ઉભય, એક જ ઊર્મિ અમ નીચે વહે.
પણ દિનોદય થાય જ્યાં નહિ એકમેક જણાય ત્યાં,
કંઇ યોજનો સાહેલિયોની મધ્યમાં લંબાય ત્યાં. ૧

એ જ માફક–પણ કથા સ્નેહી યુગલ આત્માતણી
કથવી જ શાને અતિ પુરાતન દિલોજાની જેમની
સ્વલ્પ કાલ તણા વિયોગ પછી મળ્યા એ જ્યાહરે
બે યે ઉડી ગયલી જ જાણી સ્તબ્ધ હૃદયે ત્યાહરે !
તિમિરમાં સ્હડ વિસ્તર્યા કંઇ સિંધુઓ તિમિરે તર્યાં
એ તિમિર ભેદાતાં પ્રકાશે નેત્રવિષ પીતા કર્યાં ! ૨

દોષ નહિ એકે તણો એ, અગર ઇપ્સિત પણ નહીં,
રે કલ્પનામાં પણ નહીં જે આવું બનિ આવે સહી !
વળવું પાછું વ્યર્થ કેવૂં ! વધો ખેડો ને સફર
મરદાનિ નાવો ! જ્યોતિમાં વળિ જેહ દીસે છે તિમિર
તે વિષે ભવયાનમાં, સુખશાંતિ ઘોર તુફાનમાં,
છે ધ્રુવ અનન્યજ: રહો નાવો અડગ એના ધ્યાનમાં. ૩

રે મરુત, રે સિંધુઓ, સંયોગ એ જૂના તણી
ફરિથી તમારે ઉર વિશાળે કદિ હવે ના'વે ઘડી.
તદપિ એ બે આત્મનાવો એક બંદર વાંછતાં
વિચરે ભલે જૂદી દિશા પણ એક લક્ષ્ય જ સાધતાં.
તરિ તરી ભવસાગરે, સંકેલિ સ્હડ જ્યાં નાંગરે,
રે મરુતસિંધુશાયિ મેળવ ત્યાં ઉભય તૂં આખરે ! ૪

## "બાલ જડાયું બારીએ"

ગાતૂં હતૂં બાલ જડાયું બારિએ
માતા પડી 'તી શયને અશક્ત;
આંખે વળી ઝાંપ્ય, નખે ન રક્ત,
ઊડી જવા શ્વાસ ઘુંટાય છાતિએ.
મેં સાંભળ્યૂં ગાયન બાળનૂં એ
સૌંનિધ્ય વર્ત્યૂં વળિ મૃત્યુનૂં એ. ૧

ગાતાં હસે ને ભજવંત ભાવને
ખીલે રમે બાલક પાંચ વર્ષી;
આખો દિ ગાળે નિજ તાન હર્ષી
ખાંસી દમે ને દિનરાત માતને.
મેં હર્ષ એ શૈશવસાથિ દીઠો
ઑળો પડયો મૃત્યુતણોય દીઠો. ૨

માતા ગઈ દેવળભોંય શાંતિમાં
એ બાળનૂં ગાન થયૂં ન ન્યૂન;
ખોલી બિજી જે નવ બારિશૂન્ય–
ગાતૂં જ એ તો જડિ જાત બારિમાં.–
માયાળુ છે ઈશ અપક્વ ડાળે
ના ફાલતો શોક જ કોઇ કાળે. ૩

## ફરિ એક પળ

વિખુટાં પડયાં, અય, રેકમાં,
ન નિસાસ, આંસૂ એક ના:
નવ બોલ ઓછો કે અદેખો ઉચ્ચર્યાં:
વિખુટાં પળી, અય, દૂર દૂર સદા વળ્યાં.
પણ રે કદાપી ફરિ મળાયે એક પળ!
હે દેવ! ફરિ કદિયે મળાયે એક પળ! ૧

ના રોઉં, દોષ ન દેઉં છું:
હે દેવ શ્વાસોચ્છ્વાસ તુજ વશ લેઉં છું:
અય શીલહર, નવ જાણું મુજ પર એવડૂં
તુજ વ્હાલ શૂં મુજ કાલકૂટ જ કારમૂં!
પણ રે હજી તુજશૂં મળાયે એક પળ!
હે દૈવ ફરિ કદિયે મળાયે એક પળ! ૨

## દુષ્કાળ

સૂચક ચિત્રો અને પ્રસંગોની માલા: ત્રણ સેરમાંની પ્હેલી પૂરી.

કુદરત, અલિ તુજને તો
નાથ્યા વણ ઝંપિયે ન, જોશે તૂં !
સ્વૈર અડપલાં ત્હારાં
ઘાતક ઘોર નવ સ્હેવાતાં.

### પ્રથમ સેર

જમીને પાનસોપારી    ખાતાં વાતો થતી હતી;
ગાઉન લેસ નમૂનાની    નવી પેટી ખુલી હતી.
મ્હૉળિયાં કોર ને રેજા    ઝભલાં બ્લાઉઝ કાપલા
મેજ ટીપૈ ભરી નાખી    ગાલીચે વીખર્યાં હતા.
દેવી પેટી કને બેસી    એક એક ઉકેલતી,
ભાભી લેઇ મુકૈતી તે    રસે સર્વ વખાણતી.
રંભા ત્યાં બારિએ બેસે    ફિડલ્લ કાઢી ખભે ધરે,
પગે પગ ચઢાવીને    ગાનસ્વાધ્યાય આદરે.
રૂચિમાંદ્યે જમ્યો ન્હોતો    બ્હાર કામ હતું નહીં,
ઉકેલી છાપું બેઠો ત્યાં    ચિરૂટે ધુમ્ર ખેંચતો,
સ્વૈર ને હીંચતો લ્હેરે    વાંચતો નહિં વાંચતો.
મનુ ત્યાં બ્હારથી આવ્યો    દોડતો બૂમ પાડતો
'ચાલ જો તો ખરી બાઈ'    કહી પાલવ તાણતો.
ભાભી કહે 'અરે ગાંડૂ    બાઇ છે ખૂબ કામમાં
લાવ જે હોય તેને હ્યાં    ખાલી પકવ માથું કાં.'
આવ્યો મનુ હું પાસે ત્યાં    ઊઠ્યો હૂં ધુમ્ર કહાડતો
બોલ્યો, 'બેટા વળી શું છે?'    સપાટે પગ ઘાલતો.

ને આવ્યો એટલે ત્યાં તો દેખૂં છૂં સૃષ્ટિ અન્ય, હા!
કારમી દુ:ખલાળ્યોમાં બળે બાળે અનેકધા.

૨

ઘેટાં ને બકરાં કેરી રેલ આ શી વહી રહી,
પ્હોળો રસ્તો ભરી દેતી, એટલે ચડતી ધસી!
રબારી ચારણો મેરો વિદેશી ભરવાડ આ
ન્હાના મોટા પશુ જેવા રેલ વચ્ચે વહી રહ્યા.
છોડી એક હતી તેમાં મ઼ોતી મોતી શિ ફૂટડી,
જુવાનીના મળસ્કામાં દુકાળે ડૂંખિ બાપડી.
એક બચ્ચું ખભે સૂતું ગાલે ગાલ અડાડિને,
બીજૂં ખેલવે બગલે વાર વાર ઉછાળિને,
ત્રીજૂં છેડા વિષે કેડે લપેટી રાખ્યું હેતથી,
ચાલતાં મુક્ત હાથે તે પંપાળે શિર તાલથી.
આઘેથી મનુએ એને હશે દીઠી જ આવતી,
સાનથી થંભવી ખાંતે ચડાવી એટલે લિધી.
બચ્ચાં ત્રણ તણી માતા એટલે આવિ આપથી.
કેડથી બચ્ચું લે પોતે મનુ મ઼ોતી શું લાગિયો
પૂછવા નામઠામાદિ, –દાસી ત્યાં તાંસળી ભરી
લાવી જાર અને બોલી 'દ્યો આ ચણ જરિજરિ',
બકરી બચલાંને તો ઊજાણી એ થઈ વડી!

૩

ઘેટાં ને બકરાં કેરી રેલ જ્યાં ઑસરી નહીં
આવી ત્યાં સેંકડો ભેંસો પાડા પાડી બરાડતી.
કાળાં ચામ તળે આખો દેખાતો હાડમાળખો,
હીંડે તે શૃંગભારે ત્યાં ડોકે ત્રુટું ત્રુટૂં થતો.
ઢીલે ઢીલ ઘસી ચાલે ને ઘસે ભીંત થાંભલા,

કાળી બેડૉળ બેસૂરી    આ રેલે લોક ચોંકિયા,
ભેંસોના પૂર વચ્ચે ત્યાં    દેખાતા જોડસાંઢિયા.
શેરીની વસતી આખી    એટલે બારિએ છજે
અગાશિએ હતી જામી,    ચડયા'તા કૈંક છાપરે.
સર્વેએ સાંઢિયા ખૂંધે    દીઠો બાંધેલ માંચડો
જેમાં ઢોલ લઈ બેઠો    હતો એકલ ભીલડો.
પાળો દોરી વડે એક    દોરતો જોડ ઊંટને
અને આ ભીલ છોગાળો    મંચે જામ્યો દઢાસને.
ચારઠે યુગ્મમાતંગી    સિંહાસને બિરાજતો
હોય રાજા જ, એવો આ    ઢોલવાદક મ્હાલતો.
કાતરે થોભિયે ડીલે    વાને નૅણે ય કારમો,
કારમો ઘોર સાદે યે    પ્રલયપ્રતિમા સમો.
ઢોલે દાંડી દઈ દેઈ    આરડે એ ફરી ફરી,
'જુવો રે લોક આ સ્વારી    જમદૂત દુકાળની!'

૪

ગયા ઊંટ વહી ભેંસો    પછી ગાયો દયામણી
સેંકડો ને હજારોની    આવી લંગાર દામણી.
બળદો ય હતા વચ્ચે    કષ્ટે પગ ઉપાડતા,
કોઈ કોઈ પડંતા ત્યાં,    ભોંયે ભવ સંકેલતા.
ભાદરવા તણે તાપે    આ જ દૃશ્ય નિહાળતાં
થાકેલી આંખ મેં ઊંચે    આકાશે ફેરવી જિહાં
તિહાંયે ઊંટ ગાયોનાં    ચિત્રો વિકૃત ભાળિયાં
વંટોળી વર્તુલો વચ્ચે    આલેખાતાં જ તૂટતાં
ધૂળના ય ઊડે ગોટા    ચોદિશ ઝાળ ફેંકતા.
એટલે ઘરમાં પાછો    જવા વૃત્તિ કરું છ ત્યાં

મોતીનો બાપ આવીને    એટલે ડાંગ ટેકવી
ઊભો'તો તે વદ્યો વેણ,    'બાપૂ, આ ગાવડીઉંમાં
જાતવાન અને ફૂણી    કો'ક છે, તેય કાળમાં
ભર્ખાશે તો ફરી એવી    નથી થાવી ત્રિલોકમાં.
જો, બાપૂ, પાળવા ભીડો    હામ, તો એવિ તારવું,
સોનું અસલ ભાળૂં જે,    કામ છે મોટ પુણ્યનું.'
દેવી કહે, 'કરે કોણ    ઊઠવેઠ ?' તિહાં વદ્યાં
રૂંભા, ભાભી, 'અમે જો આ    મોતી રાખો જ સાથમાં.'
કહ્યૂં મેં તુર્ત, 'મોતી તો    મૃગી રાની, ન કિંકરી;
એ શેઠાણી, ત્હમે દાસી,    –છે કબૂલ ? કહો જરી.'
મોતીનો બાપ બોલ્યો ત્યાં    'કામે માવડિઊં તણા
અમે ત્હમે બધા છોરૂ    ભીંડરૂ સઉ સાથમાં.'
બકરાં બચલાં મોતી    ગાયભેંસો નવત્રાણુ
પાળવા ટેરવ્યૂં ત્યાં, ને    રેલ વ્હેતી પ્રતિક્ષણ.

૫

પાછલે પ્હૉર શેઠાણી    દેવી કને પધારિયાં
મિસિબાબા હતાં સાથે    કન્યાશાળા તણા વડાં.
ગ્લાસ્ગોવાસી હતો એક    નૌશિલ્પી વખણાયલો
પુત્રપુત્રી વિષે તેની    આ મિસ,–વારસ ખોટનો.
પિતા વૃદ્ધ થતાં જાતે    કારખાનાં ચલાવતી,
કૌશલે નર જેવી એ    સેવામાં મૃદુ સ્ત્રી હતી.
પિતા ગત થતાં એણે    કારખાનાં વટાવિયાં
વેચ્યાં વાડી વજીફા ને    ઘરેણાં વડિલો તણાં.
ફૂટતે યૌવને એને    અલિઓ ગુંજતા ઘણા
નહીં એકે ભણી એનાં    હૃદયદ્વાર ઊઘડયાં.

હતી એ બાલિકા ત્યાંથી    જનતા અનુકંપતી
જનતાની દયા એને    શ્વાસે શ્વાસે વધી હતી.
દયામય જ એ હૈડે    વ્યક્તિપ્રેમ ઉગ્યો નહીં,
જનતાવત્સલા જાતે    ‘વ્હાલી’ કે ‘બા’ બની નહીં.
પિતા ગત થતાં એણે    દેશ નામ દિધાં ત્યજી
પાલવા ઉતરી આવી    મિસિબાબા જ સિંધુથી.
બોલે ઉર્દુ યથા બીબી    બની મ્હેમાન લૉર્ડની
નીમાઇ સદ્ય આ શ્હેરે    કન્યાશાળા તણી વડી.
હેતાં અત્ર થયાં'તાંને    વર્ષ પાંચ સુસંગત,
કેળવણી અને માયા    કાર્યે ભર્યાં, મિઠાં મધ.
રંભા ને એનિ સાહેલી    બારપંદર શ્હેરની
ગર્ભશ્રીમંત સૌ, ખાંતે    ઘડેલી સર્વ એહની;
ને શિષ્યાઓ થકી એની    માયા ને સંસ્કૃતિ બધે
ગૃહે સૌમ્ય થતી સિદ્ધ    વ્યાપી અજાણતાં હૃદે.
શિષ્યાઓએ વળી નામ    પાડ્યૂં 'તૂ બેધબેસતૂં
હેતે ‘મિસિ વ્યવસ્થા બા’    વ્યવસ્થા મૂર્તિ એહનું.
દુષ્કાલે યે હતૂં એનુ    ‘વ્યવસ્થા’–સૂત્ર જ વડું,
અનંત અર્થ કર્તવ્ય–    મૌક્તિકોએ ખચાયલું.
મેઘની અવ્યવસ્થાથી    બચો અન્ય વ્યવસ્થાથી:
–કારીગરો કરે માલ    ઉપાડો સર્વ ત્રેવડે,
જેને જે આવડે સારૂં    કરાવો તેહ તે વડે.
તેનાં સાધન સામગ્રી    વ્યવસ્થાએ જમા કરો
રોજિંદાં કામ પૂરાં લ્યો,    આળસ લેશ ના સહો.
આમ જે જે થતૂં આવે    ખરીદો યોગ્ય દામથી,

ખપ જેનો નહીં અત્ર    ક્યાં ખપે, શોધવૂં મથી.
કલા ઉદ્યોગ વ્યાપાર    મજૂરી યંત્ર આંટ ને
વ્યવસ્થા સૂત્રમાં સાંધી    પોષો સ્વાશ્રયહામને.
નિરીક્ષા હામ વિજ્ઞાનો    બંધુભાવ રસાયનો
સાથે સંજીવની લક્ષ્મીઃ    શાહિત્યે કચરો ગણો.
અહોરાત્ર કરો જે જે    આમ સેવા શકે બની,
વ્હેવારે નેવ જે શક્ય    તે ભલે દાનસોંપણી.
ઘણાં દુઃખો ઘણી તંગી    એવાં દુસ્તર દુષ્કાળે
દાને શૂં ધર્મબુદ્ધીએ    ઉરસ્નેહે ય ના ટળે.

૬

વદે શેઠાણિ ચ્હા પીતાં    'મિસિબાબા, કહો છો તે
મ્હને ના બેસતૂં હૈડે,    જુવો, બ્હેનો, કથૂં છ તે.
કહો છો "સર્વ જે જુનું    પુરાણું, ફાટયું ને ત્રુટયું,
કટાયૂં જે, ઘસાયૂં જે,    વળી સૌ ભાંગલૂં ફુટયું,
શોધી ખૉળિ કરો ભેગૂં    કરાવો સર્વની પાસે,
પ્રદર્શને બધૂં એવૂં    ભળી સૌ સાથ ઉલ્લાસે."
બધ્યૂં જૂનૂં પુરાણૂં એ    બધૂં એ ગામડી દેશી
પ્રદર્શી એ કઢંગૂં સૌ    કમાવી સિદ્ધિ તે કશી?
ગાભાચૂંથા જ ગંધાતા,    રેંટ કૉયલ એ મેલાં .
પ્રદર્શી એ પુંજી જીર્ણ    કમાવી આબરૂ કશી?'
વદે રૂંભા, 'જુઓ કાકી,    શૂન્ય એ માગ શ્હેરોમાં,
પુરાણા ઇલ્મના શૉખી    ઘણાયે હજિ ગામોમાં.
ગામડાનો હશે સોની    ઘડે એ ગામડી તોડા,
અજાણ્યો ઘાટ શ્હેરીથી    કમાશે શૂં અહીં રોડાં?
છેક અજ્ઞ વળિ એ તો    ના વર્ણી ચિતરી શકે,

જુવે પરંતુ આંખે તો    ફરૂં આવું વદી શકે.
દુકાળે સેંકડો એવા    કારીગર ભલા ભલા
આવ્યા અહીં વખામાર્યો    તે સૌ માટ વ્યવસ્થા આ.
દેખાદેખી કર્યાં કેરી    રળ્યાં સૌ આબરૂ ઘણી
આ હવે નવલી લેવી    પ્રદર્શને પુરાતની
શોધી કામ સહસ્રોનાં    દે તેને તે, ક્ષુધા હણી.'

૭

સાંઝે આવ્યા કલબે શેઠ    કહે, 'છે યોજના વડી;
મુકો છાપાં, ત્યજો પાનાં    બિલિયર્ડર્સ, સુણો વડી.
સોકવાડી રચો એક    ગરીબ લત્તામાં મહા
મધ્યે મંદિર છોટાંશાં    જૂજવાં રળિયામણાં.
તળાવ ફરતું પ્રૌઢું    બગીચા રમ્ય, તે પછી
છેડે છેલ્લે ચણો એમાં    અવાસો છોટિ ને વડી.
ત્રણ છેડા ધસે શહેરે    હાલની ખેલગાહમાં
હૉલ, શાળા, અને ત્રીજી    પુસ્તકશાળા તેહમાં.
ત્રણ છેડા જઈ આઘે    નદીના વાંકમાં પડે,
કલાશાળા, દવાશાળા,    અપંગાલય એ સ્થલે.
ગ્રંથાલય કલાશાળા    જે ખૂણે રચવા કહું
તે સામે ખેતરો મ્હારાં    પછી છે પટ ફાલતુ;
મૉળી ફઠણ એ ભોંય    આપી દૌં આ સુકાર્યમાં,
રચો ત્યાં ફાવની પેરે    ગરીબોનાં પરાં નવાં.
અને આ પા પટી મોટી    હૉલથી તે નદીલગી,
સંખ્યાબંધ લઘુમોટા    ભરીદ્યો બંગલા થકી.
અસંખ્ય વિગતો ખાંતે    ગૂંથો ગૂંથાય તેટલી,
કુવા વાવ મિનારાઓ    રસ્તા મોટા પુલો વળી,
–રેખા પ્રમુખ મેં છાંટી,    જુવો દષ્ટિ વિશાળથી.'

૮

શેઠ બોલી રહ્યા કે ત્યાં    લાગી સળગી ગાજતી
ચર્ચા બહુમુખી લૂખી    ભોમ વ્યોમ ધુમાવતી.
'સત્યાનાશ!' કહે સ્વાર્થી,    'મૂર્ખોની પરવા કશી?'
'મંદિરો!' સુણિ નાસ્તીકો    બબડે મૂછમાં હસી.
'વિશાળા બાગ તાલાવ    પરાં ને બંગલા ખાસા,
અને જેના વડે સૌ તે    મિલોને ભોંયના સાંસા!'
વદે કો આમ, તો બીજા    'અરે આ એક દુષ્કાળ
તણું શોચો,મ ઘોચો રે    વચ્ચે ઇતર સવ્વાલ.'
અદેખા ને પ્રતિસ્પર્ધી    અન્યોન્ય જ કહે છે ત્યાં,
'દાન આ કોડિનાં જોજે    ને લાખ્ખોની ખેવના!
એક એમાં વધૂ ડાહ્યો    કૂદ્યો, 'રે સમઝ્યા કની?
દાનપટ્ટી પછી પાછી    મિલ્જોગી ભોંય શેઠની!'

દાકતર વૃદ્ધ હોંસીલા    નવા બુટ્ટા ચહાનારા
વદ્યા, 'શાબાશ! છે હુરે    મોટા ઘાટ. ઘડનારા
તથાપી શેઠજી આ તો    (ખરૂં કહો?) બેહદી વાતો,
કેમ ટેકો દઉં જેનો    ન ચોકખો પાર દેખાતો?
અરે બિરાદરો મ્હારા',    દાકતરે માંડયું ભાષણુ,
'શોચો જો મૂળ કાળોનાં    જણાશે કેવળ ત્રણુ.
પ્રથમે ઋતુવૈચિત્ર્ય;    —તણું વિજ્ઞાન છે લૂલું,
જવા દો એ: ઘટી ભૂમિ    કસે, એ મૂલ છે બીજું.
ઉપાયો જાણિયે કૈં કૈં.    જવા દો તે ય. છે ત્રીજું
ઘટયાં જે નૂર જંતૂનાં.

—અથ દ્યૌમંડળે યથા
રવિ શ્રેષ્ઠ નભશ્ચારી,    શ્રેષ્ઠ ભૂમંડળે તથા

ભાઈ કથાપુરાણોમાં     કેળવ્યો'તો કળે કળે,
પુત્ર કાશી વિષે જામ્યો     હતો દર્શનસાગરે.
પુત્રી યુગલને સારાં     સુશીલ કુલવૃક્ષમાં
સોંપી દીધી હતી હોંસેઃ     એમ નૈશ્ચિત્ય જામતાં
હવો સંકલ્પ પોતાને     અગ્નિહોત્રે સ્થિત થવા,
માંડી પચાશમે વર્ષે     યુગ્મ સપ્તક સેવવા.
સામનાં અગ્નિહોત્રો જે     હતાં ચોદિશ પ્રાંતમાં
જોઈ ત્વરિત ઉચ્છેદ     તેમનો વીશ વર્ષમાં,
'શ્રુતિ ભગવતી કેરી     ઘોર આ કુલિકાલમાં
વધારૂં એક તો વેદિ'     એ હતી એનિ ભાવના.
નિયોજ્યાં'તાં અને આ એ     વર્ષ વચલા ગાળાનાં
ધર્મબોધ તણી જૂની     પ્રણાળો જીર્ણ જર્જર
થતી'તી ધ્વસ્ત પ્રાંતે, તે     મહીં કૈં સીંચવા બલ.
કાળકોપ કુદ્યો ત્યાં આ,     ધીર તેથિ ચળ્યો નહીં,
વરેલૂં હિતકર્તવ્ય     પડયું તેથિ મુકયું નહીં.
શાળા વા શારદાપીઠે     ગયો ન્હોતો, તથાપિ એ
નવી વિદ્યા નવાં વ્હેનો     જાણતો'તો સુસંગતે.
અનાસ્થા દોષદષ્ટિ ને     નવી એ સંસ્કૃતિતણા
બાલ્યરોગો જ ગણિને     ઉદાર, રાખતો ક્ષમા.
ધર્મબોધતણી જૂની     પ્રણાળોને સમારવા
ચહાતો એ હતો સૌ એ     સોંપવા વર્ગને નવા.
સુણી સૌ કામના એની     કહ્યું, કેહવાઇ મેં ગયું,
'ખરે છો આપ તો સાધુ,     બીડૂં ઝડપ્યૂં અતિ વડૂં.
મહાભારત મુશ્કેલી     જૂથને લેખવો નહીં;

સ્વાર્થીલી હાંસિ ને નિંદા   ને ય લેશ ગણો નહીં.
જિતાયો છૂં હું તો પૂરો   યોજના શ્રેષ્ઠ આ થકી
એક જ અંશ એમાંનો   ખૂંચતો મુજને અતી.
અર્ધ આવક રાખો છો   જૂની રીતે જ વેરવા,
નવા પંચ જુવે એના   માત્ર હિસાબ ચોપડા.
અધિકાર નહીં એમાં   ચાલે એ પંચનો રતી,
એનો મર્મ કહેશો કૈં?   એ નામના મુનિ યતી
વિદ્યાર્થી તપસી બાવા   ચેલા ચેલી ભગતડાં
સંન્યાસી શાસ્ત્રી પાખંડી   પૂજારી, ખાખિ, જોગટાં,
અજ્ઞ કુબુદ્ધિ ધૂતારા   ચાંદી કોઢભર્યાં સડયાં
વિષયકીટ પર્સે જે   લાળે તે અભડાવતાં,
—વળી હજી વધતાં એ,   દુકાળે ય ન એ ઘટે,
ધર્મ ને લોકની ડોકે   એ તો ધીંગી શિલા ખરે!
અર્ધ આવક રાખો છો   પોષવા એ જ વર્ગને
એનું હાર્દ કહેશો કૈં,   —જે સમઝાવવૂં ઘટે.'
'શા માટે ન્હૈં?' વદ્યા શાસ્ત્રી,   'દુકાળે પશુને દયા
કરો છો તે કરો આને,   નૃદેહી પશુ એ નથી.
ગરીબી મોંઘવારીનો   દેશે ચડાવ એટલો,
ચાલૂ દુકાળ માનૂં છૂં   સર્વત્ર પ્રજળી રહ્યો,
ખાસ વર્ગ અમારામાં:   વિદ્યા ધીંધા પુરાણુ એ
અમારાં ન ભરે પેટે,   જૂનાં તેજે કયમ ટકે.
પિતા સમોવડો પુત્ર   કે સવાઇ પિતા થકી
બને પેઢી દર પેઢી,   તો શ્રુતિસંસ્કૃતિસ્થિતી.
ધર્મ આચાર વિદ્યાનો   શીલ ને ભાવના તણો

તેજો સાત્ત્વિકતાનો યે   હ્રાસ નિયત અન્યથા;
ને પ્રજા પ્રકટે તેથી   આપ વર્ણવતા યથા.
પ્રતીકાર ખરો એનો   એક જ, જે હું ચીંધતો:
ગૃહસ્થી શિક્ષણો ત્રૂટયાં,   પ્રજાશિક્ષણ વાંછતો.
જૂના વર્ગ નવા વર્ગ   બંનેના શ્રેષ્ઠ સજ્જનો
સર્વેતણા સહકાર   વિના સિદ્ધિ ન પ્રેક્ષતો.
વિના સમાનતા કેવો   સહકાર બની શકે?
સત્તા સ્વહાર્દ જો પોષે   તો જ ટેકી નમી શકે.
નવા પંથ વિષે થોડા   હશે પ્રાચીનપૂજકો,
છે આત્મા કે રહ્યાં ખોખાં   ન તે જોનાર સજ્જનો.
આ મોટું એક દૃષ્ટીથી   કારણ; દૃષ્ટિ ભિન્નથી
અન્ય, તે ય સુણો પ્રીતે,   પ્રીતે વર્ણવતો કથી.
નિરીક્ષા નૂતનો કેરી   હશે કૈં ય દયાભરી,
ને આ જૂનો સડયો ગારો   ધોવાશે તે થકી જરી.
રોત્રીના હઠશે રોગ,   કુછંદી ભય પામશે,
જે જે કૈં યે હશે સારા   ટેકો વિશેષ પામશે,
દાતા મિત્રે થઈ તેને   યોગ્ય પંથે ચડાવશે.
વળી વયે અપક્વો તે   શીલ શિક્ષણ સંગ્રહી
સડાના ગંજથી જાતિ   પ્રયત્ને અળગા થશે,
એ રીતે ય ગંજો એ   ક્રમશઃ ઘટતા જશે.
વળી કાલપ્રવાહે સૌ   તંત્ર થાપણ આવક
આપોઆપ નવીનોને   થશે સંપૂર્ણ હસ્તક.
નવીનોમાં દયા માયા   મત'દર્શ તરક્ષમા
જેટલાં, તેટલો વ્હેલો   ઘડાશે શુભ યોગ આ,
સંક્રાંતિકાલને અંતે   થશે સંસિદ્ધ યોજના.'

ચર્ચા ત્રુટી અહીં,–આવી ચિઠ્ઠી મિસિસબાબાતણીઃ
‘પ્રિય રૂંભા, સવારે તું ઊગતાં રવિ આવજે,
પિતાજીને ય જો છૂટા હોય તો સાથ લાવજે.
દુકાળિયાં ઘણાં આજે વધ્યાં છે છાવણી મહીં
સેંકડો ગાઉથી આશા આણે છે એમને અહીં.
કહે મુલ્લિક ચાલો ને જાતે હાલ જુવો સહીઃ
બે કલાક ત્યહીં, પાંછા મધ્યાહ્ને આવશું ગૃહે.’
લખ્યું ઉત્તર ‘દેવીયે આવશે છાવણી સહે,’
શ્રુતિનંદન જોષી ને સુપ્ત રૂામુ રજા લિયે.

પ્હેલી સેર સંપૂર્ણ.

## યુગ મુબારક !

શકુનનું સબરસ લ્યો, હાંરે કોઈ સબરસ લ્યો ! ધ્રુવ.

મંગલ દિન મંગલ ઘડી મંગલ અરુણુ સુહાય,
મંગલ કુદરતથી વહી મંગલોર્મિ છલકાય;
એથિ મુજ અખેપાત્ર ઉભરાય. શ૦ ૧

'દિન પલટયો પલટી ઘડી પલટી હત્થ કમાન;'
કલિ–રજની–સંધ્યા તણા વિષાદનું એ ગાન,
પરંતૂ આ તો ઉગતો ભાણુ. શ૦ ૨

કલિ–જડતા–વિષ ઊતરે, સ્ફુરે પ્રાણુ શબ માંહ્ય,
રજની ત્રણુ વીતી ગઈ, રક્ત સજીવન થાય;
ફરીથી આપે પૌરુષ કાય. શ૦ ૩

તિમિર તણાં પડ ઊપડે, ફોરે અનિલ ઉમંગ,
ગગન દિસે વિકસે ધ્વજો આશા ઝળકિત અંગ;
ભાવના ભર્યાં વિવિધ નવરંગ. શ૦ ૪

જલ તૃણુ તરુ ખગ વાદળો અનિલધુમટ અવકાશ,
પાય પિયે સવિતા તણા રસ જીવન પ્રકાશ;
માનવી ઉઠે ધરી ઉલ્લાસ. શ૦ ૫

દિન પલટયો પલટી ઘડી પલટી હત્થ કમાન,
ઘડપણુ જઈ જોબન સ્હુડે રગે રગે મસ્તાન;
ઝડપતું જોબન કાર્ય મહાન. શ૦ ૬

જોબનભરિ નરજાતિએ ઉન્નતિપથ ઉછળીત,
બુદ્ધિ હૃદય ચારિત્ર્યના વિજયફેન ફરકંત;
ધ્રુવવતી હર્ષ ગભીર મહંત. શ૦ ૭

અસલ કુલવ્રત આપણું એ જોબન, એ પંથ,
રાજયોગ એ, આર્યહોત્ર એ, ફરી કરો જીવંત;
નવો મંગલ યુગ વર્તાવંત શ૦ ૮

## વિરહજ્વરની પરાકાષ્ઠા

આ તે કેવી ત્હમારી રીત –હર હર શંકરા ! ધ્રુવ.

બાલકને ડસવાં તો માઝા હોય દયાળો ! તેની,
દિન દિન એકકથી વધુ નિર્દય કેમ સહેવા કહોની–હર૦ ૧

જોડી તોડો ને જે સ્હેવાં પ્રીતનિ કુદરત તે તો,
જોડ છતાં જે કુદરત મીઠી–હાય ! ઉલટૂં તે થકિ આ તો–હર૦ ૨

કૉયલ ટુહુકે, ફુલ ફલ મ્હેકે, ચાંદની ચૉગમ ચળકે,
રંગ ઉડાવત, હોરી ગજાવત, ભર જોબનિયાં ઉમળકે–હર૦ ૩

[મૂર્છા પામે છે.

## 'રચી જ વાટિકા નવીન.'

રચી જ વાટિકા નવીન,
ખિલ્યાં સફેત લાલ સૂન:
સફેત ભાલ સુર્ખ ગાલ
શોભતી વસાવવા પ્રિયા નવીન. ૧
મહીં રચી જ કુંડજોડ,
મઢી અસંખ્ય કાંગરે ઝિણે દ્વિ-પાળ લમ્બગોળ;
રચ્યું તળૂં પરંતુ એક ને અગાધ,
સ્વચ્છ ઓપતા મૃદુ સ્મિતપ્રસાદ
ભર્યું રસે સદા મિઠા સદા વિલોલ. ૨
હતું મને વસાવવા પ્રિયા નવીન;
હતી કરે સફેત લાલ સૂન માળ;
ઉભી અગાધ કુંડપાળ
કલ્પતો હતો જલોર્મિ રેખલીન
ભાલ ગાલ નેત્ર સુંદરી નવીન. ૩
દિઠૂં ત્યહાંજ બિંબ અન્ય!—
ફિકું અભિન્નરંગરેખ મંદહાસ્ય ને અધન્ય,
મૂક ઓષ્ઠ યુગ્મ કામડી પ્રહાર,
જુની પ્રિયા તણો કટાક્ષ જુલ્મગાર. ૪
વદી ન એ: વદૂં શું હૂં ય!
ફરી; થઈ જ ચાલતી કરેણુ તુલ્ય;
ડોલતે પદે પદે તણાઉં હૂં ય.
શુંડયષ્ટિ એ ય પાસ પાડતી ફુલો અમૂલ્ય. ૫
ફરી જ પાછિ વાડિદ્વાર,

ફિકાં અભિનરંગરેખ હાસનો થયો પ્રહાર,
જુલ્મગાર અગ્નિ–અસ્ત્રની વહી કરાળ ઝાળ:
પડયું જ હીમ: ઝરી જ લૂ:
–રડું હું શું નવીન વાટિકા પ્રિયા તણુાજ હાલ ! ૬

## વધારે કહેવૂં ના.

વધારે કહેવૂં ના: ઉદધિજલ ખેંચાય વિધુથી:
ઉંચા અભ્રો મૂકી ગગન ઉતરી પ્રેમપગલે
લિયે ભેટી મોટા નભશિખર કે ભૂશિર ભલે:
અરે ઘેલા પામ્યો પણ તું કદિ પ્રેમોક્તિ મુજથી?
વધારે ... ... ... ૧

વધારે કહેવૂં ના: મુખથિ ઉચર્યેથી કશું વડૂં:
ઉંડા ગાલો ઝાંખાં નયન કદિ ના કો જન ચહે;
સખા રે, તો યે તૂં જિવ નહિ, ન એ આ જન સહે:
વધારે કહેવૂં ના: 'ઉઠ, જિવ,' રખે એ વદિ પડૂં:
વધારે ... ... ... ૨

વધારે કહેવૂં ના: લિખિત વિધિનૂં નૈવ ફરતૂં:
થઇ સામે, કાપે જલબળ ન એ આય ભુજમાં;
મહાબ્હેનો તાણી નિજસહ ભલે જાય નિધિમાં:
વધારે કહેવૂં ના: રતિપતિ અડો ના, ગળિ પડૂં:
વધારે ... ... ... ૩

## અંતિમ બોલ

દયિત, આ જિવ જાય જ જ્યાહરે
રુદન ગાન રખે મુજ માટ રે:
કબર રોપ રખે સરુ કે ગુલો,
હરિત ધ્રો બસ છે મુજ માટ રે.
રજનિ ઝાકળમાળ ગુંથી જશે,
ચકલિ મુક્તાક તે કંઈ પી જશે,
અનિલ તે વિંખતો ચુંથતો ભલે,
રવિ વળી ચુસતો લુંટતો ભલે:
    રજનિ કે ચકલીથિ ન રીઝવું,
    અનિલ કે રવિથી નથિ ખીજવું.

ન તડકો નવ ચાંદનિ જ્યાં હશે,
નવ ઉષા નવ સાંઝ જિહાં વસે,
અકળ એહ પ્રદેશ પડી વિષે
    ન લહું આ ઉર કૈં સ્મરશે ન વા,
    દયિત, તું પણ સાંભરશે ન વા.
અકળ દેશ વિષે જિવ જાય રે,
દયિત, શું તુજને ય કથું અરે:
અવસ્થા જ તમામ કથ્યું ખરે
    પ્રણયને પણ મૌન અસહ્ય રે.

દયિત આખર બોલ વદૂ ભલા:
દયિત, જો સ્મરવી સ્મરજે ભલા:
અગર જો ભુલવી ભુલજે ભલા.

## સાત્ત્વિક પ્રેમ (પ્લેટૉનિક લવ).

અલિ જે રસળત કુંજે ચૂષત છિડત ગુંજે,
તે પશુમધુકર ન હિ આ અવર જ માનસપ્યાસા.
પિઇ જરિ પાય વધારે સ્વાર્થ પરાર્થ જ ધારે
કળિને ક્ષત ન લગારે.

પાય અનેક તિહાં યે જળે ન એકે ખારે.
શિષ્યા, વ્હેની, સહચર, નેવ માન, નવ મત્સર.
વળિ સૌ રૂપ સુગંધે હિતપરસે ખિલિ મ્હેકે;
ઝડપે ખિલે ઝગે છે, પ્રભા નવલ પ્રકટે છે. ૮

આમાં લાંછન ગોતે દગ તે દૂષિત પોતે.
કાય વરજતો પરસ તેજસી અનુનય સાત્ત્વિક પ્રીત માનસી,
જુવે અવળદગ સ્વયંમલીન જીવ નારકી સદ્દગતિહીન,
ભ્રષ્ટ એહવા ડહામો સદા સુવિમલ આ મૈત્રી રસમુદા
અ–ધર અંતરિક્ષી સર્વથા.

કાયાસુંદરતા ઘન શારદ, ઝાકળબુંદ, તરલતમ પારદ,
માયિક, દગ ઠરતાં ફિટિ જાતી; ભોગપળે અનુપમ વરતાતી
ક્ષાર ખેદ પણ મુકતી જાતાં વળિ વળિ અને વિમાસણ તાતાં. ૧૬

મનોભોગસંબંધ જ પાવક, સ્થાયી, પોષક, ઉદાત્ત, શાસક;
નિર્મલ, ઉજ્જ્વલ, સધ્ગતિસાધક, અતિ દુર્લભ પણ વારસમણિ!
મળતાં હે નર સુરવર બની!
ઉગે સહજ, મનમેળે ખિલે, ઉરરસ પોષી જોબન રળે.
ન કૉલ, લગન ન, પાર્થિવ દેવી ટેકો લેશ માત્ર નવ ચહે
વફાદાર આપે બનિ રહે.

દૂર નિવસતાં મંદ ન હેજ,  યમધ્વાએ પણ નવ ધૃતિફેજ,
સાલે પળ, પછિ આપ શમે જ. ૨૪

ને એ સ્મૃતિમંદિરિયે કલ્પન  મધુર મૂર્તિ સર્જી લે શોભન
–દાંતિ-બિયેટ્રિસ ! મજનૂં–લયલા !  ક્યૂપિડ-સાઇકી ! પ્રણયતારલા !
જોડાં હૃદયનભે જ્યોતિર્ધર  સદા ઝગઝગે કાલસ્રોત પર !

નરનારીનાં અનંગ હેજ  સાત્વિકોર્મિનાં અનુપમ તેજ;
અતિદુર્લભ પણ પારસમણિ !  પર્સે સુરતા ઉતરે ધરણી ! ૨૫

## કર્મગતિ

બ્રાહ્મણીસુત રજપૂત હાથે ચઢયો, ક્ષાત્રવિદ્યા પઢયો પૂર ખાતેં
શૂર રણજોમમાં ઘવાઇ બેહોશ થઇ, જઇ પડયો ઑલિયાની જમાતે;
બખ્ખ જાતે તિહાં તર્ક તાતે બન્યો સૂફિયુંમાં સુરી રૂડી ભાતે,
—કવી હારતો, કર્મ, તુજ મર્મ ગાતે !

પાટવી શાહના, ગ્રાહ રણસિન્ધુના, વીંધતા સોંસરી ફોજ સામી,
મૉજમાં એકદિન નૂરુદ્દિન ઑલિયો તુરગદલસકલનો કીધ સ્વામીઃ
કીર્તિકામી પછી કારમે રણ ઢળ્યા, ક્રૂર થઇ નૂર રોળ્યા હરામીઃ
—કવી શી કથે કર્મગતિ ઊર્ધ્વગામી !

સૈનતક્ષક બન્યો લોકરક્ષક અહા શાહને ચક્ષુના રતનનાતે !
તનપતનવેળ છેટી ન ત્યાં હુસ્નમાં બેટી હૂરી શિ શાહ નૂરહાથે
તખ્ત સાથે દઈ ખ્વાબ સખ્તે સુતાઃ—બ્રાહ્મણીસૂત સુલતાન થાતે
—કવી શું કવે, કર્મ, તુજ મર્મ ગાતે !

બેતિબ્બેપાર કસદાર કસબું કરે, લશ્કરે હાક દિનરાત ગાજે,
દાનખેરાત અતિ, ધર્મમ્હઝબે રતિ, ના કસર ન્યાયચોખાઇ કાજેઃ
પ્રસરતું વિશ્રુતિ—નૂર સુલતાન, આશીષ તુઝ કવિ કવે ભૂરિ આજે,
—હે કર્મ, રચ ભાવિ જ્યૌં ભૂત સાજે ! ૧૬

# શાહજાદો અને ફકીર

૧ 'ખડિયે શું ભરિયૂં છ, કલંદર?' 'દૌલત પાક ફકીરતની:
એહસ્તિ મેવો: જેથિ ફિરસ્તા મસ્ત ગાય કીરત રૂબની.
'પણ, શાહજાદા, મહા મોટ શી મજૂસ આ ખચિખચી ભરી?'
'ઝરઝવેર છે અખૂટ એમાં, —ખુટવું વડી ખૅરાત કરી!
દર્દ દર્દિનાં ભીડ ભલાંની ફેડું, ગજવું મુજ દિલાવરી!
અઃવલ લિજિયે આપ કલંદર!' —કહિ મજૂસ જ્યાં શાહજાદો

ઉઘડાવે છે, અંદર ત્યાં તો છળે જોઇ કચરો ગંદો!
'એ આફત! રે ગજબ! અગર —એ કિલ્લીગર, શું તૂં અંધો?'
ભરી સલામો, પુકારિ તોબા ભયવ્યાકુલ વિનવે બંદો:
'અરે નામવર, મયખાને ગઇ રાત ગુજારી યાદ કરો,
પાંચ બાર ચોસઠ બાજૂથી દૂર જમા થઇ, કાં વિસરો?
ખાનપાન એ, ગાનતાન એ, નશામૌજ બાજી એમાં

આપ સમા દુલ્લાને હાથે કૉડી પણ શું રહે જમા?
હૂં બંદો, મુજ બોલ તણો નવ તોલ ભલે, પણ આ ખાખી
ખિદમતમાં ખુદ એ જ નહોતા, એ ન આપના શું સાકી!'
કહે કલંદર, 'ખરી હકીકત વિસ્મૃતિએ નવ જૂઠ ઠરે;
ખૅર! આજ શાહજાદા સાકી બનો હમારા પીર ઘરે.'
ચાલ્યા બંને; જૈફી આગળ જોબન પાછળ પાય ધરે. ૧૮

૨ રાહે ચઢતાં ખડિયે દેખિ શાહજાદો ભયથી થથરે
એકમેક શું ચૂડ ભીંસતા એકમેક શું ગરલ ફીંસતા
મહા નાગ ખટ દિઠા મરણિયા એકમેક શું જુદ્ધ કરે!

પીડે ખડિયો ઝુલી રહ્યો, ને જઇફ ચાલે ભજન ધુને,
શાહજાદો નૌજુવાન પાછળ કાંપત નામ અનામિ ભણે!
રાત પડી પુરિ ધાર ચડી એ હારે પેઠા દરવાજે,

સ્તંભો હાર કતાર, ઉંચે આકાશે નક્ષત્રો રાજે.
વિશાળ ઓટે અહિંતહિં જોડાં છુટાંછવાયાં બીરાજે,
અંધારે છેટે ન દિસે મુખ, સ્વર સુણાય તે અંદાજે.
આસપાસ દરિયાઇ ડોલતો બુલંદ ઘેરા સુર ગાજે
તારકથી સર લગી પરિંદા સેલત કુજત દિલે તાજે.
રાતે પંખી?- હશે ફિરસ્તા: તર્ક એમ જ્યાં જરા સ્ફુરે,

એક પાંખ લગરીક પરસતાં જુવાન કુલ નિજ ભાન ભુલે.
પડ્યો ખ્વાબમાં કે મૂર્છામાં લોક અવર કે ગયો સરી?
– એ જાણે, એ ફકીર જાણે! કવિયનને નવ જાણ જરી.
રાત એક કે ભવો યુગો પણ વહ્યા એમ, તેની ગણતી
અરે તર્ક પણ શિદ? જ્યાં યુગ છે પલક, પલક છે ભવભરતી:
આતમ જ્યોત ઝગે છે કે ઝગતિ નથિ એજ ગતીઅગતી! ૩૬

૩ ભોર થયો નક્ષત્ર છૂપિયાં સીપ વિરાટે, બને છતાં
ભૂપંખી એકલ અરુ ટોળે કિલકિલાટ મચવે ઉડતાં.
ત્યાં શાહજાદો આંખ ઉઘાડે આળસ મોડે, બેઠો થાય,
નહીં પીર ઘર ઉચ્ચ, નહીં તે ફકીર સાકી કયહિં દેખાય;
પાસે છે પણ ખડિયો, તેમાં આસમાનિ ગુલ અદઉઘડયાં
રંગ ડૉળ રે ભભક મુલાયમ શિરીં ન તેનાં જાય કહ્યાં.

વળી વાળુકા જેમાં પોતે જાગ્યો છે આ પ્હરોડમાં
ખરે જ તે છે નિજ મહેલના નખી સરોવરની સીમા.
શાહજાદો ઊઠયો લઇ ખડિયો, વિચરિ મ્હેલમ્હોલાત વિષેં
બુલંદ દરવાજે ગુલ છાંટયું, થયા કડાકા, વીજ ધસે!
પ્રહર અર્ધમાં ખાખ બધૂં કરતો, ચપટી નિજ સર ધરતો
લઇ ખડિયો બનિ આપ કલંદર ભર દુનિયા ખૂંદે ભમતો.

જોબન જ્યોત રહી બસ નયને, કાય કેશ ઉતર્યૂં ઘડપણ,
તોય મુસાફર રહ્યો ભટકતો, નહીં અટકતો કોઇ ભવન.
ભેટયો ત્યાં કદિ એક ભિખારી, હાથ ધરે છે દીન વદન,
કહે શાહજાદો, 'આવ બિરાદર, દઉં તુજને મુજ જે તે ધન.'
ગુલ દેવા ખડિયો જ્યાં ખોલે, દેખે તેમાં રતન રતન!
હસે ભિખારી બની કલંદર, 'દોસ્ત, હજી અવવચ છે મન!' ૫૪.

## દામુ વકીલનો કિસ્સો

દામુ વકીલ હતો તાલેવર નગર નગરમાં કેસ લડે;
જાય જિહાં વળિ ત્યાં ત્યાં ભાષણ રાજપ્રકરણી તિખાં કરે.
લોક હસે વળિ કોપે ઉત્કટ, થાય પ્રખર ભાંડણમાં શૂર,
ત્યાં શાણી વળિ ગત બંધારણિ જણવિ છાંટતો અગન ચતુર.
સરકારી ઉધમાતી મધ્યમ ત્રિવળ લોકમાં કીર્તિ રળે,
દામુ વકીલ હતો તાલેવર, હૅટ, શર્ટ, સૂટ, ટાઇ ગળે.

ખાનપાન એનાં સાંબોપમ અંગતાલિમે નર્યો વણીક,
ફાંદ વધી પડયું શિથિલ તાળવૂં, ઉંઘે ધમણ ગર્જે છે ઠીક!
નગર નગર ચરતો રૂહે રેલે, સાંઝથિ કારે રેસ્તોરાં,
પછી પડે જ્યાં પથારિ સારી રજની ગજવે નસ્કોરાં.
દુય્યમ વર્ગી સકલ મુસાફર પ્રાઇ ગયા, ત્રાસીજ ગયા,
વકીલ સાહિબ પદ ધારે ત્યાં પળે ડબ્બે'વર વગર કહ્યા!

દામુ વકીલ તણી આ આદત ઈતર લોક પણ જાણી રહ્યા,
વખા મારિયા એકે કરિ મત લાભ ખાટવા સહજ મહા.
ચૌર્ય કલાનો પણ કસબી નવ, નવ ખાટયો ને થયો રકાસ
દામુ વકીલે તરત મતીલે પંડ ઉગાર્યો થી ઉપહાસ;
આ ઘડિ આરત એ કિસ્સો કથિ જરિક રીઝવૂં મુશાયરોઃ—
છુટો હંસ કરિ હે દેવી ધરિ પલાણ બતકે પળ વિહરો!

જામિનિ અંધારી મંહિં દામૂ રહ્યો છ ઘોરી ચત્તોપાટ
ટ્રંક સુરક્ષિત છે નીચે નિજ હૅટ પાતલુન ખિંટિએ સાથ;

સ્ટેશન લઘુથી ટ્રેન નીસરી મંદ, પાટિએ ચોર ચડયો
મથી એક બારી ખોલી પણ દ્વારે હરવ્યો હાંફિ રહ્યો;
પવન સુસવતે દામુ ઘોરતે વધતે વેગે ટ્રેન તણા
ખીંટીથી એ હૅટ પાતલુન લિયે હાંફતો યત્ન ઘણા.

બદલે પડખૂં ખંખારે ને ઘોરણ ત્યાં ક્ષણ બંધ રહે
ચમકે ચોર -- શું જાગ્યો! માર્યો! ટ્રેને શી આ ઝડપ ધરે!'
કુદ્યો સમાલી ભાગ્યશાળિ વળિ બચ્યો ગઈ પણ હૅટ પડી
જડી ન અંધારે રહિ હાંસલ એકલડી પતલૂન રૂડી.
પચીશની હજિ હતી નવી નકકોર સુભગ દૃઢ રેખગડી;
ન આવડી પણ કળ વેચ્યાની મળી ફકત ત્રણ રૂપરડી!

ઉડે ટ્રેન મિનિટે કાપંતી મૈલ વળી ધીમી પડતી
અંધારાં સ્ટેશન ભેદંતી ઝાકઝમાળે થંભિ જતી.
વેગ શુમારે પૈના પાટે ઘર્ષણ ઊડણ આંદોલે
ધાતુ તણી વધુઓછ ઉચ્છલત નિશા વિષે પડઘમ બોલે!
ને આ ડબ્બે દામુ વકિલની ધમણ ઘોર નિઃશ્વસે શ્વસે,
વિંધે ટ્રેન નદ ડુંગર પાધર નિશા પ્રહર પર પ્રહર ખસે!

થતાં મળસ્કું દ્વાર ખોલતો ડબ્બે આવત કાનો જ્યાં
જુવે ખીંટિએ ટાઈ એકલી, હૅટ પાતલુન ગયાં કિહાં?
કરે ખોળ ડબ્બે, નળખાને, તળે ઉપર બધું જોઈ વળે,
ટ્રંક વગેરે ઠેકાણે, પણ હૅટ પાતલુન ના જ મળે.
અવાક ભર નીંદરમાં પડખે વકીલ શયને મધુર શ્વસે,
'સાબ! સાબ!' કાનો કહે 'રાતે હેટ પાતલુન મુક્યાં ક્યે?'

'હૌંફ !' હડફ થઈ વકીલ બેઠો બગાસું તાણે ખાસ્સું બેશ,
લંબ વાવને સુરેખ ફરતી દૂહેરીહાર જ–દાંત કથેશ !
સ્મર્યું તિહાં કે છત્રી ન વસ્ત્રો, ખેંચિ ચોરસો લપેટતો,
લઈ ચાવી કાને ટૂંકે કરિ નજર, 'નથી ક્યાં તો !' વદતો.
'ક્હાડું ધોતિયૂં ટોપી ?' પૂછે, અરેરાટિ ત્યાં દામુ કરે,
'ક્હાડ શાલ રગ ! અરર ચૂંક શા ? મામો પણ નવ દૂર ખરે !'

ધ્રુજે, વળી ઉચરે અરરરરર ! પાય કરે ટૂંકા લાંબા,
ચતો ઉંધો પડખે આળોટે, 'કેમ !' વદે વળિ 'હે અંબા !'
કાનો શું જાણે છે આ સૌ નાટક કરવા રીહર્સલ !
ઓઢાડી પોઢાડી દાબે સર, કચરે ડિલ, પડવા કળ.
ત્યાં તો આવ્યૂં ઉપાંત્ય સ્ટેશન, ગયો કાનજી ચ્હા લેવા,
'જમ્યો જરા છૂં !' વકીલ વદિ પિલ ડોઝ ગળે, જેના હેવા.

નવ પીધી ચ્હા, અરેરાટિ આદી સૌ નાટક કર્યા કર્યૂં,
ગાડી મંદ પડી ત્યાં કહે છે 'ભરાય ના, કાના, ડગલું !'
મંડળિ આવિ હશે સત્કારે 'એમ્બ્યુલન્સ આણો' કહેજે,
જરા કસર છે, પણ ભારે ડિલ, ચાલવું મુશ્કિલ છે રહેજે.
ટ્રેન થકી આરામ ખુરસિએ મોટરમાં, એમ દામુ ગયો,
મકખન કુબેર શાળાવયથી મિત્ર, તેહને ત્યાં ઉતર્યો.

મિસિસ કહે, 'આ ભાઈ થયૂં શૂં' ફોન કરી દાકતર આણું,
'ના, ભાભીજી, જાણું શો છે રોગ, વળી ઓસડ જાણું.'
ટિફિનપેટિ ખોલીને કાને ત્રણ ગોળી,. શિશિ એક અર્પ્યાં,

મિસિસ નામ વાંચે, કિવનાઇન, લીવર, જુલાબ આસવ લખિયાં.
ગટકાવી કરિ ઢોંગ ચરમ એ ગયો સૂઇ સૌને કહાડી,
થતાં એકલો ઉઠી મિત્રનું કબાટ તપાસે ઉઘાડી.

મુકખન લંબનાસ ઇંચ ત્રણ, હતો ઉંચો, કમર ચાળીશ,
ફલૅનલની પતલૂન જોઇ તક–ડાવે દામૂ વદતો 'હાશ !'
નીચેથી વાળ્યો બીજે સળ જોય પ્હેરિ ત્યાં પેટબટન
રહે અંતરે, તેથિ કબાટથી તફડાવે છે મફલર પણ.
કમરબંધ કરિ તેનો જોયૂં, નભશે, વળિ ગઇ પૂર્ણ નિરાંત,
કબાટ બંધ કરિ વકીલ દામૂ સાચે નિંદર્યો ઘસઁઘસાટ.

ધમણ સુણી મુકખન, અસીલ, ને મિસિસ, ગુમાસ્તા, નોકર ને
સ્તવંત હળવે વકીલ દામૂ. ના આસડને બાંધાને.
મિસિસ, જુવે કાનાની સામે, 'ઉઠશે,' એ કહે, 'નવા નવે,
ખૂબ ગરમ પાણીએ ન્હાશે, સુગંધિ અંદર ભેળવિને;
કલાક અર્ધો અસીલ સાથે, છેલ્લિ સંતલસ કરિ જમશે;
આજે તો બસ એક ટમ્બ્લર જાણો છો તે 'કઢિ' પીશે.

અસીલને પૂછ્યૂં બસ એક જ સાહેદવલણ વિષે દાબી;
કહે, 'રહો એફિક, એહનો શાહુકાર દીધો ચાંપી !'
સ્થાનિક વકીલનાં આણેલાં થોથાં પછિ ઝટ ઉથલાવે,
ખાસ ભુરી લીટીએ વીણ્યાં વાકય ફરી ફરિ સરખાવે;
જોતાં ને નિજ નોંધકાપલી દેખે કેસ અવર બેત્રણ,
'જુવો આ ય ભાઇ, વકીલ ધાંના સરકારી છે મહાપ્રવીણ.'

નરમ તબિયતે ઇજિનૈયરથી પુરી જિકરથી લડિયો કેસ,
તંત્ર-પુરાવે ચલણિ કાયદે એક એક બસ મારી ઠેશ;
કામ પૂર્ણ સુણિ જજ્જ ઊઠિયા, ટિફિન માટ વિનવંત ઉભે;
મંનાઈ દાકતર તણી સુણાવી માફિ મેળવી ગયો કલબે:
તિહાંય સોડા નારંગીથી અવર દીધ નવ કાંઇ જિભે,
બ્રિજ્જ રમંતાં, વીશ રૂપૈયારળ્યો કિંતુ ક્લબ છાંટિ ડબે.

પાંચ પ્હેલ ઉઠિયો મોટરને ચૉક બજારે લીધ ઘડીક,
ઉત્તમ ખ્રિસ્તી દરજિ દુકાને થોભિ બુલાવ્યો મુખ્ખી નજીક.
કોટ બતાવી પૂછે "રાખે સર્જ આ તરેહ?" કરી ખરીદ
પતલુન પુરતી, સોળપ્હૉળિયાં ગણિ દે કાપડ સૉડે લીધ.
પુછે પછી, 'છે ફ્લૅનલ આવી? રૂમ ખાનગી દુકાનમાં?'
ઉતરી થિગડૂં મરાવિ લંબઇ કપવિ સુસ્થ થયો પતલુનમાં.

જતાં ગંગલે બેંકથિમુકખન કલબે જતો અટકાવિ દિધો,
'ટેનિસ સવારે, ચાલ ઘેર ભઈ ચાલ, ઘેર ભાભીજી જો;
કલાક મળશે શાંત વાતચિત મીઠિ આગલી પાછલિનો,
મ્હારે છે દેવૂં જ નિમંત્રણ અમ ઘર પાનન કરો તહમો.
નથી અહીં બાલક, અમ કુંજે જુવો વિકસતી લીલાલ્હેર,
શોરબકોરે ત્રાસો, ને ભઇ હસો રમૂજ કરો ભલિ પેર.'

બત્તીકાળે આવ્યા બે જણ: પોલિસ અફસર કેસ નવા
તણા અસીલ ચડે મળવા, તે માટ સમય નકકી કરવા.
સ્ટેશન માસ્તર તણો મોકલ્યો માણુસ લાવ્યો સંદેશો,
અમુક લઘુ સ્ટેશનનો માસ્તર પુછે કદી પાછા વળશો?
ઉભય કારણે, રવિ વળિ કાલે, દુામૂ એમ રહ્યો રજની,
નવો કેસ લઇ પ્રાત:કાળે જમી વળ્યો ટ્રેને ધીમી.

લઘુ સ્ટેશને પાંચ વાગતે ટ્રેન થોભતાં માસ્તર હાથ
હૅટ ધરી આવ્યો ઉપડાવી લ્હા સામગ્રી નોકર સાથ.
વકીલ વિસ્મયથી પૂછે છે, 'હૅટ કિંહાંથી કૉની આ?
'હતિ વાનર શિર,' બોલે મલકી માસ્તર, 'છે તો આપનિ આ!
ઉડી પડેલી રાતે અનિલે દિવસે વાનર માથે આ
જોઈ, પડાવી, જોતાં અંદર દિઠા લખ્યા નામાક્ષર આ!

ભાગ્યશાલિનૂ વા લૂંટે, તે વાનર સોંપી દિયે ફરી,
જુઓ દાખલો!' એમ હસંતાં ટ્રેન વ્હિસલ કરતી ઉપડી.
દુામુ વકીલ થયો ને મુકખન–અતિથિ ફરી, ત્યાં સુણ્યું એણે
પતલુન ચોરી માટ નોકરો દશે દંડિયા મુકખન્ને
રૂપિયો એકક. ટિપ વકીલ પ્રતિ નોકર દેતો રૂપૈયો;
આ ફેરે દઇ ડબલ દુામુ નિજ અંતરને સમઝાવિ રહ્યો.

## ચકરડું.

૧ હતો બેઠો કામે કલમ નિજ ધીંધે ધપિ રહી,
ભર્યાં થોડાં પાનાં, જ્યમ ખમણથી તાસક ભરે;
ત્યહાં ખૂટ્યૂં વસ્તુ, અવર કરવાનૂં હતું નહીં,
લઇ ચૂંગી મૉજે સુરમ ચુસવા આદર કર્યો.
ઉઠ્યો બુટ્ટો ત્યાં કે લખું ખત તુને, મિત્ર, મિઠડૂં,
ઝરૂખે ઊડીને સુરમ ચુસતો જૈ ઘડિ ઉભો.
૨ હતો આંખો સામે ઘટઘુમટ તંબૂ રચિ રહ્યો,
કને ઊંચી તાલી બિ–છતર નમાવે અનુનયે;
તરૂકેરી શાખા ફરિફરિ જ તાલી પરસતી,
સિધાં ઊંધાં છત્રો જરિ ફરિફરિ નૃત્ય કરતાં.
હતૂં શૂં એ દૃશ્યે ન કળુ,' ન કળૂં હેતુ અવરે,
ઠરી મ્હારી દૃષ્ટી તરુહૃદય તળેના પટ પરે.
૩ અને એ છાયામાં મુજ નજર સામે નિરખિયો
સજોડે તૂંને મેં પ્રિય શિશુ સહે ખેલ કરતો;
ચકડૂં તૂં ઝાલી ઝટ વળ દઇને ઘુમવતો,
ઘુમંતૂં એ ન્યાળી શિશુ હરખનાં નૃત્ય કરતો.
પડંતૂં કે કેવો શિશુ લઈ દિયે છે જનનીને,
પડંતૂં પાછૂં તે શિશુ વળિ દિયે છે તુજકને.
નહીં એ ઘૂમંતાં ફરિફરિ જરી ખેદ ધરતૂં,
નહીં આ નાચંતાં ફરિફરિ લગીરે વિરમતો.
ત્હમે બે યે એની નરતનમહીં લોચનભરે
અને શ્વાસેશ્વાસે અગતિક ભળી નૃત્ય કરતાં:
ચકડાંમાં એનો તમ ઉભયનો એ તનયમાં

સમાધિ મેં દીઠા    હરખકિરણે ઉલ્લસિ રહ્યો.

૫ દિઠાં ત્રણે પૂરાં,    પરિચિત દિઠા ખૅડ પણ એઃ
છબી મ્હારી ભીંતે,    –કયમ અરર જાતે ન સ્થિત ત્યાં!
અહો રેતીઝાળે    રખડુ વિચરે, ત્યાં ક્ષિતિજમાં
તથાપિ શાં પાસે    સલિલ નિરખે છે, તરુ, ખગો,
ધરો પ્રાણીઓથી    સુભગ, શિશિરે લ્હેર કરતાં,
અને ઇચ્છી પ્હોંચૂં    ઝટ પગ ઉપાડે, શ્રમ ભુલી.    ૩૦

૬ અને મેં યે લીંબો    કર જરિ કર્યો એ પકડવા
ચકડોંને, ઈચ્છી    ધુમડિ રમતે શામિલ થવા!
ત્યહાં તો અંગુલી-    વળથિ મુજ ચૂંગી ફરિ જરી,
–ઉન્હા સ્પર્શે મ્હારૂં    દરશ મિઠું એ, એહ સમણું,
ગયૂં માર્યૂં! ને હૂં    જડભરત ઊભો થઇ રહ્યો
ઝરૂખેથી જોતો    દૃયતરુ અ-ને ચૂંગિ ચુસતો.    ૩૬

## શાપું ત્હને

### એક નાસ્તિકના કોપોદ્‌ગાર

૧

અયિ ડાકણ ? શાપું ત્હને !
તું હિમાલય હું કણ માત્ર ભલે, પણ શાપું ત્હને ! ધ્રુવ.
તું સનાતન જોબન જોમવતી !
હું બુઝર્ગ અતિ અભિ મૃત્યુ ગતિ !
તુજ પક્ષ્મ-અણીય હણે જ મ્હને !-પણ શાપું ત્હને ! અયિ૦
મગરી અતિકાય તું વ્હેલ જશી !
ગિધડી રવિ છાય તું વાદળ શી !
શહુડી તું પ્રચંડ જ દિગ્ગજ શી !-પણ શાપું ત્હને ! અયિ૦
ધર રૂપ અનેક બધાં જ ભલે
ભય ક્રૂર કરાલથિ વિશ્વ છળે
ન વિરાટ મહીં તુંથિ ના થથરે !-પણ શાપું ત્હને ! અયિ૦

૨

હણિયો દમિયો છળિયો મુજને
સુખ—બી દુખવૃક્ષ કર્યાં જ, અને
રતિધામ ય ક્લેશ-મુકામ મ્હને !—અયિ શાપું ત્હને ! અયિ૦
ઉપરાપરિ માર હજીય ભલે !
અયિ ડાકણ ! હજિય ગુજાર રહ્યો
તુજ ખાર,-ન લેશ ઉગાર ભલે !
કર ઠાર ભલે !-પણ શાપું ત્હને !

અયિ ડાકણ! શાપું ત્હને!
કણ હૂં જ ભલે! તું વિરાટ ભલે!
તું સનાતન, હૂં ક્ષણજીવિ ભલે!–પણ શાપું ત્હને! અયિ૦

૩

વસુધા ય હજી તું રહી ન ઘડી.
કદિ ભીતરથી વસુ ઊકળતાં
ઉછળી ઉભરાય જ! લાવ્ય અહી
પળમાં શત જોજન ફેલવતાં!
અણકાબિલ ડાકણ! શાપું ત્હને! અયિ૦
કદિ ઊપરથી વસુ વજ્ર જશાં
ગિરિભાલ વિશાળ ધસી ઘડતાં!
શત જોજન તાંડવ ધ્વંસકરી
અણકાબિલ ડાકણ! શાપું ત્હને! અયિ૦
કદિ વ્યોમથિ પાવક પ્હાડ ઝરે!
કદિ ધોધવસાર અપો પ્રસરે!
કદિ મોસમ આખિ ન બિંદુ! અરે
અણકાબિલ ડાકણ! શાપું ત્હને! અયિ૦
તુજ ચેતનયોનિ પરસ્પરનાં
કવલો! મરિમારિ જ પ્રાણરખી!
અહ કેટલિ યોનિ સ્વજાતભખી!
હઇડાહિણ ડાકણ! શાપું ત્હને! અયિ૦
ધરિ સર્જક નામ કરે બદનામ!
ચહે વળિ સૃષ્ટિ તમામ, ગુલામ

સમા, તુજ પૂજન સાફ દિલે
નિશદિન કરે !–અહ શાપું ત્હને ! અયિ૦
તુજ કેર કરાલ ય દાન મહાન
ગણી ગજવે પરમામૃત લ્હાણ ભણી !
અયિ નારક દંભસ્વરૂપિણિ !–શાપું ત્હને ! અયિ૦

૪

અયિ ડાકણ ! કેવળ જીવન જે
મનુનાં મનુની જ દગે જરિ તો !
જનની ઉદરે નવમાસ ન શું પૂરતા
તુજને, હરિ પૂર્વજરોગ, નિરામયતા
શિશુદેહ કણે કણમાં ભરવા !
અયિ લાપરવા !–ન શું શાપું ત્હને ! અયિ૦
સુખ સત્ય વસે ક્ષણથી ક્ષણમાં
ક્ષણલીન સમાધિવિહારિ પ્રવર્ત્તનમાં:
મનુને દઇ આશ તું લોભવતી
ક્ષણ સાથ થતી ન થતી જ તિહાં ત્રુટતી
મનુ–તન્મયતા, તુજ ભાવિબળે:
ન હિ ભાવિ ખુટે નવ આશ ફળે,
ક્ષણ હારકતાર જ જાય, ન પાછિ વળે !
અયિ વ્યંતરિ વંચક !–શાપું ત્હને ! અયિ૦
તરસો દિધિ મેળ વિનાનિ અનેક
પરસ્પર શ્રર્પંત વીંધત છેદત છેક !
પિડાય પિલાય ફરીફરિ, તો ય ઉપાય

ન લાખ મહીં મનુ એક થકી સમઝાય:–
મનુપીડ શું છે તુજ રીઝ સદાય,
પિશાચિ સનાતન? ત્હારિ શું એ જ મઝાય
અરે પુતળી ઉંધિની અમ માય!
ત્હને હસવૂં, અમ તો જિવ જાય!
–ન કેમ હું શાપું ત્હને? અયિ૦
દઇ પ્રેમ કિંહાંય દિયે ન પુરો
ક્ષણુ પૂર્ણુ દિસે, નિવડે અધુરો:
મનુ ભાસથિ મોહિત, તેહ ખરો
કરવા મથિ એ અધુરાથિ ય થાય પરો.
અયિ શક્તિ શિલાજડ! શાપું ત્હને! અયિ૦
તું સનાતન, અતિબળ–ખારવતી,
મનુને તૃણુ શો ય ન લેખવતી,
સુણુતી ન લગાર ભલે! કરઠાર ભલે! તરિ શાપું ત્હને! અયિ૦

૫

નહિ હૂં જ નવો મનુ શાપું ત્હને,
તુ શપાઇ રહી યુગ અવ્વલથી;
ભુમિ એક ન, જ્યાં તું શપાઇ નથી.
પણુ એ શિદ ભૂત સજીવ બધાં કરૂં,
એ શિદ દૂર સમીપ ખડાં કરૂં,
ન્હેં શું પલોપલ અત્ર પરત્ર થતાં તુજ
ઘોર નઠોર કુકર્મ અહો પુરતાં!
અયિ માત કમાત! અહર્નિશ શાપુ ત્હને! અયિ૦

## એમિલિ બ્રૉન્ટીની અદ્વૈત ભાવના.

ના હું ધ્રુજૂં વિશ્વવંટોળભીત,
ના હૂં કંપૂં, ના હુંને ભીરુ જાણો:
હૂં જોઉં છૂં સ્થિરઝગંત પરાત્પરા ત્હને,
આસ્થા ઝગી અમર બખ્તર માહરૂં બને. ૧

હૃત્પદ્મસ્થ, પ્રાભવિષ્ણો અનેરા,
દિક્કાલોમાં અંગ અંગે અસંધ,
હે શ્વાસ, આ શ્વસત ઉચ્છ્વસતી તનૂતણા
હે જીવનામૃત જડાજડ જીવ રંકના ! ૨

છે પંથો તો કોટિ કોટયાનકોટિ,
ભાંડે છેદે એકએકે બધાને;
એ દૃશ્યથી ય દૃઢ આસ્તિકતા નહીં ડગે,
જે છે જડી તું-મહિં સ્થાવરત્વર્ય સ્થાણુ હે ! ૩

ત્હારો સૌમ્ય પ્રેમલીલાપ્રવાહ
દિક્કાલોનાં અંગ અંગે સુહાવે,
એ છે ગતિ સ્થિતિ રતી વિરતી સદા બધી,
એ ઉન્નતી અવનતી અણ- ને સ-ભાન ધી. ૪

ત્રીલોકી ને તે તણી યોનિ સર્વ,
સૂર્યો તારામંડળો વિશ્વ આખું,
જાયે ઉડી કમલપાંદડિબિંદુડાં યથા,
અન્યૂન તૂં તદપિ જીવનસિંધુ સર્વથા ! ૫

મૃત્યૂ માટે ક્યાં ય કો ઠામ છે ના,
તણું યે ના નૈવ એણે હણાય;
તૂં પ્રાણ, તૂં અમરજીવન, તૂંહિ છો ગતિ,
તૂં તત્ત્વ, તૂં સત, વિકારતણી તું વિકૃતિ! ૬

## શેર દારો.

હતી ગઢી ધારતણી જ ટોચે
ચોપાસ નાગા નગ ઊપરે ચણી.
ગયા હઠી શત્રુ, પડી જ સાંઝ,
દિવાલ ઠેકી નિકળ્યો ગઢીધણી.

ચોપાસ સૂતા મરતા મરેલા
પોતા તણા શત્રુ તણા જુદા કરે;
પોતા તણા બાત્રિશ શત્રુ સાત
કો'દી ન પાછા રણખેલ આદરે.

જોઇ રહ્યો નાયક શત્રુ સાત
ચઢયા જ નાગો નગ જે લગોલગ;
હણ્યા વળી રક્ષક વીર વીણી,
લીધા દિધા ઘાવ ધસી ડગોડગ.

એ સાહસોત્સાહ ધણી નિહાળી
રહ્યો, પડયો ને ક્ષણ તો વિચારમાં;
કદાપિ વીરે પણ વીરતાને
વિમાનિ જાણી કયહિં તુચ્છકારમાં!

વધ્યો ધણી ધીર ગભીર વાણી:
"આ કાફિરો કાફિર-હાલ પામશે;
એ કયામતે થાવ જ જે થવાનું,
અલ્લાહ સૌને નિજ હક્ક બાંટશે.

અહીં પરંતૂ નગ નાગનો જે
છે ચાલ તે અસ્લ જ પાળવો ઘટે;
જો નીવડે મર્દ જ શેર જંગે
તો શેર—દોરો કર બાંધવો ઘટે.

તો ઊચરો શેર દલેર મ્હારા
આ શત્રુ આ કાફિર શેર કે નહીં?
જે ચાલ ઇસ્કન્દરથી ય જૂનો
આજે જ શું આપણ તોડવો સહી?"

ગઢી તણા રક્ષક બોલિ ઊઠ્યા—
"આ આપણા બાવિશ શેરને ઘટે
તે હક્ક આ કાફિરનો ય સાફ,
જંગે દલેરી નવ એમની હટે."

એ સાત એ બાવિશ શેરદોરા
બાંધી દિધા ત્યાં કર એકએકને,
ગઢીધણી કેરું લલાટ તો યે
વિચારરેખાથિ વિમુકત ના બને.

વદે ફરી એ, "સુણજો ત્હમે સૌ,
હજી મ્હને ગૂંચ ત્હમે ઉકેલજો;
આ કાફિરો બેશક, તો ય એમાં
ન ખાન, ના નાયક, મીરઝાદ કો;

ન એ ચઢયા દીન—જહાદ જંગે
આ નાગપ્હાડે ઝરનું ય નામ ના:
જે જે વડે મર્દ ચઢે જ પાનો
આ સાતને તે કરિ ઝાંઝ ધૂન ના.

તો યે જુવો છો ભડ શા હઠીલા
ચઢી ગયા પર્વત આ લગોલગ!
"ધસો!" થયો એ સરદાર—હુકમ,
ધસ્યા ધસ્યા આ ધ્રુજવ્યો બધો નગ!

ન ત્રાડ, ના શોરબકોર લેશ,
ઘા આપણા યે નવ લેખવ્યા જરા;
સામા કર્યા બેવડ ત્રેવડા ઘા,
સાતે પડયા બાવિશને કરી પુરા.

'બ્હાદુર કહો કૉણ ચઢે બધાથી?'
'મ્હેરાબ ખાં!' સૌ વદશો જવાબમાં;
સો વર્ષથી એ નિજ કબ્ર સૂતો,
લડે બધા જંગ ફરી ખ્વાબમાં.

મ્હેરાબ ખાંને જિવતોજ માનો,
એ શું ધસી આમ શકયો હતે લડી?"
"રે એહણે તો સર માટ જૂઠા
સોગન્દથી પાક કરી'તિ જીભડી!"

"તો, શેર મ્હારા, શક કૈં રહે ના,
ના એક દોરો બસ હોય આમને;

બીજે કરે યે ભડ શેરદોરા
બાંધી દિયો ઇજ્જત ખાસ એમને!”

● ● ● ● ● ●

વહ્યા પછી એત્રણ રોજ જેવા,
એ ધાર, એ ટોચ, અતુલ્ય ગઢી અઘોરે
બીજે ધસારે સર થૈ ગયાં, ને
સાતે મળ્યાં ત્યાં શબ મંડિત જોડ દોરે.

## માતૃસ્નેહ.

૧ ખેલી શિકાર દઇ મ્હેતલ સાથિઓને
પેઠો હું યે રસળતો મુજ શાંત કેડી;
ઘેરા અશોક વડ નીમચમેલિઓના
છાયા તળે તર થતો પળું મંદમંદ.
વાંસે રહ્યા જ હય રાવત વાત ગેલે,
ને દોડતો વિરમતો લઘુ ફાળ લેતો
જાતો ધસી તરૂમહીં વળતો ક્ષણમાં,
સ્વચ્છંદમૂર્તિ મુજ કેસરિ, સાર્થનામ,
કુત્રો શિકારિ મુજ, આગળ ચાલતો’તો,

૨ રસ્તો હતો સુભગ વાંકવળાંકવાળો,
ડાળો અસંખ્ય મળતી હતિ સામસામી;
મધ્યાહ્નનો ય નહિં તાપ અહીં દમતો
ને ડોકિયાં પ્રતિ પદે ધર તો કરંતું.

દેખાવ શાંત સુખરેલ હતો જ રમ્ય,
જૂનો, જુના મયસમો શ્રમખેદહર્તા;
ને લેશ ન્હોતિ ગમ કે બસ આજ સૈંધિ
દૈવે હશે વ્રત અહીં જ બતાવવાને
વાત્સલ્યનો વિભવ અદ્‌ભુત સૃષ્ટિમાંહીં.

૩ લાંબા પ્રસારિ પગ ઊપર ડોક ઢાળી
જોતો ન વા લગિર કેસરિ અર્ધનૅને,
ત્યાં સંમુખે ડગ પચીશ જ જોઇ કૈંક
એ જાગિયો ઝબકિયો, બનિયો શિકારી.
ચિત્તાથિ મોટ ઉર કાંધ ફુલ્યાં જ પ્રૌઢાં,
આકૃષ્ટ ઐંકિમ તગી રહિ ડોક ઊર્ધ્વ,
મ્હૅારો બન્યો તડિતતીક્ષ્ણ, ગઇ ઉડી તે
લીલા બધી પલકમાં,—પગલાં અરે આ
ટૂંકાં બિડાલગતિ નીરવ મંદ દેતો.

૪ જોયો શિકાર કંઈ એમ નિહાળું ત્યાં તો
સામે પચીશ ડગ દૂર જ માર્ગ મધ્યે
પર્ણોતણી ઢગલિ ઊપર જોઉં સાફ
બચ્ચૂં બિચારું ઉડવા હિંડવા અશક્ત,
પીંછાંતણું જ લઘુગોળ, સુંવાળું, પોચું,
બારીક ચાંચવતિ સૂર કરંત ઝીણા
ઊંચે જ જોઇ રહિ, જ્યાં દ્રુમડાળ સાંધે
માળો બખોલમહિં, જેહ થકી ગરેલૂં,
ને જ્યાં હતી પ્રતિસુરો રટતી જનેતા.

૫ વાધી જઈ કદમ કૈંક બિડાલ ચાલે

કૂદ્યો અધીર બનિં કેસરિ ફાળ લેતો;
મેં વારવા કરિ સિસોટિ, પરંતુ કયાંથી
છૂટયા પછી પણછથી અટકે જ તીર ?
બીજી પલે જ બચલૂં થઇ જાત ભક્ષ્ય,
–ત્યાં ધાઇ ઝટ્ટ પડિ ઊપરથી જનેતા,
ને કેસરી તડિતતીક્ષ્ણ ભરે છલંગ
છેલ્લી, ત્યહાં ગજબ શૌર્યભરી ધસંતી
એણે અફાળિ નિજ જાત કરાલ મોંમાં.

૬ કયાં કેસરી ગિરિસમો, અસિદંત, જોદ્ધો
ચિત્તાવરાહસહ બાથડવા સમર્થ;
કયાં પંખિણી ગભરુકાય, સમીરગાત્રી,
સોહામણી પરથરે, પ્રિય મંજુ કંઠે!
શૂરી તથાપિ ધસિને ત્રણ વાર પેઠી
દંષ્ટ્રાભયાનક સિંહા મુખફાડ એમાં,
એ ચંચુ, એ નયન, એહ વિંઝાતિ પાંખો,
એ તાર ચીસ, સઘળૂં જ ધસાર ત્રીજે
–નિષ્પ્રાણ નિશ્ચલ પડી ઢગલી જ ભોંય!

૭ માળો તજી અભય એ કુદિ ધાઇ જાતે,
વેરી કૃતાંતથકિ યે ન ડરી લગાર;
જાશે જ જીવ લહિને પણ દીધ જીવ,
જોતાં સ્થિતિ ક્ષણમહીં ભય સ્વાર્થ જીતી.
સર્વોપરી જ ગણિને નિજ વત્સરક્ષા
માતાતણી જ પ્રણયોર્મિ વિષે તણાઈ.
આ અદ્ભુતાનુભવ કેસરિને ય સાલ્યો,

—માતા અરે શિશુ વિષે ય બની વિરક્ત
નીચે મુખે વિકલલજ્જિત હારિ આવ્યો.

૮ માતાતણાં ફુલ પરે પર લેઇ લીધાં,
—થાશે અખંડ .અમરાકૃતિ એ સજેલી.
માતાતણા અકથ ત્યાગતણી કથા તે
કાવ્યે વસી અવદતી ય સદૈવ ગાશે.
વેગે ધસંત જનની બચલે દિઠી'તી,
ચીસો કરાલ કરતી બચલે સુણી'તી;
ભૂમી પડી અવશ તે નિરખી શું એણે?
કુત્રો નર્યો યુમ અમોઘ પ્રિછ્યો શું એણે?
ને તો ય કેમ ઉગર્યૂં, લહ્યું તે શું એણે?
૯ એ તો હતું જ નિજ સૂર ઝિણા કરંતૂં,
મેં પર્ણ સાથ ઉચલી લઇ લીધું એને;
ઝાલી રહ્યો ઉર કને વધુ હૂંફ દેવા
ને કીધ શાંત અતિનાજુક મંદ પર્સે.
સામે ત્યહાં પગથિયે રમતી ગુલાબ
દેખી ધસ્યો હરખિ કેસરિ દોસ્તદાવે;
છોડી ય બાપુભણિ આવિ ઉમંગઘેલી,
જાંઘે મુકી પગ ચડી જઇ બેઠિ સ્કંધ,
ને જોઇને બચલું બોલિ, 'દિયો મ્હને એ.

૧૦ 'પેલૂં સુરેખ લટકે. પણ ખાલિ તેથી
લાગે ન પીંજર રુડૂં, રચિ, બાપુ, એમાં
માળો નર્યો નરમ હૂંફ ભરેલ ધીંગો
માંડે ઉછેરું બચલૂં બનિને જનેતા.'

'ગુલ્બી, અરે ઉતર, થા જરિ ચૂપ ડાહી,
એ માત પંખિણિ નહીં, હતિ પંખિકાયે
દેવી મહા, અતુલ શક્તિમતી જ કોઈ,
(શાપે જ શું અવશ અંડજ યોનિબદ્ધ),
જેના અપત્યરતિ શૌર્ય અગાધ આગે
હિંસાત્મ દૈત્યપશુ કેસરિ યે જિતાયો.

૧૧ એ માત દેહ તજતાં નિજ બચ્ચું હૂંને
સોંપી ગઈ,–નહિં જ પંજર પૂરું તેને,
સ્વાતંત્ર્ય જીવનથકી ય વિશેષ, બેટી,
–માતે ઉગાર્યું નવ પંજરહેડ કાજે!
પાંખો ફુટે ડિલ ખિલે, રમ ત્યાં લગી તૂં,
એને ઉછેર ભગિની સમ ત્યાં સુધી તૂં.
મોટૂં થતાં ગરજ એનિ પતી જશે એ,
મોટૂં થતાં જ, ગુલ્લ દૈશું ઉડાડિ એને.'
'બાપૂ, ભલે; હું પણ મોટ થઈશ ત્યાં તો,
આજે દિયો જિ!–પછિથી પછિની જ વાતો.'

## વડીલોને

હૂં    લખૂં ?    લખૂં    ન કેમ ?
હોય    મૂછ    તો    લખાય,
ફાંદ    જામતાં    ગવાય,
પડે    તાલ    ત્યાં    કવાય,
દાંત    જાય    ને    લવાય—
લખન કવન લવન ગાનનો શું આ છ નીમ એમ ? ૬

દોઢિ    પંક્તિ    ઠેકવૂં,
ઠેકિ    દોડવૂં    વિચાર:—
સૂરમાં સિસોટિ, શબ્દ સાથ પંખિકૂજનો ય ભેળવૂં:
– હા ! સિસી ! સુણો કુઊકુ ! વાર વાર:—
હૂં    લખૂં:    લખૂં    ન કેમ ?
મૂછ ફાંદ ! કાવ્યગાન સૌ ત્વદીયનો જુવો હું નકલકાર:
જોઉ છૂં મદીયની ત્હમોથિ થાય નકલ કેમ ? ૧૩
તાલ ! લૈ ફુલેલને ઘસૂં જિહાં હું આપને
કરે હથેળિ તેહ સંગ ઝૂકવૂં જ ડોકને,
ને નૃતન્ત કૂદડી રમન્ત જુલ્ફ માહરાં
અડી ઉડે કરન્ત ખેલ ગૅલ લાડ આપને,
ત્યહાં બને જિ આપ–તાલ ખાપ ચશ્મુ કે ઝગન્ત,
જે મહીં ઝિણી ઉંડી દિસન્ત સૃષ્ટિ ખૂબિવન્ત ! ૧૯

ઇંદ્ર ઉર્વશી બની જ બાલ, સમ શુંડ ને
ચૌદ દન્તમાં છુપે ઢુંઢે જ એકમેકને:
ચંદ્ર કે ગ્રસન્ત રાહુથી કરી પલાયનમ્
દિયે જ ધૂબકો જિહાં જટામહીં ઝલાઈ ગંગ:

ઠેકતો કિંવા નિહાળું બાલ વજ્રકાય તે,
ચીરતો ખ–ખાઈ ધાઈ કડંતો મરીચિ જે:
તાલ ! લૈ ફુલેલ હૂં ઘસૂં છ આપને જ્યહાં,
ઝગન્ત આપ–ખાપને અડન્ત જુલ્ફ નર્તતાં,
દશ્ય ખૂબિદાર આમ ચખમુઝાર મોહ સારતાં;
તે નિહાળિ ચકિત હર્ષિત, રહૌં હસી હું તાલથી,
આપને ય થાય મોદ, ચૂમતા જ વ્હાલથી.

ઓમ ! પાન ને તમાકુ કૂટું ખાયણી વિષે
ત્યહાં ખરે બની મૃદંગ
મંજુ એ સુણાવતી સુરાવલી મ્હને અભંગ !
ને વળી હું ઊંઘિ જૈ નિહાળું સ્વપ્ન એ સુરાવલી વિષે,–
પતંગમાં પતંગ, સૂન સાથમાં બની પ્રસૂન,
ચંદ્રચાંદલે પચેલ વિશ્વમાં હિંચન્ત ડાળ-
ડાળ પાનપાંદડે લડૂં દડૂં વહૂં ઉડૂં,
લપાઉં વૃક્ષકોટરે, પિઉં તુષાર મોતિ જાલ,—
એમ એ સુરાવલી વિષે રહું મચાવિ ધૂન,
ખાયણી નચાવતો કડૂઁ ! કડૂઁ ! કડૂઁ ! કડૂઁ!
ને ત્રુટે ન તાન એ ખિલૂં જ તેથી કૂટતાં રસે !
પાન મુજ કુટેલ આપને અહો શું મન વસે !

હું કવૂં લવૂં ન કેમ
સૂરમાં સિસોટી શબ્દ સાથ પંખિકૂજનો ભળે જ જેમ:
–હા ! સિસી ! સુણો કુઊક ! વારવાર.
ઓખ ! ફાંદ ! મૂછ ! તાલ !
ખોટું મા લગાડશો હું છોરુ આપનો ગમાર:
કહો બિજી કરૂં શી સેવ ?–ને ન તો ગુલાંટતો ઉડૂં જ બ્હાર !

# કેડી

1. ઈચ્છું ચહૂં એક જ ખાસ,–
લહરીચળક થનગન પાસ
માથે ગગનનો ઉજાસ,
એવી કેડિનો ઉલ્લાસ.
કેડી ભોમ ભમતી જાય,
મોટી, સૂક્ષ્મ, મધ્યમકાય,
નગરે ગામડે ફંટાય,
ત્રૂટે ને વળી સંધાય,
ઉતરે ચડે ચક્કર ખાય,
વન રણ ખેતરોમાં ધાય.
એવી કેડિ વાંછું ખાસ
પાસે સલિલ ખેલે રાસ,
શિર પર ગગનઘુમ્મટહાસ,
રોમે ફરફરે ઉલ્લાસ!

2. દિન દિન તેજ ઓજસ પૂર
દિન દિન વાધવાનાં શૂર:
આંખે નવલ નવતમ નૂર
દિન દિન ભરે, પોષે ઉર.

3. જ્યાં જ્યાં રાત, વાસો ત્યાંય
પ્હૉળી પૃથાખૉળા માંય;
આવે નીંદ પંખીન્યાય
મટકે વ્હાણું આવી વાય!

૪. કદિ કે કૌમુદીનાં પૂર
જાજરમાન કોમલનૂર,
કદિ નક્ષત્ર, કદિ અંધાર,
ઝઝુમી સરે જલ મોઝાર:
ઊંડાં ગયબિ જે પાતાલ,
ઊંચાં વ્યોમ જે નભપાર:
બંનેતણા તાજુબતાર
વિશ્વે રણઝણે તે વાર.
જિગરે સરે એ કંઈ સૂર,
કંઈ શા મર્મરંત સુદૂર!
ઇચ્છું ચહૂં વીંછૂં એહ
કેડી ભોમ ભમતી તેહ:
ને જે વ્યોમ જે પાતાલ
ભોમે, દાખવે કંઇ જેહ.

# ભમતારામ

**"વા વાયાથી નાળયૂં ખસ્યૂં" ... ...**

૧ પડથૂં બીલૂં તાડછે, તાડધૂં ફાટથૂં ચડડડડ!
સૂતૂં સસલૂં ભડક્યું જાણે ધરણી ફાટે ધડડડડ!
ભાગ્યૂં સસલૂં ઉભે પૂછ, એક સસલૂં, સો સસલાં,
જોતજોતામાં હજાર સસલાં! લાખ સસલાં
જાય ભાગ્યાં ઊભે પૂછ
'શૂં છે સસલાં? શૂં છે સસલાં?'
'ધરા ત્રૂટે તડડડડ!'

સસલાં હારે હરણાં ભાગ્યાં, ઉંદર ભાગ્યાં, ધણ ભાગ્યાં,
રોઝ ભાગ્યાં, જાનવર તમામ ભાગ્યાં!
જાય ભાગ્યાં પૂર પાટ: ચારે પગે ઠેકતાં,
ઊંધે માથે ઊભે પૂછ!
ન જુવે જંગલ ન જુવે વાટ,
ન જુવે કોતર ન જુવે ખાત, કોટિ જાનવર!

૨ ધાર ઊપર ભમતારામ, ગાતારામ, રમતારામ,
પંખી શૂં કિલબિલતારામ,
વીણે તોડે ફળ અભિરામ.
સ્કંધે બેઠો પોપટ ભડક્યો ગગને ઉડતા સમડા ભડક્યા,
ડાળે માળે તેતર કાબર હોલાં ભડક્યાં,
ધાર ઉપરની ભડકી પંખી જાત તમામ!
ભમતારામ થયો ટટાર,
વળી, નજર માંડી જ્યાં ક્ષિતિજે કાળી હાર:
માઝા મૂકી દરિયો જાણે ઉલટ્યો આવે હાર કતાર!

૩ તરુવર કેરે માથે ચઢયો જોતામાં ચિત ચીરો પડયો;
કોટિ જીવ આ ઘડિ બે ઘડી માંહિ જાનથી જાયે ખડી!
ભેભાકળ દોડે લઇ જીવ, આંખ છતે પણ અંધ અતીવ,
શ્વાસ નાકમાં માયે નહીં, દોડ તથાપી વિસમે નહીં.
ફાટી પડશે? કાંપમહીં શું ગરકી પડશે?
કરાડમાં કે કડડભૂંસ પિષાઇ જશે?
ને કરાડ તો આ ધારસૉડમાં
વકાસિ મોં પાતાળઉંડી ઊભી છ કરાળ,
એ કોટિ જીવનો એ જ એ જ શું નિશ્ચે કાળ?
ક્ષણમાં સૌ જોઈ એ લીધ:
દરિયો તો એ ઉલટયો આવે, ભમતારામ
તરુવર પર પદ્માસન કીધ,
કુંભક ઘૂંટિ લગણનો પૂર્યો, ભમતારામ.
શંખમહીં ઠલવ્યો એ ઘેરો
શ્વાસ ધુમડિયો, ભમતારામ.
બીજો કુંભક, અને અનેરો
શંખનાદ ફરિને ગજબેરો, ભમતારામ.
ધાર ઉઠી આખી યે ગાજી.
ડુંગર ડુંગર કોતર કોતર મહાશંખ બનિ ગયાં જ તત્ક્ષણ:
દશગુણ શતગુણ ઘોષ ગગડતા
વિલંબિ પડઘા રહ્યા ગજવિ આખું ગગનાંગણ.
ડુંગર ડુંગર કોતર ગહ્વર વિષે હતા જે ગજવર એકલ,
ગજગજિનીકુલ કલભ હતા જે,
ન્હાનાંમોટાં જૂથ હતાં જે,
સૌને એ ઘેરા ઘૂમડિયા શંખધ્વનિની ઝ્હોંચી હાકલ!

૪ પંખીમાં પોપટ છે શાણો
સર્પોમાં છે પન્નગ શાણો,
વનચર વિશ્વે મયગલ ચતુર શિરોમણિ જાણો.
મેઘગર્જના થકી અનેરી
સહસ્ર ત્રંબાળાંથિ વડેરી
ડુંગર કંદર શિખર ખાડથી વધી ગગનગુંબજ ગડગડતી
કાન પડી એ હાકલ કાતિલ, તિહાં ગજેંદ્ર હતો મદમાતિલ
બત્રિસ લક્ષણ, વીર, સાહસિક, કુંભદંતઊંચાઇ અલૌકિક,
–તેણે શુંડતણા રણતૂરે, 'આવો પાછળ! આવો સત્ત્વર!'
એમ સાકર્યા ગિરિમાલામાં હતા એટલા તમામ ગયવર.

૫ ગજેંદ્રશુંડે સરકી, ભમતારામ
બેઠો મસ્તક, કર્ણમૂલમાં નચવત પદાંગુલી સુખધામ.
પદાંગુલીનૃત્યે નિજ મામ સીંચત ગજેંદ્રમીન વિષે અવિરામ.
ગજસેના ઉતરી ગૈ ધાર, દોડી જ્યાં વિકરાળ કરાડ.
સસલાં હરણાં ડુક્કર અંદર
જાત જાતનાં કોટિ જાનવર
બની જૂથ જોજન વિસ્તાર જોજન ઊંડૂં હારકતાર,
આવે ઉલટયો દરિયો યથા માઝા મૂકી ઉછળયો જથા.
અગ્ર અગ્ર ધપતા ચીત્કાર બુંબ પ્રલયકેરા સર્વથા.
પા ખેતરવા બાકી જિહાં પ્હોંચ્યા ગૈ ગજસેના તિહાં
આંતરિ લીધી કરાડટોચ, ખોડી પગ ઊભો ગજકોટ.
સ્તંભ પાંચસો સીધી હાર, વચ્ચે માગ ન જડે લગાર.
કતરાતા બીજા પાંચસો ધાર ચડંતા ઉભા ટટાર.
ત્યાં તો ભેભાકળ એ પૂર પછડાયૂં ગજકોટે ભૂર.

સસલાં ઊપર સસલાં ચડે, દશમૂં કુંભસ્થલને અડે;
જે બળથી આવે પછડાતાં, તે જ બળે ઉડિ પડતાં પરાં.

૬ વાંસલડી ત્યાં ભમતારામ વાય મંદમૃદુ મંજુલગ્રામ.
પ્રલયતણા બુંબારવ માંહ્ય ઝીણા મધુરા સૂર સુણાય.
સસલાં હરણાં કાને પડે ચાર પેયનાં સમણાં સ્ફુરે.
સુધા મધુર ભોજન વિસ્તાર પશુજિગરે એ શીતી–ધાર;
ગજેંદ્ર ઊપર ભમતારામ વાય વાંસળી શી અભિરામ!
વાય વાંસળી ધાર જે ચડે મંદસુમંદ જ ડગલાં ભરે.
ચડાવપંથ ખેડે છે મંદ વાય વાંસળી અતિસુખકંદ.
સસલાં હરણાં પાછળ થાય, વાંસે પ્રાણી માત્ર તણાય.
ઊછળતા દરિયાનો વેગ ચડાવ ચડતાં ઉંચો વિશેક
પડે મંદ; ને વાધે જ્ઞાન ભય ત્રાસ ત્યમ શમે નિદાન.
ટોચ ન પ્હોંચ્યાં ત્યાં તો સર્વ થયાં સાંસતાં, જાગ્યાં સર્વ.
શમ્યો ત્રાસ, અનુભવિયો થાક જે જ્યાં તે ત્યાં પડે અવાક,

કોટિ જીવ આંધીમાં ફસ્યાં ભેંભાકળ યુમ-મોંએ ધસ્યાં,
લીધ ઉગારી ભમતારામ, સાધુ, દયાઘન, રમતારામ.
બનાવ અદ્‌ભુત એ રોમાંચક સુણ્યો મુઝાર પુરાણા જાતકઃ
ફળ્યો ફરી ઉલટે બલવંત ગુર્જર વાંસળિએ એકચિત.

## બુદ્ધ

# સિદ્ધોની વાણીમાં અપ્રિય સત્યનું સ્થાન

ઉપવન

અભયકુમારતણા ઉપવનમાં અતિથિ તથાગત ભિકખુસમૂહે.
ઉપવન એ સર કુંજ વિવિધથી ફુલ ફલ ગંજ સુગંધ ભભકથી
મૃગ ખગ જૂથ વિહાર લલિતથી સુરપતિબાગ સમોવડ સોહે. ૬

દેવદત્ત

મુનીન્દ્ર આવ્યો ત્યહિં દેવદત્ત, ઘણા સહે શિષ્ય; મુકામ સારો
ન પામિયો; કયાંક કર્યો ઉતારો. ન સોઇ જ્યાં,–સુન્દરતા ઉધારો !
થયો અદેખો અતિક્રુદ્ધ, તો યે ગપાવિને આશય સૌમ્ય મોંએ
ઉભો; અભેરાજ જ્યહાં ઝરૂખે વિરાજતા;—માર્ગ વિશાળ પ્હોળો
ખુંદી રહ્યો ઉદ્ધત શિષ્યટોળો. ૧૫

ભવનચૉક

ભવનતણાં ગજ—બાર ઉઘડતાં ધસમસ શિષ્ય ધસે વડ–ચૉકે.
તરુવરની સલિલાશય ફરતાં શબલ સુશીતલ છાય–વરતુલી
વિવિધ બિછાત પરે પડિ ટુકડી દશવિશ શિષ્ય, વિશાળ શિરીષા
ઉદુંબર સપ્તક જાંબુ જટીશા ચમરિક શુભ્ર–થડા બકુલેશા
તરુવર હેઠ જમાવિ સુખાસન, અપુરવ શાંત, સુલોલુપ આનન,
ધિરજ અધીર ધરે દુખ–ભૂખે. ૨૧

શિષ્યો

સુથાળ ફંડાં રસ અન્ન પૂરાં પરંતુ પ્હેલી ટુકડી જુવે જ્યાં,
ઉઠી ઉભા એ દશવીશ સાંઢ, તિરસ્કરે સાત્ત્વિક એહ ભિક્ષા.

"ભલે ભરે આ ગુરુજનિ કુક્ષા, ચહૂં અમો આમિષ માક્ષિકાઢય."
ગૃહી ન ટોકે અતિથીચ્છનાને, અપાત્રસેવા ય સુભાગ્ય માને. ૩૪

પ્રશ્ન

અભયકુમાર નમી ગુરુજનને નિજ ઝરુખા નિકટે શુભ ઓટે
વિમલ બિછાત રચી, કરિ સ્વાગત કુશલ પુછી કરિ પૂજન ફલ રત–
રતનાં સ્વાદુ સમર્પી, તર્પી, "તપોધના, અવ ચહુંં," કહિ જાચે
"શબ્દશરાવલિ તવ, જે સાચે ભવદુખ કાટે, એકજ ચોટે!" ૪૨

પક્કાઈ

પ્રસંગ ઇચ્છેલ વદ્યો જ સૉાડે લહી અદેખો, થઇ સાવધાન,
સુસજ્જ રાખ્યો શર શાબ્દ છોડે, વિનમ્રતામાં લપવી ગુમાન.
મુનીંદ્ર હૂં કિંકર અલ્પશક્તિ, ન શિષ્યવૃંદે ય પુરો પ્રતાપ,
તપો હજી પ્રૌઢ તપી રહ્યો છૂં, ભજૂં હજી મૌન જપંત જાપ.
હું તો હજી સાધક સિદ્ધિકામી, નથી હું સિદ્ધો સમ પંડસ્વામી.
મ્હને ન સિદ્ધોચિત પ્રશ્ન યોગ્ય, પરંતુ છે સિદ્ધ મહાન આંહીં,"
"'જી, છે કૃપાળા મુજ કુંજમાંહીં,"' એવા મહાસિદ્ધજ પ્રશ્નયોગ્ય." ૫૬

શાબ્દશર

"સાચી અગર્વિષ્ઠ વદો છ વાણ, અહો તર્યાં પંથ–ઘુણા સુજાણ!
કહો કયો આપજ પ્રશ્ન આજે પુછયો ત્યહાં દર્શનવેળ છાજે."
"સુકીર્તિ સિદ્ધોનિ ન વ્હાલિ કૉને, કલંકઘોળૂ પણ લોક–લૂલીઃ
પ્રમાણ ના લેશ, ગણે ન કોઇ, વદે વદે છિદ્ર તથાપિ સોઇ."

"વદે છ શું બુદ્ધવિરુદ્ધ લોક?" "અરે નર્યું પૈશુન, છેક ફોટ!
પુછો તથાપી પુછવૂં ઘટે તો, લપેટિ આચાર–ગુંચે રુચે તો."
પુછ્યો કઈ રીત અભેકુમારે અને કયો પ્રશ્ન, કથા ઉચ્ચારે. ૭૦

દર્શન

અભય સહે નિજ સાત વરસનો શિશુ પણ આગત દર્શનકોડે,
નમન કરી સકલીંગ ચરણમાં હસત ચડંત તથાગત–ક્રોડે.
અભય પ્રસન્ન બને નિરખી સુત ઉર કરુણાનિધિ વિભુ ઉર લાલિત,
દ્રુમપતિબાહુ પરે અધિરોપિત તરુ સમ અદ્દભુત સુરખ વિકાસિત.
મહાપુરુષ–અંગુલિ કચ ગૅલે, શિશુદગ ગિરિગજધીંગાં માંસલ
અંગ અંગ પ્રતિ વિસ્મય રેલે. કથક ઘડી સમરે છે રાહુલ,
–તડિતશીઘ્ર પણ બોધ લહે છે, વત્સ સકલ જે શકે ગણી સમ,
મૃગ ખગ જાન-ખલક નિજ શિશુ સમ, નભસમુદાર ઉરે એ અંગત
સ્મૃતિઝરણું ય સુધારસ રેડે. ૮૭

બુદ્ધપ્રભાવ

મુનીંદ્રનો પેચ 'કુમાર ભૂલ્યા. વિશ્વાસ્ય આ લોચન વ્હાલસોયાં.
પ્રભાવપ્રૌઢૂં રતિકોમળૂં આ હૈયું, જયહાં લોક કુદી પડીને,
જળે યથા ગાત્ર, મળો તમિસ્રો ભવોતણા ગંઠિત ધોઇ ધોઇ
શકે પિછાની ચકિતાક્ષ સાચો સખા પુરાણો નિજ અન્તરાત્મા! ૯૫

વાઙ્મર્યાદા

"પ્રભો, મુનીંદ્રે શર શાબ્દ આજે બપોરના ભોકયું લપેટી વ્યાજે,
હજી યથા વૃશ્ચિકડંખ દાઝે." "વિરોધિ જિવ્હા ય વૃથા ન છેક,

હશે કશું સત્ત્વ,—કરી વિવેક કથો જ તે ડંખઉપાયકાજે."
"સવાલ તો વાઙ્મયનીતિ કેરો. વદી ગિરા સત્ય થતી પવિત્ર,
અસત્યથી દૂષિત શીલઘાતી વગોવતી જેમ, સ્વયં ડઘાતી,
ન લેશ શંકા ઉઠતી જ અત્ર. વળી વદી વાક્ય હિતાર્થ પ્રાણી
હિયે રતી, મેળવતા સમાણી. કદી જ મીઠી પણ સત્યવાણી.
હિતાર્થ તો પ્રાય કટૂ કઠોર; વળી ઘણા યે જન સ્વાર્થચોર,
વિશંકતા અંગત સ્વાર્થજુગ્તી, ઝિલી શકે તે શું હિતાર્થ-ઉક્તિ?" ૧૧૩

સન્તાચરણ

અભયવચે વક્ષ:સ્થલ મ્હાલે, દગશિરકંધર બને અડગતૂં;
ઋજુ શર શી ઉપદેશક અંગુલિ,–શબ્દ ગભીર ઝરે સમ ધારે.
"જગ જન પામરથી બદ્બદતૂં કૃતિવચ મહીં પરસ્પર હીણાં:
કૃતિવચ એહ પરસ્પર દીનાં નવ કહિ નીતિનિયમ ક્ષમ કહાવે.
નિયમન નીતિતણાં સંતનનાં કૃતિવચ મહીં જ અભય અદીનાં:
કરુણ, હિતે રત, સત્ય જ નિગળત, નિજપરભેદ કદાપિ ન સમરત,
–લક્ષણ સંતનનાં જગ ગાવે. અભયકુમાર, બનો ભયજિત, મુજ
આશિષ સહ વચ ચિંતવિ ભાવે." ૧૨૮

શર છૂટે જ છે

ન બાણ છૂટયૂં અટકે અધૂરૂં અભે ચલાવે કરવાજ પૂરૂં.
"શ્રુણો કહૂં સર્વ મુનીન્દ્રબોલ વદ્યો જ જે એ અતિનમ્ર ડૉળ:
'અને કહે લોક–ગમાર લોક!–કહે નિરાધાર, વળી બનાવી,
અદેખ દ્વેષે જુગતૂં સજાવી, કહે બધૂં દૂષિત, છેક ફોક.
તથાપિ કહેતા વિરમે ન,–' તેથી અહો કપાતૂં શું મુનીંદ્ર હૈયૂં!

ને ભક્ત એ સાંખિ શકે હિણાતી પ્રભો, ત્હમારી કયમ સિદ્ધ-કીર્તિ !
વદે શું એ લોક ? દિયે શું આળ ? 'ગિરા ત્હમારી વસમી કરાલ:
ન હોય ઉદ્વેજક સિદ્ધ--વાણી: સુમિષ્ટ તે કયાં ! તમ કયાં કટાણી !" ૧૪૪

ચીલઝપટ

ત્યહાં શિરે ચીલ તણે ઝપાટે લુંટાય ભંગાય કુલાય કોય.
ઉડી ગયો ચીલ ગ્રહી શિકાર, પડયાં ગરી એ મધુકીર બાળ.
ભુમી પડયૂં જાન ખુવે પછાટે, ઝિલાયું બીજૂં પણ ફૂલ-પાટે.
ભલે તડિદ્વેગિ બન્યૂં, બન્યૂં તે: ઉંચે ખગો રોકકળે વૃથા તે.
ભલે અચિંત્યૂં બનતૂં, બન્યૂં તે : પછી જનો રોકકળે, વૃથા તે.
ક્ષુધારુજામૃત્યુજરા શિકારી: શિકાર સૌ રોકકળે, વૃથા તે. ૧૫૬

કપોતરક્ષાણુ

અભયસુતે કરિયૂં મન ઉઠવા ફુલતરુ ઝીલ્યું કપોત ઝડપવા.
કિસમત ચીલ ચુકાવિ ન વિરમ્યૂં, જતનનિમિત્ત અલૌકિક નિરમ્યૂં.
"નહિ નહિ વત્સ!" વદંત દયાઘન "નવ પડવા દઉં એ તવ ચોટે.
મધુશુક તો શુકજગતે બ્રાહ્મણુ, સકલ કરેં વિદ્યાર્જન દોટે.
અભય, લિયો શુક, ગુરુને દેજો, વય વધતાં નિત ભણવે, કહેજો.
મધુશુકરત્ન સહજ કર લાધ્યૂં, અતિ બડ ભાગ્ય ફળે, યદિ વાધ્યું."
અભય લઈ નિજ ખેસ અમૂલ્યે જતન કરી ઝુલવે શુક કોટે. ૧૭૦

પિતાઆચરણ

અને હવે પ્રશ્નસડંખ પેલો, સિદ્ધાન્તવાચે ઉકલી ગયેલો,
દૃષ્ટાન્તવાચે ફરિને ઉકેલું, સમૂલ એ દાહક ડંખ ઠારૂં.

પ્રરોહ આ લાડકડો ત્હમારો, પિતા-ઉરોને નિજ પુત્ર વ્હાલો.
પરંતુ એ બાળપણે ન પેખે હિતાહિતો, હદ્દ ન એક દેખે;
લહે ન મર્દાઇ દઢાય શાથી, ન રોગ સાંખે, ન રુચી દવાથી.
નહીં જ ઉદ્દેજક વૅણ કહેવાં, નહીં જ ઉદ્દેજક કાર્ય લેવાં,
કહો પિતાથી હિત પુત્રનૂં એ સધાય તો કેટલડૂં કદા યે ?
પ્રધાન ને જ્યાં હિત અન્યકેરૂં, ને અન્ય હો દીન અનાથ છેક,"
-"યથા ગયૂં આ અચલૂં અચારૂં !"-"અહો તિહાં ચાપલ પુત્રકેરૂં
નિયંત્રવાનો જ ઘટે વિવેક.
કંઈ વળા પુત્રમુખે ગળાતૂં, પેસે, કંઈ પુત્રડિલે ગુંચાતૂં,
-પ્રતિક્રિયા દુઃખ દિયે ભલે ને, પ્રતિક્રિયાથી રુધિરે વહે ને,
પ્રતિક્રિયા આપદ ટાળતી તે કર્તવ્ય, ઉદ્વેજક તો ય, છે તે.

સિધ્ધાન્ત સીડી

"સિદ્ધાંતે કર્મ સંતોનાં દષ્ટાંતે તો પિતાતણું
ધર્મ રૂપે જણાવંતા મૂંઝવો છો મતિ, પ્રભો,"
"પ્રશ્ન છે સિદ્ધ માટેનો, ન પિતાનો, ન સંતનો.
યોગ્ય જે તાતકર્તવ્ય, સંતોચિત સવાઇ તે.
યોગ્ય જે સંતકર્તવ્ય, સિધ્ધોચિત સવાઇ તે.
પુત્રથી છે પિતા મોટો પિતાથી સંત તેટલો;
પિતાથી સંત છે ઊંચો, તેટલો સિધ્ધ સંતથીઃ
સિધ્ધ સંત પિતા સીડી ધર્મોની વાણિ કર્મના.
ભાવના પકવતા કેવી દૂર, તે પણ ચિંતવોઃ
સિધ્ધ ના, સંત તે કાચો, સંત ન્હૈં, તે પિતા નથી.

અન્તિમ વચનામૃત

“અપકવ બુદ્ધિ, નવ ઊર્મિ તાબે, બધા ય તે બાળ, ન માત્ર છોટા.
સુપકવ બુધ્ધી, વશ ઊર્મિગ્રામ, હિતૈકલક્ષી, નર તે જ મોટા.
વિરલ દિસે નહિ વેશધરંતા, નિતાંતવિરલા સુપકવ સંતા!
નિજપરભેદ ભુંસાય કિહાંથી, હિત પરમે વજ્જર રતિ ક્યાંથી,
જગ–તનહા કુલ છંડિ ન માયા, ગુપત નિજાતમ જિહાં ન પાયા.
અગમ નિજાતમ સત્ય સનાતન, અભય સુધામય સિધ્ધ શ્રેય ઘન:
અભયકુમાર, ન અવર પરમ ધન.
સિદ્ધાંતે એક આ સીડી, દષ્ટાંતો તો ગણાય ના:
અનંતાનંત બિંદૂડાં, આર્દ્ર એક રસે રસ્યાં.” ૨૨૦

વદાય

અભયકુમાર નમી વરચરણે ગહન નિદિધ્યાસન ભર નયને
સુત સહ મંદ વળે નિજ ભવને, ગળત તથાગત એ ઘડિ વિજને. ૨૨૪

## રાજ્યાભિષેકની રાતનું રેખાચિત્ર.

૧ હતો રવિ વિરાટ શુક્તિમય ઢોલિયે સુઇ જતો,
હતો ઉદિત ઇંદુગોળ રજતાંશુ રેલાવતો;
અગાસિ પર તે પળે, નિકટ બે જ છે સોબતી,
અને નવજુવાન *સિંહ,—દરબારવકતૃત્વથી,
અનેક નિજ પલ્ટણોતણિ સલામિ ઝીલ્યાથકી,
પુરાણ મઠ મંદિરો કબર મસ્જિદોમાં નમી,
પ્રશસ્તિ અભિલાષ આશિષતણી ઝડીઓ ખમી,
હજાર અતિવ્યંગ–પંગત જમાડિ જાતે ધુમી,
વડી ફજરથી સુસજ્જ અતિભારિ વસ્ત્રાભ્રણે,
નહીં દિનભરે નિરાંત લવ લાધિ એકે ક્ષણે,
—થયો શ્રમિત, દબ્દબે અવિરતેય કંટાળિયો,
ફગાવિ દઇ ભૂષણો કમરબંધ ને નવવરો,
જરીન બદિયાન, શમશેર, સ્પર, બૂટ, ને
ડરેસ લખલૂટ, ધોઇ મુખ પાય વાસિત જલે,
અગાસિ પર મંદ વાયુ વળિ વિદ્યુતી વીજણે,
શિળા ગહન રૂપમોહક અગાધ ગુંબદ તળે
ઘડી તદન સ્વસ્થ બેફિકરચિત્ત બેઠો દિસે.

૨ કહે સ્વજન, 'સિંહ જ્યાં શિતળ રંગિ પાને ગળૂં
પલાળિ જરિ રત્નનેચિથકિ છોડતો ધુમ્રનં ગૂંછળૂં:
"પ્રભો, કંઇ હજાર ગાઉ ધરતીતણા મોવડી,
સવા'છલખ લોકપાલ, અખુટ'ામદાનીધણી,
સગીરપણથી છુટયા, કુલકમાલ સત્તા મળી,
દશે છ અભિનંદનો હરખ ઊભરે ઊછળી."

કહે અવર, "ધન્ય આ દિવસ, બાપુ, સૌભાગ્યનો,
વડો સકલ હિંદમાં, અંહિં હવે વિશેષે વડોઃ
વળી જિવન મ્હારું ધન્ય, નિરખૂં ઉદય આપનો!
તપો દિનદિને યથા સુરજ વૈશદાદો નભે,
ભજો અચલ ભક્તિએ જન અધીન સૌ દેવને!
મિઠી નજર બાપુની સુખ અખૂટ રૈયત ગણે,
ખફા નજરથી ન ઘોર કદિ કોઈ આફત સુણે!
વડા અભયસિંહ બાપુથિ શિ શોભિ ગાદી હતી!
વચે વરસ આઠ ખોઈ નિજ નાથ સૂની હતી;
હવે અભયપાટવી ભરજુવાન નિર્ભય થકી
સવાઈ વળિ દીપજો, પ્રભુ કરો! શતાબ્દો લગી!"
અને ઉભય, "બાપુ, આજ નગરે અને ગામડે
દરેક દિલ ગુંજતું, સુણવિયેં છ તે આપને."

3 સહે લવરિ એ ય જે સ્વજન આમ રેલે સહી.
સ્મિતાકૃતિ હતૂં જ મોં; અનિલની, તમાકૂતણી,
જરીકજરિ પાનની વળિ જગાતણી, પ્રહરની
લહંત લિજ્જત અવાક્ લવરિ એ સુણે ના સુણે,
ગયો શ્રમ ત્યંહીં, ફરી સ્ફુરિ યુવાખુમારી, અને
દબાવિ જરિ ચાંપ જે ગુપત કોચ માંહે જડી.
વિનોદભવને ત્યંહાં મુખર થાય છે ઘંટડી,
અને મિનિટ પાંચમાં ચપળ આવિ દાસી ખડી;
વદે મૃદુ, "પધારશો? મિહિરબા જુવે વાટડી."
"અરે, હજિ જળે હશે નવ લગાડયું સૂકે ગળે
ઘુમી રહિ'તિ ને અપંગજમણે શિ સર્વસ્થળે!"

ઉઠ્યો વદત એમ, ને સ્વજનપાત્ર પાછાં ભરે.
"ખુશાલ વિરમો અંહીં, સમય થાય સીધાવશો,
ન આજ મળશૂં હવે, નવ મળાય કાલે ય તે,
શિકાર વનરાજનો પછિ વળાવવા હાકિમ."
મિલાવિ કર સંચર્યો ત્વરિતપાય રાણીપ્રતિ.
કળી અદુઘડી વયે મિહિર તો ય શ્રદ્ધાતપે
બલિષ્ઠ, અથ નાથભક્તિ મહિં કો ન એને ટપે,
બની ગઈ'તિ 'સિંહકેરિ જનનીતણી સંગતે.
'યુવા–અમલ–તૉરમાં પણ ગજેન્દ્ર મુજ 'સિંહની
અનન્ય કરિણી બનૂં, રતિ–અમી સિંચી જળવૂં,
નિવારું વિષ માત્ર,
અપવલણ માત્ર,'—બસ કામના એહની.

૪ વિશાળ સરસીતણો જળઉછાળ ધુમ્મટ રચી
પડંત ફરિ કુંડ, વિદ્યુતનિ રોશની ત્યાં ખચી.
વિનોદભવને ય માળ ત્રણ શ્વેત જળહળિ રહ્યા;
અવાજ સુણતો દડારમતના પળ્યો 'સિંહ ત્યાં.
સુસીમિહિરને દિઠાં રમત માંહ્ય બિલિયર્ડસની.
અને ગ્રિફિથ રોઝ, ખેલગતિના વસા નોંધતો.
"હલો સુસ! અયે બિરાદર! ભલે પધાર્યાં અહીં
કલાક જલદી, સુખે કરશું મીઠડી ગોઠડી.
ખયાલ પણ હોય શો અમ અધન્ય રૂઢીતણો,
—કહૂં મિહિર?–રે તહમે કદિ કર્યાં છ ઊપોષણો?
પડે મુજ શિરે જ આજ મુજ રાજપદ્ધીતણો

સમસ્ત ભર, તેહની પ્રથમ મ્હેલ તો લ્હાણુ આ
મળી મિહિરને, નથી કશું જ એ ઉઠી ત્યારથી
જમી, નવ ટિપૂંય પીધ અતિઉગ્ર ચૈત્રીય આ દિવસમાં."
"થયો દિવસ અસ્ત, ને' ચરણ પર્સતી 'સિંહના
વદે મિહિર, "આ થયાં દરસ આપ શિરતાજનાં,
હવે ખુશખુશાલ ખાઉંપિઉં સર્વ સૌસાથમાં."
કહે સુસન, "હા, તમામ અભિષેક સંસ્કારમાં
ઉપોષણ બધા જ ધર્મ ફરમાવતા, સ્થૂલતા
અને મદ દબાવવા: તપ બધાં ય અર્ધાંગના
પરંતુ પતિનાં લિયે નિજ શિરે ઉમંગી સતી,
રિવાજ અતિસૂક્ષ્મ એ
અનંગ રતિ પોષતો, નવ જણાય બીજે સ્થલે."
ગભીર મિહિરે કહ્યું, "ફક્ત એમ પત્ની જ કાં,
તપો ભગિનિ ભાઇ કાજ, સુત કાજ માતા વળી
અનેક તપતી સહર્ષ અહિં, ધન્ય નિજ જાતને માનતી."
વદે ગ્રિફિથ ત્યાં સહાસ, "તપભાર ભૂદેવની
કવાયતતયાર ફોજ હળવો કરે રાજનો,
રિવાજ મહિં, સૂસ, એ, ગહન સૂક્ષ્મતા શી હશે?
કરંત વળિ ફોજ એ અતિમહાન સેવા દુજી,
ઢગોઢગ લિયે, નૃપાલધન નિત્ય લીધા કરે,
ન મૂઢ નૃપને કશો સદુપયોગ ધન જેહનો."
"અરે ગ્રિફિથ, શાંત શાંત! તુજ બોલ કલબમાંહ્ય જે
અદોષ અહિં તે જ સૌ દુભવતા બને પાતકી.
મુકી રમત અન્ય ખંડ સહુ 'સિંહ સાથે ગયાં,
અને ધનતણા, ઉંચા પદતણા, અંધીકારના

ઉદાત્ત ઉપયોગ નીચ અપયોગ તે કેહવા,
અખૂટ અતિજટિલ એ જગજુના સદાયે નવા
વિવાદમહિં આમતેમ રસળીત, ઘડિ સંમતિ
વિરોધ ઘડિ પસર્તાં, રિઝવતાં જ રીઝી રહ્યાં.
ગડૂડુધુમ! ગડૂડધુમ!
ગવર્નર વડો, પુરાણુ ઉમરાવ ઓલાદનો,
પ્રતીક બ્રિટિશાધિરાજ્યપતિ કૈસરેહિંદનો,
દમામભર, તોપની ગડગડે સલામી, અને
ધરી સુહૃદભાવ જ્યાફત સ્વિકારવા આવિયો.
નહીં વિગત ખાનપાન ફલફૂલ ઝુમ્મર તણી
નહીં ભભક મેજની, ન મિજબાનના ઠાઠ, ના
ઉપસ્કર, અલંકૃતિ, કશું શકૂં વખાણી અહીં.
કહીશ બસ એક બોલ: અસલી કલાશોભતી
ઘણીય હતિ ચીજ, તેતણું વિશિષ્ટ સૌન્દર્ય તો
અસંખ્ય નકલીતણા ઢગમહીં ગયૂં 'તૂં ડુબી.
ન ભોજન વિષે થઈ વિવિધ વક્તૃતા તે બધી
ઉતારું કવને અહીં; ફક્ત આ સુણો બેત્રણ.
ગવર્નર વડો બુઝર્ગ ય સશક્ત શીકાર ને
ક્રિકેટ હજિ ખેલતો, સર અને નદીમાં હજી
હલેસત હતો તરી; કડકસંયમી લશ્કરી
જબાનકલમપ્રવૃત્તિમહિં નિત્ય ટેવે હતો.
વિવેકમય ને વડીલપણુ જોગ હિતર્વૅણને
પ્રસંગભળતાં વળી મધુર સાધવાની કળા
હતી સુગમ એહને. પણ કદાપિ ત્યાગી વળી

કલા કુલ વિવેક માત્ર, યદિ પાત્ર લાધે અને
પ્રસંગ પણ સાંપડે, થઈ કરાલ તો સૂર્ય શો
કિંવા શિતળ ચંદ્ર શો, પ્રખર તાપ ઠંડી સુધા
અચૂક પ્રસરાવતો.

૬ અથ સલામતી 'સ્મિંઉની
પિવાડત, દિધાં 'ભિનંદન સુયોગ્ય જે એહને
પ્રજોદયતણાં નવા વિવિધતંતુ આયોજનો
વિષે વચન દીધ મુખ્ય દરબારમાં તેહનાં.
કહે વળિ, "તમે સહૂ નકલજોગ યૂરોપને
ગણો છ, પણ એ દિશે સતત સાવધાનીભર્યાં
ભરો કદમ, અંધ વેગભર ના ધસો. એ જ છે
સલાહ મુજ ખંડના પરમ ચિંતકોની હવાં.
વિષાદ મુજ ખંડના વિશદ ફિલ્સુફોમાંહ્ય તો
દિસે છ વધતો જ કે,—વમળમાં ફસ્યા છૌં અમો!
ન રાજ, ન સમાજ, ના વસુકમાણિ, ના વ્હેંચણી,
ન જાહિર ન ખાનગી જિવન, લગ્ન ના, ધર્મ ના,
ન શિક્ષણ, કલા નહીં: નથિ જ માનવી સૃષ્ટિએ
યુરોપમહિં કોઇ અંગ, નવ જે ફસ્યૂં વમળમાં.
ખરૂં, બલથકી વળી ધનથકી અમો શક્ત છૌં
સમગ્ર જગ જીતવા, ખરિદવા, ગુલામીમહીં
કસી જકડવા, અરે વિષ વડે 'થવા શસ્ત્રથી
સમગ્ર જનતાનું ખૂન કરવા અમો શક્ત છૌં.
વળી અવર ગૂઢ શક્તિ પણ છે યુરોપે ભરી,
વિશિષ્ટ અમ રીતભાત અમ રાજ્યતંત્રે, વળી

સમાજમહિં, જીવને, કરતિ પથ્ય,-જેના વિના
પ્રજા અવરને કુપથ્ય બનતી જ તે સર્વથા.
યુરોપ નવ શક્તિઓ રચ્યું વિના મહા બુદ્ધિબલઃ
યુરોપ નવ શક્તિઓ રચ્યું વિના મહા ત્યાગબલઃ
યુરોપ નવ શક્તિઓ રચ્યું વિના મહા સંઘબલઃ
બલત્રિપુટિ વૈદ્ય એઃ પણ દિસંત જો તેતણાં
ફલો વિષમ આહવાં,
અધુકડાં જ જો આહવાં, અહિતકારિ જો આહવાં,
ન સપુરણ તો જનોદય, વિના મહા સ્નેહબલ.
યુરોપ નથિ સિદ્ધ સ્નેહબલમાં હજી, એ ત્રુટી
સદાય સ્મરજો યુરોપનકલી ભલા બંધુઓ
રિવાજરશમો અનેક અહિં ભિન્ન યૂરોપથી,
ન ભિન્નપણુથી જ તે પરહરો, ભલા બંધુઓ.
યુરોપિજન હૂં, ન તેથિ મુજ હક્ક લેશે 'થવા
ગણાય ત્હમને સલાહ કથવા, ભલા બંધુઓ.
મહાપદનિયુકત હૂં, ન મુજ હક્ક તેણે ગણો
જરીય ત્હમને સલાહ કથવા, ભલા બંધુઓ.
ન વેગ હિત સાધતો ગતિદિશા ખરી જો નહીં,
ન ધીચપલતાથકી જ હિત સદ્ય લાધી જતાં.
સમગ્ર નિરખો સુધીર પરખો ગુંચે તંતુ સૌ;
કદાપિ નવ વિસ્મરો, મનુજ માત્રની ક્ષુદ્રતા,
અને રતિતણા ઉમંગભર શુદ્ધ સંચારને
સુધન્ય જ ય માનજો: વહન જો વધે વિસ્તરે
સુમંગલ રતિતણી, હિત બધાં ય આવી મળે."

કરી સલિલ પાન આગળ ચલાવિયૂં હાકિમે:
"ત્હમે નવજુવાન 'સિંહ: હું થયો વયે વૃધ્ધ: તો
સલાહ દઉં તે બધી બસ ત્હમે ઘટે પાળવી,
મતો મુજ તમામને પરમ સત્ય માનો ત્હમે,
—ન આજ મુજ છે લગીર પણ એહવો આશય.
વિલાયત દિઠો ત્હમે; બ્રિટિશ સંસ્કૃતિમાં ત્હમે
રહ્યા વરસ પાંચ, ને સહજ ભાવથી તેહનાં
અનેક રુચિ ભાવના વલણ રૂઢિ સિદ્ધાંતને
દિલે રુધિરમાં ત્હમે વશ બન્યા, યથા જન્મથી.
અહીં રજપુતાઇ પૌરુષ નિશાન તમ છે વડૂં,
ત્યહાં બ્રિટિશ શિષ્ટતાતણું નિશાન પામ્યા ત્હમે.
નિશાન ઉભયે ઉદાત્ત; શુભ આર્યતા એયમાં,
હશે જરઠ એક, તો નવજુવાનિ મોહિત બિજૂં.
પરસ્પર લડાવશો ઉભય, દાઝશો વહ્નિએ,
રચી ચતુર મિત્રતા ઉભય સિદ્ધિએ કૃતિ થશો.
વડીલ તમ હોઉં એમ મુજ ભાવ તમપર ઢળે,
સુખે તમ હું યે સુખી: જરઠ શિષ્ટતા હિંદની
ફરી નવજુવાન થાય, મુજ દેશની આર્યતા
તણૂં સ્વપન એ અમોલ: કણ એક એકે વળી
સમગ્ર જનતા પડે અગર તો ચડે છે ઉંચે
અને પદ મહાન જે કણતણૂં વરાન્વયથકી,
ચડે અગર તે પડે, સહ ચડેપડે કેટલા!
ત્હમે પ્રિય વરાન્વયી મનુજરાજ, ચડજો સદા!
વિશેષ કથવૂં ન લેશ: બસ મ્હારિ આશીષ આ
વડીલતણિ, 'સિંહ, સત્ય કરતા સુખો દ્યો રળો!"

७ રિવાજસર ગ્સિંહને દિવસ ચાર વ્હેલૂં હતૂં
મળ્યૂં બ્રિટિશ લૉર્ડ કેરૂં ઉચ્ચરેલ શૂં ભાષણ.
કહ્યૂંતું ગ્રિફિથે અને, વરસ પાંચ ઇંગ્લીંદના
નિવાસમહિં ગ્સિંહની ચલણ સર્વ જાણી કરી
ગવર્નર વડા થતા અતિપ્રસન્ન બોલ્યા હતા,—
'અહો વધુ કુમાર આમ નિવડે, ફરે ભાગ્ય તો હિંદનાં!"
વરાન્વયતણી જ આશ ધરતી મહા કે લઘુ
હતી ક્ષમ ન બુદ્ધિ ભાવિ કશું ભાખવા હિંદનૂં.
પરંતુ યદિ જ્ઞાન એ ન હતું આંગ્લ હાકેમને,
નતૂં જ નતું ભાન એ પરિઘમાં ય તે ગ્સિંહના.

ગવર્નર વડાનું અંગત વહાલભર્યું ભાષણ
ક્રમોચિત. ન વા, ન ગ્સિંહહૃદયે વિચાર્યૂં ક્ષણ.
વડીલપણ વૃદ્ધનૂં તુરત પૂર્ણ સત્કારિને,
અનેક વળિ મેજબાનતણિ હાજરી ના ગણી,
જવાબ બસ વત્સ-ઉંર શું વડીલના ઉંરને
ઠરાવિ દિધ વાળવા, ઉમળકે સનેહે ભર્યો,
લખી નવ લકીર એક, ન સલાહ કોની પુછી.
તથાપિ સુણતાં જ આ હૃદયરેલ શૂં ભાષણ,
સુપક્વ દૃઢ લશ્કરી વદનકંઠમાં યે નવી
નરી મૃદુલ આ લહર નિજ પરે પડંતી ઝિલી
જુવાન પલ તો ડુબ્યો: પુરૂં થતાં ય બેસી રહ્યા:
પિધા જ કરિ કર્ણપૂરક રસાળ એ આર્દ્રતા.
નિનાદ પણ મેજનો ઝિણઝિણો ય અંતે સુણે,

—અને નજર ઊંચકી ઝટ સચેત રાજા ઉઠયો.
“ક્ષમા, મુજ સુપૂજ્ય નામવર,
બાનુગણ, બંધુગણ, સર્વ દેજો ક્ષમા.
સ્મરે ક્રિકેટનો પ્રસંગઃ હતિ મૅચ આબ્દિક વડી,
ગયો મુજ ક્રમે હું ઇટન-નબીર જંગે ચડી;
દિઠો જગપ્રસિદ્ધ બોલર જ શારદાપીઠનો,
અને થયું મ્હને, હું તો થઇશ કત્લ પ્હેલે દડે!
ગયો પ્રથમ, ને વળ્યા પછિ બિજા ય નિર્દોષ બે,
પછી જ થઇને સચેત રમિયો હું મ્હારી ઢબે.
અહીં પણ થયો વિમૂઢ, મુજ નામવર, આપના
ગભીર અણતાગ જ્ઞાનઘન મિષ્ટ વકતૃત્વથી.
ઘુંટું જ હજી એકડા; ગુરુ ભજૂં હું તો ગુરુ ભજૂં,
દિયો ગુરુ પ્રવીણ જ્ઞાનપરિજ્ઞાનકેરા મ્હને.
કથો ઉદય અસ્ત ઇતિહાસ પૂર્વપશ્ચિમતણા,
ન એ ફિલસુફી વિષે જરિય જામતાં લોચન.
નહીં ફક્ત બોલ બેસમઝ ઊચરૂં હૂં કહિ,
લહૂં અનુભવે ખરૂં, વદું જ તેટલાને ખરૂં.
પરંતુ, મુજ નામવર, ગહન આપનૂં ભાષણ
અહો મુજ પ્રતી અનન્ય અનુરાગ વર્ષી રહે!
હિતેચ્છુ મુજ આપ, વ્હાલપ વડીલની આપમાં
વસી નિરખું રંક હૂં, નહિ પિતા ન માતા મ્હને.
સ્મરો રજપુતી, ઉદાહરત રજપુતી ભાવનાઃ
અરસ્પરસ પાદ્ય દૈ હૃદય-લોહિ યે રજપુતો
પરસ્પર દઈ દિયે, રિપુ બની રહે માજણ્યા!
વડીલ, મુજ નામવર, શિશુ હું આપનો આજથી,

ન હેત કુલધર્મકાર્ય મહિં ઓસરૂં આજથી.
અને મુજ વિષે વડીલ સમ આપ આશા ધરો,
ધરીશ શિશુ હું ય કૈં મુજ ઉરોર્મિયો આપનાં ચરણમાં."
વિમાસિ ક્ષણ અર્ધ 'સિંહ ફરિ બોલવૂં આદરે:
"વસ્યાં અનુભવી ચખે પણ સુરેખ. આયોજનો
પ્રજાહિતતણાં કથ્યાં સઉ સમક્ષ દરબારમાં
પવિત્ર મુજ પૂર્વજોતણિ મહાન ગાદીથિ મેં,
ઘટે સુયશ તેતણો મુજ દિવાનગણ પીઢને:
બન્યો ફક્ત વાદ્ય હું: પદકડી બધી એમની.
દિયે વચન રાજ જે સ્વમુખથી, ફરે તે નહીં,
વસે મુંજ દિલે દઢાગ્રહ સદા ય એ રૂપનો.
અને વચન હૌં તદા ખુબ તપાસું છૂં પ્હેલથી,
અશક્ય હિતરોધિ વા ગુપત અંશ કો એહમાં.
નથી જ લવલેશ એહવું નવાજિશો એ વિષે
તપાસિ લિધ મેં સ્વયં, બિજું બધૂં દિવાનોતણૂં.
હવે કહિશ માહરી કંઇ ઉરોર્મિયો આપને,
અપક્વ શિશુને, વડીલ, સહશો જિ ઔદાર્યથી.
મહાનગર થાય એવું પુર એક આ રાજ્યમાં,
બિજા ત્રણ સુથાનકે, બનિ જશે રૂડાં જંકશનો:
ખિલે બ્રિટિશની પ્રજા, નિકટ ખીલશે આ સહે,
નહીં મુજ વિશેષ ધ્યાન અંહિં ખાસ લાગી ઉઠે:
બિજે જ સવિશેષ છે ઉચિત ધ્યાન આ રાજ્યનૂં.
પિતા મુજ ચણેલ મ્હેલ, ઉતર્યા છ ત્યાં, નામવર,
મણા ન સુખસાધનોતણિ વિશાળ એ મ્હેલમાં.

રચ્યો છ ત્રણ પૂર્વજે મુવલ મ્હેલ આ ફુરસદે,
અમે ફકત એકમાં કંઇ દિવાલ ને ઓરડા
વિદારિ કંઇ બારિબાર પલટયાં ઉમેર્યાં નવાં.
તૃતીય નવ મ્હેલ માટ મુજને કશી ઝંખના.
મ્હને રુચત લશ્કરી છુટક વાસ તંબૂસમા.
મ્હને રુચત લશ્કરી જિવનથી ય સવિશેષ તો
નથૂં જિવન ખેડનૂં, કુદરતી શ્રમે આપતૂં:
નથૂં જિવન ખેડનૂં, સહજ કુદરતી તાલમાં
ઝિણા સઘન રાગરંગમય, સ્વસ્થ, શાંતિપ્રદ.
કથે અમ પુરાણ સૃષ્ટિભર રૂહે ધરી કાચ્યોઃ
નથૂં જિવન ખેડનૂં, મનુસમાજધર કાચ્યો.
હિંઆં નગર આંગ્લ, તેથી નવ ચિત્ત મોહ્યૂં તથા
ત્યાંહાં નગર બ્હારનાં નિવસનોથિ મોહ્યૂં યથા.
અહીં નગર છે સશક્ત, સુધરે સડે વા સ્વયં:
અહીં નગરબ્હારનાં અબળ બાપડાં ગામડાં.
વળી નગર ગામનાં રુધિર ચૂસતાં 'નેકધા
ન તે સહિ ન કે નિવારિ શકતાં જ એ બાપડાં.
નહીં નગરથી: પુના રુધિર પ્રાપ્તિ લવ ગામને,
ન ચૂસિ શકતા સ્વયં, ન નગરે ઋણજ્ઞાન વા:
સુધારું સ્થિતિ એહ, એ મુજ ઉરોર્મિ સાચી વડી,
મહા કઠણ કામ છે, નિરખું તે ય ચોકખૂં વળી:
ન કાયમ સુધારણા, ન જનતા કરે જે સ્વયં.
અને જિવન તો વિચિત્રગતિ રાયનૂં રંકનૂં,
નહીં જ અભિલાષતૃપ્તિ અંહિં લાખમાં એકને.

અલભ્યઅભિલાષ-ખેદ સમ રાયને રંકને,
દિસે મનુજજંતુ તુચ્છ, પછિ રાય કે રંક કે.
હજાર અતિવ્યંગ આજ નિરખ્યાં જમાડયાં સ્વયં,
પળોપળ લહ્યું તદા જનસમાજ ને તેમહીં
કણો કણ અતીવ પંગુ, પછિ રાય કે રંક કે.
કણો કણ સુદૃબળો જ, અભિજાત કે નીચ કે.
ચહો રતિ બઢે બધે ફિલસુફીબળે, નામવર;
ચહું રતિનિ હૂંફ હૂં સકલ રાયને રંકને.
ભલે પ્રિયજનો શકે ન અભિલાષસિધ્ધી દઈ,
દિયે હૃદયબાથ ને જિગરના ઉન્હાં આંસુડાંઃ
સુધાસમ બની રહે ઉભય, ને રળે તાજગી
ફરી ઉભય જીવ એ ભર ઉપાડવા ભવતણો.
સુણી મુજ બયાન આ સુઘડ આંગ્લ, મિત્રો મ્હને
કહો ખુશખુશાલ, હૂં નહિં જ આંગ્લ, હૂં હિંદવી.
ભલે હું રહું હૂં અસલ, અવર સૌ ભલે રહે અસલ;
વસે રતિ વિભિન્ન યુગ્મમહિં, મોહ છે ભેદમાં,
બને દ્વય અભિન્ન એક, નહિ મોહ ના પ્રેમ ત્યાં.
અરે પણ મ્હને ક્ષમા, સકલ બાનુગણ બંધુગણ,
ક્ષમા મુજ સુપૂજ્ય નામવર, આપ સૌએ કરી
કૃપા મુજ લવ્યું સહ્યું; મુજ પ્રસંગ શોભાવિયોઃ
હવે ન વદું શબ્દ એક, બસ લ્યો હું બેસી જતો.”
૯ ઉમેરું અવ બે જ ભાષણ વિનોદમય જે હતાં.
હતો જ ક્રમ નૃત્યનો ત્રણ કલાક ખાણા પછી,
થવા સમય આવિયો, અવર સ્વાસ્થ્યપાનો પત્યાં.

ઉઠ્યો કુંવર રત્નસિંહ (પિતરાઇ એ ’સિંહનો),
“સલામતિ લિયો” કહે, “પ્રિય બુલંદ મ્હેમાનની.
ભલે અહિં પધારિયા, જઈ સ્વકીય સ્વર્ગે ફરી
ન મર્ત્ય જગ દૂબળું ભુલિ જશો અમારૂં જ આ.
પછાત છિંઇ સર્વથા: અતિથિ ચાકરી માંહ્ય પણ
નહીં જ કદિ યે પછાત,” કહિ એમ લીંબે કરે
ભરેલું નિજ પાત્ર ઊંચું ધરિ જેહ ખાલી હતાં
તમામ ભરવા ફરી જિકર આદરી એહણે.
ત્યહાં ખુદ તણો ઉઠ્યો હસમુખો વડો એ. ડિ. સી.
જવાબમંહિં તે કહે મિનિટ ચાર સ્વાગત જુનાં
વખાણિ લઇ, “આજ તો સ્વપનમાં ય એ ના કશું,
બધો જ વટલી ગયો ભરતખંડ, ના મૂછલાઇ
ન વા રજપુતાઇ કે રહિ કયંહાં ય, દેહલીથિ તે
યથેચ્છ નિરખો ભલે વન પહાડ રાનો વિષે
પછાત અતિ રાજ્ય જે, ત્યંહિં ય પામશો તેજ તે
યુરોપનકલી જ ખાણિપિણિ ખેલ ને સભંરા.
યુરોપ જ ખડો થતો સ્થલ સ્થલે, ન રહેતી મણા!
રુચે નવ રુચે, ન શબ્દ ઉચરાય મેમાનથી,
રહ્યાં જ ઉપકાર વૅણ વદવાં દિલોજાનથી.
અને કહું, સમારું એક ચુક?—કાં બધા ભૂલિયા?
ન યાદ રહ્યું ખાનમાં? અગર પાનમાં ડૂલિયા?
લિયો હજિ લિયો બિરાદર, સલામતી બાનુઓ
તણી. વિસરતા રખે, રહમ એમની જો ચડો,
જવાબ વદવા વળી જિભલડી ન ચંદ્રાનને,

વિનંતિ કરું તેથિ હૂં, મુખર બંધુ જે સાજનેં,
ઉઠી રમણિયો વતી લબ હલાવવા તેહણે.
દિસે જનવિષે વધૂ મુખર મર્દ જે લશ્કરી,
અને લશકરીમહીં ઉમર જેહની નાધડી.
વિનંતી કરું એટલે મુજ સખા ગ્રિફિથ રોઝને,
ઉઠો ખુશ કરો પ્રસારિ નિજ મોદ ખુશબદનને."

નસીબ ખુશ કોઇનાં જનમથી દિસે છે જગે
રળે કંઇક લોકપ્રીત નિજ નામનાથી જગે,
હતો હસમુખો છપાઇ ગયલો વડો એ. ડિ. સી.,
વદે પ્રથમ વાક્ય કે હસવું ફૂટતૂં ચૉગમે,
મજાક નઅળીય તે સઉ વધાવિ લેતા, અધ
વચે ક્વચિત સોગઠીય હણતો પ્રસંગે ચગી.
હસે અંહિંતંહીં ત્યહાં હસનચેપ ફેલાય છે,
વિવેક અદબાંદિ તંગ હળવા પડી જાય છે;
મળે સ્વજન ખાનપાનરસ ઉત્સવે સાથમાં,
વહે હરખ વેગમાં, ઉછળતો રમે લાડમાં;
તરંગ વધતા કદાપિ ટપિ જાય છે શિષ્ટતા,
—બને ન પણ એ કદી અમલદારમેળાવડે.
તથાપિ સ્થિતિસાથમાં કઇં ગભીરતા ભૂલતા,
પડે વદવું તો તિહાં છછુરું છેક જલ્પી જતા.
દશા ગ્રિફિથ કેરિ હાવિ થઇ આ પ્રસંગે, અગર
હસાહસ વિષે ન ધ્યાન દિધ કોઇએ તે ઉપર.

૧૦ વદ્યો ગ્રિફિથ: "જુલ્મ છે અસહ, બાનુઓ, આપનો,
સમાન હક કાજ આપ ઝઘડો છ સૌ ક્ષેત્રમાં,

અને અંહિં પડ્યૂં મુકી પલક ખાનને પાનને
જરીક ઉઠવૂં પડે, ઘડીક વદવૂં પડે,
તુરત ત્યાં—'અમે બાનુએ !'''
હસાહસ વચ્ચે ત્યંહાં ધુરક્યું કોઇ શ્વની સમૂં.
'નહીં, નહિ !' વદી ઉઠે ગ્રિફિથ તુર્ત, ''મસ્તી નહીં.
ક્ષમા ચહું છ, મેં જ આદર કર્યો નહીં છાજતો,
ન બાનુગણટોકણી વિષય માહરો આજ તો.
ઉંડા ઉતરી બાનુભાવમંહીં, શકય તો બાનુ જાતે બની,
ઘટે વદવું આ પ્રસંગસર બાનુવક્તૃત્વથી !
પરંતુ છઉં ભાગ્યવાન, પથ સ્હેલ બીજો જડે.
સભા રમરૂં છ એક બાનુગણની જ સિમ્લાવિષે.
ત્હમે સહુ દ્વિમાસ માસ જ વસો છ સિમ્લામહીં,
નિવાસ મુજ ઊભું ત્યાં વરસ માહરે બંગલે,
ચણ્યો પ્રથમ મ્હેલ પૂર્વજ–વરેજ એ સ્થાનના શોધકે.
બયાન કરૂં છૂં સભાતણું, પ્રમાણ તે જાણજો.
ઠરાવ કહું મુખ્ય એ જ વિષયે સભાએ ઘડયા.
ઠરાવ પ્રથમો ; શિવાય શિશિરે ન પાર્ટોત્સવો,
નહીં જ નહિ ગ્રીષ્મમાં. પછિ, દ્વિતીય, રાજાજિએ
દરેક વરસે તિથી ઉજવતાં ભલે હાકિમો
અને મરદ અન્ય સૌ ભુલિ જવાય, બાનૂ ન કો
કદાપિ ભુલવી ઘટે: દિવસ સાત જો તેડશો,
નિમંત્રણ મળ્યે હરેક ઝટ આવશૂં ઉત્સવે.
તૃતીય, અમને પુરિ રિઝવવા મહીં નૃત્યની
ત્રિરાત્રિ નિમવી ઘટે. વળિ હવે ઘણાં રાજ્યમાં

કમી કરિ નખાય છે પ્રગતિને મિષે હાથિયો.
નથી પ્રગતિ એ ખરી. સુભગ સાજ અંબાડીએ
સુશોભિત ન અન્ય હાથિ સમ ભવ્ય કો વાહન.
અમે હરખિયે અતી કરિસવારીથી, ને વડી
પ્રસન્નમન બાનુઓ પ્રગતિ સર્વ રાજ્યોતણી.
પ્રસન્નમન બાનુઓ થકિ જ દેવ દેવી રિઝે,
અરે મનુજથી જિતાય, ઉચર્યા મહર્ષી મનુ !"
હસાહસ ઠરાવ એક પછિ એકથી ઊભરે,
થશે જ અતિરેક શૂં, ગ્રિફિથ એમ ટૂંકૂં કરે.
"બિજા પણ હતા ઠરાવ, નવ તે મ્હને સાંભરે,
નથી અહિંનું ખાનપાન સ્મૃતિપોષનારૂં ખરે.
પરંતુ બસ આટલાય. યદિ એકબીજા ચહો
સ્ત્રિયોનું સુખસ્વાસ્થ્ય, તો સુખગણે છ શાને સ્ત્રિયો
બતાવિ દિધ સાફ મેં. સુખ બધૂં બધે ના મળે.
ગણો પણ ન વૅણ એ અસલ હિંદવી ચિત્તનૂં,
યુરોપમહિં યે ન ક્યાં કૃપણ દૈવ ત્યાં જેટલૂં,
અને જરિ થિયે લિયે મન મનાવિ સ્ત્રીઓ ઘણૂં.
અહીં તુ મળ્યું ખૂબ, તે ન ઉપકાર સ્ત્રીઓ ભુલે.
અને વખત છે થયો, થઇ ગયો હવે નૃત્યનો
જુવે છ અવ સર્વ બાનુગણ નૃત્યની વાટડી,
ચલો, પિણું કરો સમાપ્ત, વહિ જાય છે રાતડી.
સુણો અયિ સુણો જિ સુક્ષ્મ શરૂ થાય આલાપ પણ બૅંડનો!"

૧૧ ન નાચ કદિ મેં કર્યો, નવ સુજાણ સંગીતનો.
બયાનમહિં આ નિશોત્સવતણા ભલે અંશ એ

રહો અખિલ વાચકોતણિ સુકલ્પના—આશ્રયે.
કુવ્યૂં છ કવિએ, પડે શ્રવણ ગાન, તેથી ચડે
અખૂટરસ, કામરૂપ, મનમૉજકલ્પ્યા ધ્વનિ.

મુહૂર્ત ખુદ વ્હાઇસરૉય થકિ થાય રાણી સહે,
બિજૂં યુગલ વ્હાઇસરૉય દુહિતા સહે ગંસિહનૂં;
ત્રિજૂં યુગલ રત્નસિંહ સહ એ. ડિ. સી. – બાનુનૂં;
ચતુર્થ સુસિ સાથ એ હસમુખા સુનિષ્ણાતનૂં.
પછી ક્રમ વિના બિજાં યુગલ ઊતર્યાં નાચમાં,—
અને અતિથિ, અન્ય પ્રેક્ષક, તિહાં જ કે બ્હારનાં
લતાતરુ વિષે, વિશાળ બગિચે, છુટાં, સાથમાં,
મિઠા અનિલમાં, વિનોદ પર બેસતાં, ટેલતાં
યથેચ્છ લઘુપાન ક્રીમ ઉપખાદ્ય સેવી રહ્યાં.
હતા શરબતો, હતાં ફરસ મિષ્ટ દેશી વનાં,
સુરંગ હતિ રૉશની, વિવિધ સંવિધાને રચી.
સુદા ઝરત ચાંદની પ્રતિ રસાર્દ્રને પ્રેરતી.
કલામય ખુણેખુણે વળિ હતાં નિભૃત થાનકો
યુવાયુગલ ગોઠડી રતિ વિનોદ કાજે રુડાં.

યુવા ગ્રિફિથ જેહવા, રસિક એ. ડિ. સી. શા, મચ્યા
અતૂટ અવિરામ નૃત્ય પછિ નૃત્યકેલી મહીં.
હતો ચરસ'સિંહને ય. મિહિરે બિજું એ. ડિ. સિ.
સહે ફરજ માનિને ફકત એક સ્વીકારિયૂં.
ત્રિજૂં ગ્રિફિથ યાચતાં, સ્મિતમુખી કહે 'કાલ,' ને
સુતાસહ વિરામતા અતિથિ શ્રેષ્ઠ પાસે જઈ
ગુંથાઇ મૃદુ ગોષ્ઠિમાં સરલ ને ગભીરી ઢબે.

ગવર્નરસુતા પુછે, "નિરખશો યુરપ ક્યાહરે ?"
"નથી વખત 'સિંહને, વરસ એક બે કે વધૂ
અહીં અમ પ્રજાવિષે જ નગરો અને ગામડાં
દરેક મંહિં લોકનાં સુખદુખો ચહે તાગવા."
બુઝર્ગ વદતો, "ખરૂં: પ્રથમ જોઇએ દર્શન.
પરંતુ નવ ઊકલે નજર બાળને કાયદા
દિસે સુકર જેહ ચક્ષુ વિવિધજ્ઞ વ્યુત્પન્નને.
યુરોપ જવું માત્ર મોજ કરવા, નથી તે રુડૂં,
ભલૂં ન થતું કોડિ માત્ર કદિ તે પ્રવાસીતણૂં:
ખુવે વખત ખર્ચ થાય, ઉડિ જાય છે તે બધો
અભાવ ઉપજે સ્વદેશ પર, જાતકર્તવ્ય પર,
કહો અહિત હોય કોઇ કદિ તે થકી યે વડૂં ?
અહીં પણ જિવ્યું અવન્ય નિજ મોજશોખે ફર્યું,
જવૂં યુરપ એજ ખાતર કહો જિવ્યું તે કશૂં !
અનેક નૃપ ને ધનાઢ્ય અંહિંના વિષે આ કહૂં,
જાણૂં છ હિત-હિંદ કાજ, બબડાઇ તેથી ગયૂં.
ન અંગત ગણો,–ખરે જઇ યુરોપ 'સિંહે સ્વયં
પુરો સદુપયોગ કીધ, ઉર બુદ્ધિ વિકસાવિયાં.
સુબીજ દૃઢ શુદ્ધિ પૌરુષ બધેજ ખીલી ઉઠે,
સુપાત્ર ક્યહિં યે જતાં દ્વિગુણ પાત્રતા કેળવે."
"પિતાજિ, મુજ પ્રશ્ન પાછળ હતો ન કો આશય,
પુછ્યો સહજ. મોટિ કે લઘુ તમામ વાતે તહમે
જુવો છ ફરજે જ, ને લઘુ કરી દિયો છો મદત.
અવશ્ય મનુ સર્વને શિર વિશિષ્ટ કર્તવ્ય છે,

ન તો ય મનુજે જિવાય દિનરાત કર્તવ્યમાં :
જુવાન મનુજો ન સ્વસ્થ સમતોલ જીવી શકે
વિના રમત ને વિનોદ, મનફેર, સ્થાનાંતર,
વિના સમવયસ્ક હાસ્ય સમભાવ ને સંગત."
"જુવાન શિશુ વૃદ્ધ કોઇ વણ નીંદ જીવે નહીં,"
વદી સ્મિત કરી ઉઠ્યો ઘડિ નિહાળતો હાકિમ.
ઉઠ્યાં મિહિર ને સુતા, સુસન ગંસિંહ તે દેખતાં
સરી નિકટ આવિયાં, ત્યજત નૃત્યનૂં વર્તુલ.
વળાવિ અતિથી વડાં મિહિર કહે, "સુસી, જો ચહો
સુમંજુ ભજનોનિ ધૂન, મુજ સાથ ચાલો હવે."
ઉમેરત નિહાળિ 'સિંહ અનુયોગ સૂસીમુખે,
"કરે મિહિર પૂર્ણ જાગરણ. મંડળો ભજનિકો
તણાં, સરલ સાજથી, ઉમળકે જ નાચી ઉઠી,
જમાવિ મુકશે પ્રભુસ્તવન ધૂન, સંતોતણાં
પ્રસિદ્ધ મધુરાં સુસત્ત્વ ભજનો જ લલકારતાં:
સુણંત ઋજુભાવ જે પુરુષસ્ત્રી મળ્યાં સેંકડો
ભુલે તરસ ભૂખ ઊંઘ સઉ વાસના પાશવી,
ભુલે વખત વ્હેન, જાય વહિ ધૂનવ્હેને નિશા !"
"અહો સજિવ ઝરણું એક પ્રિય હિંદના પ્રાણનૂં,
અદૂષિત વિભૂતિ એક પ્રિય હિંદના ધર્મની !
જરૂર નિરખૂં, પિયૂં રસ અભોમ પીવાય તે,
મુકી વતન આવિ છૂં ગહન હેવું પ્રત્યક્ષવા."
"પુરો પણ કરો સુસી, સુભગ એક આ નાચને ?"
"ભલે," ઉચરતી મિહિર. સુસિ પુછે, "અને તે પછી

ત્હમે અહિં જ રસિકો, કે ભજનમાં સહે આવશો?”
“અહીંથિ નિકળી સહુ, સુઇ જવા જશે પાધરા,
પરોઢથિ જ છે .શિકાર વનરાજનો, કાં ભુલ્યાં?”

૧૨ ન એ ભજનધૂન વર્ણવું હું આ અહેવાલમાં:
મ્હને પ્રિય ઉદાર પાઠક ચકોર, દેજે ક્ષમા.
અનેકવિધ તંતુ મેળવિ ગુંથ્યો છ આ ગોંફને,
નહીં ભજનતંતુ માંહ્ય હુંથિ ગોઠવાતો કયમે.
કલા કંઈક સાધ્ય છે, અજબ કૈંક આવી મળે;
ઘણી ફરિફરીફરી મથનમાંહ્ય શ્રદ્ધા મ્હને.
પરંતુ નવ એ વિરાટ ઉજ્જવલવિરાગિ તંતુ શકું ૪
કયહીં અવનિતંતુ-રંગઝળકે હું તો મેળવી:
હશે શું વટલેલ અર્વ યુગની અશક્તી જ એ?

પુરાણ ભવને જ્યહાં ભજનધૂન એ જામતી
હતો લઘુ શિવાલયે વિશદ ચોક એ આરસી
શિવાલયથિ પશ્ચિમે. પછિ વિશાળ કુંજો હતી,
મહાન તરુઝુંડ ત્યાં કુદરતી જ શું વિસ્તર્યાં.
મહાવન અનંત અરહુસુલથી જ શું ઊગર્યાં!
અને ઉભય બાજુએ વિવિધરંગિ પુષ્પો તણા
હતા પટ ઉગાડિયા ભરત ગાલિચા શા ખચી.
વચે રચિત કુંડ સીપમય સ્વસ્તિકાકારનો, ૫
ઉડી સલિલ ઉત્સ પાંચથિ પડે ફરી તેહમાં.
અવાસ ફુલપાટ છોડિ દ્વય બાજુ ઊંચા હતા
સુઅંકિમ રચેલ યુક્તિમય, જેથકી તેતણી

ઉલંઘિ કુલપાટ જાય ન જવાય ચૉકે કદા
અહીં ફકત એક કૉચ પર મિત્રદ્વ સૂસી હતાં
હતી નજિક એ જ ઉચ્ચ મિણબત્તિ એ બાજુએ;
હતી ભજનમંડળી કઇંક એમની આગળે
જલાશય લગી; હતી ગિરદિ ભાવુકોની મહા
ચિકાર ભરિ નાખતી સુવડ એ વિશાળી જગા;
અને ઉપર, શો ઉપાસકસમૂહની ભક્તિની ૫૧
સુદીપ્તિ સુકુમાર શી, ગગનથી ઝરી હૈ હતી
પ્રફુલ્લ કુમુદેશની અવનિ ઠારતી ચાંદની,
સફેત સુકુમાર સૌમ્ય અવધૂત શ્રદ્ધા જશી!
ઘણી વખત દૃશ્ય આ શિતળ ભાળિયું સાંણુલે:
તહમે પ્રિય ઉદાર ભક્ત પણ ભાળજો સાંણુલે!

ઇતિ

## માજીનું સ્તોત્ર

જય જય મા મ્હારી—ધ્રુવ૦
સ્વર્ગંગા સેંથો મા ત્હારો:
માનસસર શિરમણિ રૂપાળો:
બાલત્રિવલ્લિ વિમલ હિમ-હારો: —જય જય મા મ્હારી!

ઝુલે જાહ્નવી સિંધૂ કાને;
રેવા મહાનદી કટિસ્થાને:
કાવેરી તોડા ઠેકાણે: —જય જય

રામેશ્વર એડીએ ચળકે:
પુરી દ્વારિકા કાશી ઝળકે
મા ત્હારી વાળીની હળકે: —જય જય

સમશલ પંજાબ એક કર:
પરશુ અરવલ્લી બીજે કર :
તેગ લટકતી સહ્યાદ્રિ કટિ પર: —જય જય

રામ સૌમ્ય તુજ દ્દગપલકારો:
બુદ્ધ ઉદધિઉરનો ધબકારો:
ગુરૂ ગોવિંદ પ્રકોપફુંફાડો: —જય જય

ભક્તિગાનધુનિ માને વ્હાલી:
એ સ્વરબ્રહ્મ વિષે લે તાળી
અગણિત માની સંતપ્રણાળી: —જય જય

દિવ્ય ચક્ષુ જ્યારે મા ખોલે
જ્ઞાનસમાધિ પ્રકાશ જ ઢોળેઃ
વ્યાસ પતંજલિ શંકર બોલેઃ —જય જય ૭

શું શું મા તુજ સ્તવૂં વખાણી?
યુગ યુગ રાજરતનની ખાણિઃ
અશોક અકબર વિજયારાણીઃ —જય જય ૮

સ્વતંત્રતા સાત્ત્વિકતા સંગેઃ
મોટમ નમ્રઃ અડગતા જંગેઃ
હોજો બલ તુજ ન્યાય્ય પ્રસંગેઃ —જય જય ૯

વિશ્વોધ્ધારક ત્રિકાલ-યામી,
માગૂં વર ફરિ ફરિ પ્રણામી,
ભાવિ દિયોજી ઉજ્જવલ નામી! —જય જય મા મ્હારી ૧૦

# અસલનેરનાં નૂર

ગજવિયે ગાઇ ઉચ્છલત ઊર
અમારાં અસલનેરનાં નૂર
હિંદૂ જિન મહમ્મદી પારસી કરી જુદાઇ દૂર
બને જ્યાં એકનાડિ મનુકૂલ; અમારાં૦ ધ્રુ:

૧ નથી જ્યાં દોલત કેરા છાક,
નથી જ્યાં સત્તામદ નાપાક;
નથી જ્યાં રંક નર્યાં હેવાન,
નથી જ્યાં દુર્બળ કેવળ જ્ઞાન;
વિદ્યા તપ આતમબળને જ્યાં પૂજે રાજા રંક,
ભિલ્લ ઘાતકી બન્યા મહર્ષિ, મ્હાર બન્યા જ્યાં સંત,–
પળાતા જેહતણા ઉપદેશ
વેદના દષ્ટાથી ય વિશેષ: અમારાં૦ ૧૨

૨ કુટુંબો જ્યાં ત્રણ પેઢી સંઘ
ભજે ભવયાત્રા તાપસઢંગ;
મહાજનની જ્યાં મીઠી આણ
ધરે શિર મજૂર શેઠ પ્રધાન;
શહેર આછાં જ્યાંનાં સાદાં કુદરત નૂર ભરેલ,
ગામ અસંખ્ય વિષે જ્યાં વિદ્યાકસબકલાની રેલ,
મનુનો મધપૂડો પ્રાચીન,
સનાતન સાત્ત્વિક રસલયલીન: અમારાં ૨૦

## સર્વસામાન્ય મંદિર

માનવસંઘ તણું મંદિર તે, સમતાનો સંવાદ જિહાં
સૌનાં હિત કલ્યાણ ભજે સૌ, પ્રસાદ સૌને મળે જિહાં: ૧

નહીં હોય જ્યાં બુદ્ધિ વૈરની પ્રેમકૌમુદી શીળિ જિહાં,
કોટિકોટિ મુખનાસા સાથે શ્વસે શાંતિના શ્વાસ જિહાં: ૨

જાતિ વર્ણ મજહબ ને પંથે શબ્દો પણ છે વ્યર્થ જિહાં
અંત્યજ મૂર્ધજ ધોળો કાળો સધન અધન નવ કોઈ જિહાં: ૩

નહીં મહાત્મા નહીં દુરાત્મા દેવ ન દાનવ નામ જિહાં,
રામ તથાગત ઇસા મહમ્મદ પયગંબર સૌ એક જિહાં: ૪

ભિન્ન કાલ સ્થલ સંસ્કૃતિસ્રોતો તણો સર્વસંગમ છે જ્યાં,
કુલ તીર્થોનૂં તીર્થ સનાતન શાંત પુનિત ઉર બનતૂં જ્યાં: ૫

સૌના સ્વાગત સૌને આદર સૌનાં સમ સન્માન જિહાં,
અતિથિ સૌ સૌ માલિક જ્યાં છે સૌ બાલક સૌ પાલક જ્યાં: ૬

ભાઇ ભાઇ સતુજે સૌ સૌના અવર સંધું સૌ ગણે અલીક
યુગયુગાંતરે એક મળશે ભાવિ ભવ્ય એ ઉગરો ઠીક: ૭

એ છે મંદિર સર્વમાન્ય એ સત્ય શ્રેયનૂં એ જ પ્રતીક
ધર્મ ધર્મની નીકો ભેળી થતાં કેંદ્ર એ સર્વ નજીક. ૮

## ચતુર્થ ગુચ્છ
### અનુક્રમ



(ચતુર્થ ગુચ્છ સંપૂર્ણ.)

પ્રયોગે પ્રયોગે નહીં સિદ્ધિયોગ
પ્રત્યેક પ્હારે ન પડે નિશાન;
મંથો અહોરાત્ર ભલે તમામ,
—રખે સ્વેદખેદગાન્ય ચહોંજ લ્હાણુ !

× × × × ×

અહો વિવિધતાખચેલ ખલકે નૃ-ચિદ્- બુદ્ધિની
નવી વિવિધતાસમૃદ્ધિ ગુંથવાનિ જાદૂગરી !

## મંગળાચરણ : સાવધ મનવા !

સાવધ મનવા        વામ પ્રલોભનથી
સાવધ મનવા        બિષયદશનબિખથી :        સાવધ૦ ધ્રુવ

બચપન રમતગમત શ્રીભૂતથી વય કિશોર ફુટતી : સાવધ૦ ૧

કનકબરન કળી બિકસત બિકસત મધુ સૌરભ સજતી; સાવધ૦ ૨

ફુલફલબીજ પિકત કછુ આલા, કછુ બણસત સડતી, સાવધ૦ ૩

## ચિત્તકણ્ડૂવિનોદો

સમઝ સમઝ મન ગેંડૂ
બિષય બિષય પર શિદ કર કૈંડૂ—        ધ્રુવ

એક પ્રિયા બસ, નહિં બસ ત્રિય લખ,
લંગોટી બસ, નહિં બસ ગજ લાખ,
ભૂશય્યા, નહિં મશરૂ મખલાખ :        સમઝ૦ ૧

ખોબો કણ, ન મિઠાઈ શાક લંખ,
ચપટી લવણ, ન ખટ રસ ખટલાખ,
જલ બસ, નહિં બસ પીણું વિધ લાખ :        સમઝ૦ ૨

## નિરાશા સૂર

ઠેકે ઠેકે ઠોકસતું ટાયડું, હો રાજ:
બોલે બોલે લોચવાતું જીભડું, હો રાજ:
તાને તાને ઠરડાતું ગીતડું, હો રાજ! ૧

ઉંઘે ઉંઘે સોણલાંની રાતડી, હો રાજ
દોડે દોડે હાંફણાંની છાતડી, હો રાજ
જીતે જીતે હારણાંની બાખડી, હો રાજ! ૨

આશે આશે ધ્રાસકાની ભાવઠ, હો રાજ
છૈયે છૈયે અમીની વખાવટ, હો રાજ
પુણ્યે પુણ્યે પાતકી જમાવટ, હો રાજ! ૩

## આત્મબોધ

—ગઈ ઋતુ વસંત પ્રાવૃષ વળી જશે પરવરી,
કિશોર વય ગૈ વહી, ભર જુવાનિ ચાલી પળી:
—દિસે નહિ દિસે ત્હને પરમ એક કર્તવ્ય કે?
સમર સ્વામ, ધરનિ હામ, સફર લીંબિ છે મસ્તકે. ૪

નડે પ્રકૃતિ પ્રીત આશ ગત કાલ કેરી વડી,
જડો જુનિ ઉખેડતાં ખટકિ જાય ઉલટી ઉંડી;
—દિસે નહિ શું દૂરનૂં સુભગ શીત કર્તવ્ય કે?—
સમર સ્વામ. વમળ વામ, સફર લીંબિ છે મસ્તકે. ૮

નડે પશુપણું, નડે સપરિવાર પાપો જુનાં,
રહ્યાં ઘર કરી, હસે ફટ કરી, વળી ડંખતાં:
—નવીન બલ દે નહીં વિમલ સાધુ કર્તવ્ય કે?—
સમર સ્વામ, ત્યજનિ મામ, સફર લાંબિ છે મસ્તકે. 12

નડે વિતથ કલ્પના, ભમતિ ચક્ર ખાતી મતિ,
અધૈર્ય, ચલ ભાવના, ઉડું ઉડું જ શ્રદ્ધા થતી:
—દિઠું નવ દિઠું ખરે સતતજ્યોતિ કર્તવ્ય કે?—
સમર સમર સમર સ્વામ, સફર લાંબિ છે મસ્તકે. 16

## અષ્ટક

આવો આવો આંસૂ આતમતાપનાં!
શા માટે વ્હોર્યો આ માનવ દેહ જો?
ને શેમાં શેમાં એને નિત ગાળતો?
જાય સરી પળ તે ગૈ નિઃસંદેહ જો! આવો૦

ચાર રાતનું ચાંદરણું આ ઝિંદગીઃ
ઘડી એક વર્ષંતી વાદળરાઈ જો!
ઝટ દઈ ઝબકંતી એ તો વીજળી,
'એ ઝબકી!' કહેતામાં ચાલી જાય જો! આવો૦ 8
પાપ નથી કરતો રે તેથી શું થયું,
સ્વાર્થ નથી વરતો નથિ ધરતો ક્રોધ જો:
સૌને સંતોષી સંતોષ ધરે ભલે:
કાલતણો ધસતો જો કેવો ધોધ જો! આવો૦

વિષયસુખે લપટા ના તેથી શું થયું,
ભલે દમન તું કાયા મન હુંકાર જો,
દેહ ન તેં હોમ્યો હજિ યે મનડા વિષે,
મનને હોમ્યું ક્યાં તેં તુજ હુંકાર જો:
હૂંપદને હોમ્યું તેં ક્યારે આત્મમાં,
ક્યાં હોમ્યોરે આત્માને ૐકાર જો! આવો૦ ૧૮
સાધનજ્ઞાને શું સિદ્ધી આવી મળે?
વ્યર્થ વિચાર તજી તું એ જ વિચાર જો!
મોક્ષરટનથી શું કો છૂટયું બંધથી?
ફૂંક ફૂંક તુજ મદ વિરાગીગાર જો! આવો૦
ઘણા ભવો છે, છે નહિં છેડો કાલનો;
શા માટે આ ભવને કરવો ઝેર જો?
મૂઢ, હજી શું આ ભ્રમ ભરમાવે તહને?
એ તો અંધતમસનો કાળો કેર જો! આવો૦ ૨૬
દેશદયા ને બંધુપ્રણયની સાંકળો
ખેંચે છે તે હિતખેંચાણ જણાય જો!
રે એ તો ભ્રમ એ ને એ ભમવે તહને,
પરમહિતે સૌ ઇતર હિતો જ સમાય જો! આવો૦
પુરુષાર્થ જ તે ધોરી ધર્મ જ એકલો:
મેરુતુલ્ય તે નિશ્ચલ ઊંચો ઍન જો!
સૂર્ય સમાણો સ્પષ્ટ સ્વયંજ્યોતી વિભુ!
ડગતાં ઝાંખાં તે તો જડ તુજ નૅનજો! આવો૦ ૩૪

## પતિતને

અરે પતિત, તૂં ડરે ન થકિ યાતના નારકી,
ન લેશ લલચાય દિવ્યસુખથી ય સ્વર્લોકનાં;
ન મુક્તિ કલ્લરેખરૂપ તુજ લોચને હેમના,
ન ભૌમ પદ રિદ્ધિ આ ભવ વિષે તું દેખે નર્યાં
સદાચરણજન્ય, ભક્તિફલ, કે ભલાઈ તણાં
અવશ્ય પરિણામઃ– આમ રહિ વામશો તૂં અતિ,
સદા લહર કામમોહમહિં આમ ને તેમ જો
તણાય અટવાય તૂં, પણ અરે સુકાં ધાસ શો!

ન કામ ન હિ મોહ ઇષ્ટ તુજને; સદા યે ચહે
તું તો સ્વપરિપાક, ને અખિલ વ્હેન જીવનતણું
મથે છ અતિનિર્મલાં વહવવા તપસ્યાજલે:
મથી લથડતો જ તૂં: ચડિચડી પડે છે જ તું:
ન આથ ગુરુ દેખ તૂં: ચડ શિ રીત તૂં પતિત રે? ૧૪

## અતલ નિરાશા

પ્રભો, દ્યુતિ અખંડ! આ લથડતી કજળતી ઝિણી
શિખા, અહલ, દાખવે, રચિ રહુ છ ઑળા બધે!
ભરૂ છ ડગ જેમતેમ, પથ જોઉં ના, તો પછી
નિશાન ધ્રુવનો મહાકિરણ કયાંથિ ઝાંખી અને
નકામિ પડતી જ આ દગ ઝિલી પ્રમાણી શકે!

દિસે પથ નહીં; નહીં દિક, નહીં દ્યુતિ, ધ્રુવ નહીં,
ભરૂં દમ ન છૂટકે; દમ દમે વધંતી લહૂં
વૃથા જિવનભારની વિષમ ભારવત્તા, પ્રભો!

નિચે ઉતરવૂં, હજી હજિ નિચે કહો ક્યાં સુધી?
હશે નહિં હશે જ શૂં તળિયું ઘોર આ ગર્ત્તને?
તમે તમતમેત આ રજનિને ન આરો યદિ,
હજી ય પટ વેદના 'નુભવના કહો કેટલા
ચઢી, હૃદયને ફરી ફરિ રસી, ઝમાવી શકે
અમિશ્ર ઘનઘોર નિશ્ચલ અભેદ્ય નિર્વેદતા! ૧૪

તે માર્ગ હજિ યે દિસે; નવ દિસે જ દીઠેલ કો.
દિસે અહિતહીં બધા જ લઘુકાર્યમાં ડૂબતા;
દિસે અહિંતહીં ઘણા લઘુ ગણી મહત્ ડૂલતા,
ફુલાય વળિ વ્યર્થ, ને અહહ! કૈંક ડૂલાવતા.
વહ્યો યુગ જુનો, નહીં યુગ નવો ઉગ્યો છે હજી,
નિશા જ પસરી બધે અજબ ભૂતભડકા સજી:
ભ્રમાટવિ વિષે ભમે ભમવતા ઘણાને મુજી,—
નવો યુગ ઉગે કિહાં, ક્ષણુ કઇ, ન જાણુંત કો.

અહો યુગયુગાંતરાલ ઘનઘોર વાંસે દ્યુતિ!
ન માર્ગ દિસતો ભલેઃ અચલ મ્હારિ શ્રધ્ધા તુંમાં.
ન માર્ગ દિસતો ભલે, લઘુ મળે જ કાર્યો ભલે,
ભુલૂં ન લઘુતા, તથાપિ કરૂં શ્રેષ્ઠ નિષ્ઠા વતી:
ન માર્ગ દિસતો તથાપિ લઘુતા ન ઉત્સાહમાં,
ન સાથ, ગુરૂ, શિષ્ય ના: અચલ તો ય શ્રધ્ધા તુંમાં. ૧૪

## પ્રાર્થના

પિતા, ન શિશુ હૂં હવે; પશુ નહીં હવે હે પ્રભો!
પ્રસાદ કિરણો ફિરો નયન દીન આધીનમાં;
મહાકર પ્રસારિ આ અનુગ્રહો કરો વામણા:
ભિખૂં તલસિ જાચું એક તમ પર્સને પાવક!
થશે પ્રકટ ઝાળ? તો પ્રજળશે જ સૌ પાતક!
પ્રહાર પડશે? ભલે: ઉચિત એ જ આ સ્થૂલને.
અચેતન વિષે ફસ્યો, તરફડે, છુટી ના શકે
સચેત કણ આ, પુરો બળિ રહ્યો જ લજ્જાવિષે.
અચેતન અસત્ય તુચ્છ અપવિત્ર, જાણૂં, પ્રભો,
પરંતુ નવ જ્ઞાન એ અનુભવ્યૂં હજી આ ભવે:
સચેતતણિ શક્તિ એ, જડ પ્રવાહસ્વામિત્વ એ,
ધ્રુવ દ્યુતિવિલાસિ જીવન જ એ, વિમલતા જ એ:
અજી મુકિ છુટો મ્હને ઋણ લખ્યૂં ચુકવવાનું એ,
—પુરો કિરણ લોચને, બળ કરે જમાવો; પ્રભો! ૧

## કુદરતપ્રતીક રેવા

ગભીર ઘન અંધકાર નભભૂમિને છાવરે,
ઉંડો ઉતરિ મર્મ મર્મ જકડી લિયે જાડયમાં;
ભમે લઘુ મહાન ઝુંડ અવનીપડે કારમાં,
નભે ખગણ વાદળાંકટક કૂચ શી આદરે!
તથાપિ ક્ષિતિજે લકીર લગરીક શી આ દિસે
જરાક ઉજળી અતીવ કમનીય રેવાતણી!
અને દગ મિચુ; મહાપટતણી તિહાં મોહની
રગે રગ પ્રવેશિ સુંદર સુશીત શી ઉલ્લસે!
વિશુદ્ધ ઉગમે, પવિત્ર વહને, અહો કુદરતી
પ્રવાહ જલના સલીલ, મન ચિત્ત આત્મા વિષે
મુદા ભરિ શકે હજીય તુજ ભવ્ય આશ્ચર્યકર
સજીવન સદાનવીન અમરત્વ, ત્યાં છો અવર
બલો ભુમિનભે ભમે વિતરિ આશ બુદ્બુદ્વતી,
પરસ્પર ઠગી હસી "પ્રગતિ" આદિ મિથ્યા કથી! ૧૪

એ યે ઉગો અરુણ પ્હેલ્લ ઉષા પહેલાં,
નાખી દગે કિરણ બારિથકી જગાડો;
હે યુગ્મતારક, હું તો ત્હમને પ્રભાતે
પ્રત્યેક વૈદિ તમ દેશ અગાધરમ્ય
ન્હાળી રહૂં પછિ જ ઉતરું ભોમદેશે. 1

ને ભોમમાર્ગ મુજ ભૂચરનો મ્હને યે
પ્રત્યેક વર્ષ વરતાય વધૂ અગાધ;
જે 'રમ્યતા પરિચયે ફટકે' કહે છે
તે ના મ્હને અનુભવે વરતાય સાચૂં,
વર્ષો વધ્યે અવનિનાં ય ખિલંત રૂપ. ૨

છાયાપ્રકાશ તવ વ્યોમપથે ભળીતા,
છાયા ઉંડી ઉતરતાં થતિ ગાઢગાઢ;
ને તેજ તારક (છુટા, ગણબધ્ધ) કેરાં
આછાં થતાં પળીત દૂર અનામિદેશ,
છાયે તિહાં ભળિ ગળીત અગાધરમ્ય. ૩

ત્યાં ભોમપંથમહિં યે નિરખાય એવું:
છે છાયમાં ચળક તો ચળકે ય છાયા;
ગાઢે તમે પ્રખર તો કદિ આછું તેજ,
આછે પ્રકાશ ઘટ પાતળ અંધકાર,
—સર્વે મ્હને વધુ વધૂ જ અગાધરમ્ય. ૪

## યમને નિમંત્રણ

યમ! શ્રવણમાં કહે કુસુમ, તે કહૂં છૂં ત્હને:
"હતૂં હરિત ટેશિ, જાળ જલ-ખિચિ વડે સુરક્ષાયલી,
ઉષાસુતકરે હર્યું જલ, વિભંજિયૂં વજ્રને;
બપોર ચડતાં મહીંથિ ઉપસી વધંતી કળી,
ખિલ્યા ગંગન રંગ સાંધ્ય, વિસમે કળી છાંટિને;
ફરી ટસરવારિની ઠરિ વહે ઉરે સોંસરી,
કળી ઉઘડિને દલો મૃદુ સુશોભિ ખુલ્લાં બને;
વધે દલ, વધે ઉઠાવ, દૃઢ સુભગ ઊપડે દાંડલી;
નિશા ગહન ત્યાં મ્હને જકડિ ગાઢ આલિંગને
હિયે પ્રણયની દની અજબ માતબર તાજગી!
થતાં રજનિ પાતળી નિરખું જાગિને દાંડલી
તળે જડ નથી, મહીંથિ ધસતા ઉંચે કેશર
શિરે પુટ ધરંત જોબનબહારના ભાસુર!"
અરે યમ! અરે નિશાગહન! આવ આલિંગ ને! ૧

## કુદરત અને મોત

માતા હેતે દિનકર જતાં બાળનો હાથ સાહી
મીઠે વૅણે મધુર કથથી ઘોડિયે લૈ સુવાડે;
આણે પાસે વિધવિધ ખિલૌણાં, અને આપ સૉડે
બેસી, દોરી ગ્રહિ ઝુલવતી, મંદ શી ગાય કોડે.
થાકે ધેર્યાં નયન નિરખે બેસસામગ્રિ ચાહી,
થાકયે ચિત્તે 'અધુરિ રમતો કાલ' એ આશ સાહી
જોતો માને, સુણુત ન સુણુદ્ ગાન આંદોલવાહી,
શાંતી છૉળે કળત ન કળત જે શમે નીંદખૉળે.

કુદરત માતા, જઈફ પણ છે, માનવી બાળ એનો;
થાકયો હાર્યો, તદપિ વળગે છોડતો ના ખિલૌણાં,
સાંધા તોડે, અસહ દરદે પોકરાવે છ રોણાં,
એ શૂં કુદરત! તજ તજ ભુંડી નિર્દયાસૂરિ ચૅનો!
બચ્ચાં માતા પ્રણયકળથી માનુષી નીંદરાવે,
તૂં યે કાં ના નિજ સુત ભલા એમ મોતે સુલાવે? ૧૪

## કીટ્સની ઓડમાંથી એક કડી

અહીંઠ તજિને ધરા તુજ કને છુપું કાનને
લપાઉં તવ છાયમાં, તુજ સહે વનૌકસ બનું,
અહો કરુણમિષ્ટ ગાન તુજથી ભરું કાન-ને
અને વિસમરું જ છેક, નવ તેં કદા જે લહ્યું;
વિલોલ મૃદુ મર્મરિત બહુપત્ર તુજ માંડવે,
–વિષાદ, ઉરદાહ, આ અનિશ સેકતી તાવણી
અહીં ભવ વિષે, સુણુંય ડુસકાં જ અન્યોન્ય જ્યાં;
અહીં ભવ વિષે, ધ્રુજે પલિતમુંડ વૃદ્ધો જિહાં
અમિત્ર અસહાય રોગદુબળા બિચારા વૃથા;
જિહાં ઝટ ફિક્કી ઉડી સુરખ જાય જોબન તણી,
જિહાં સળવળંત ચિત્ત લગિરે ઉમળકે જ કે
ભરાય છવરાય બાલ પર ભાર નૈરાશ્યના;
જિહાં નયનરૉશની અચિર સુંદરીઓતણી,
અને અહહ એકરાત્રિપરિમાણના પ્રેમ જ્યાં! ૧૪

અરે શીળી સુંદર સુખદ દયિતે આવ ચુમ ને
નવોઢા જેવી શૂં ખસત અળગી થાય અતડી?
અરે ત્હારા કોમલ કમલયુગલે બીડ મુજને
અને આ ઊઘાડી દૃગ તુંજ લટે લેનિ ઢબુડી!
કહે ઘીના દીવા સુભગ અહિપાત્રે તુજ મને
વસે, કે પુષ્પોની સ્રગ મૃદુલ શોભીતિ સુરભિ;
સવત્સી ધેનૂ વા હરિત ચરતી તુષ્ટ વદને,
નદી કે જ્યોત્સાળી મહિં અચલ સેલંત કલભી?
કહે શૂં તૂં ઇચ્છે? અધિક નવ તૂંથી કશું મ્હને,
મનોરાજ્યે અર્પૂં પ્રિય પરમ જે હોય જ ત્હનેઃ
મનોરાજ્યે માગૂં તુજ વિલસતી સ્વમરમત;
વળી આદ્યે અંતે જગતસપનૂં આ ભવતણું
ધરે કાલાતીત સ્થિર પરમ શાંતી અતિકથ,
કઇં તેનાં ટીપાં ટપક, સખિ, વંદી હું વિનવૂં. ૧૪

## નિદ્રાને

પ્રશાંત મધરાતની હિમઝરંત મૈયા કુંળી
મયાળુ મૃદુલાંગુલી પરસિ ભીડતી દૃગ્દલાં,
છળ્યાં દૃગ સમંતતો નિશ્ચિત તેજભાલાં ઝિલી,
વ્યથા હરંત, જાય ઘેરિ દબાવી, યથા ધાબળીઃ
તથાપિ નહિં જો સ્વયં મગજચક્ર મુજ ડાબલાં
બનાવિ નિજ ગાદલાં કચર પૂર્ણ દે ભાર તું,
ન એમ સ્મૃતિજાલ માત્ર અટકાવ એમનાં વેવલાં,
અનંતવિધ દૃશ્યનાં દિન બધો જ ગુંફાયલાં,
—અહો રુધિર માહરે શિતલ શાંતિપ્રસ્રાવ તૂં
સિંચીશ ક્યમ, જે વડે પ્રહર એ ત્રણે તાજગી
ચડે રુધિર તૃપ્તથી, મગજ ચક્ર ચક્રે અને
ખુશાલ તુજ ખ્વાબવીજચમકો રમંતી ઝમી,
વળી અજબ કૌતુકાભ્ર તુજ ફરફરંતાં ચગી,
સલીલ ભરિ દે ફરી જગવિ ચક્ર સૌ, ચેતને ?

## નિશા અને મૃત્યુ

રહસ્યજનની નિશા! મનુ મહાનુભાવે શ્રુણી
સુકીર્તિ તુજ તાતથી, સહજ તે સમે એહને
ઉમંગ અભિલાષ શા ઉછળિયા હશે, રે ત્હને
સ્વયં નિરખવા, પિવા અજબ લ્હારિ એ મોહની!
પછી ઉદધિ ઊતરે રવિ, અને ચકિત લોચને
જુવે મનુ રહે જ જોઈ તુજ ભવ્ય ઘેરૂં ગહન
અનંત દ્યુતિ-અંતરાલમય નેહભીનૂં ગગન,
–અને નવ શું રૂપવિધ્ધ મનુ હર્ષમૂર્છિત બને!

પ્રકાશ રવિનો જગજ્જગવતો, અહો, તેજ આ
વિલક્ષણ પવિત્ર ગૉબિ મધુરી નિશા ગોપવે;
પતંગ ફુલ પત્ર પંખિઅણુ કોટિધા દાખવે,
ન સૂચવિ શકે ય તે તિમિર ભવ્ય દ્યુતિ દિવ્ય આ!

અને વિમરશો જરા,–દિન પછી નિશા હાવિ જો,
ગણો દુખદ મૃત્યુ, જીવન વડૂં ન તે કેમ તો? ૧૪

બેશુમાર દુર્ગતિઃ ન તો ય યાત્રિ થંભતો,
સાંભળે કદા સુગીતમીંડ અગ્રયાત્રિધ્વાન,
ઊપલા પ્રદેશથી સ્વચ્છંદિ વાયુ આણતો;
વ્યોમમસ્તકે અને અગાધ ભૂરું ભવ્ય મ્લાન,
દાખવે કદા ત્રુટિત માંહ્યથી ઘટાવિતાન
વિરલ ઉડુ, નિહાળિ આશકિરણ તે, ચડયે જતો. ૧૪

## પૂર્વ યાત્રિઓને અંજલિ

યાત્રી અસંખ્ય મુજ આગળ આજ વાટ
વાધ્યા સુધીર કદમે. અવિરામ, ધામે
પ્હોંચી ગયા, નિરખતા વિમલાર્દ્ર નેત્રે
હું શા અસાધુ ચલચિત્ત ભયાર્ત્ત બંધુને:
ને ઠોકરાઉં પડું હાય વદંત, પાછો
વાધૂં તિહાં લથડતો જ હતાશ, તે તે
વેળા વિપત્તિ અહ દુર્બળતા નિહાળી
અજ્ઞાત એ સદય પ્રાણ પુરંત બંધુને.
તે સ્નિગ્ધ યાત્રિગણને પ્રણમી રહું છું,
દેખૂં ન તો ય મુજ અંજલિ પાઠવૂં છૂં.
હે સિદ્ધ બંધુગણ, કિંકર છૂં બિચારો;
ના ઊગર્યો હત વિના તમ નેહધારો;
આ ખાઇ ઘાતકથિ નીસરિયો ન આપે,
આશાળુ વાધું વળિ તે ય તમ પ્રતાપે. ૧૪

## વૃદ્ધોની દશા : એક ચિત્ર

કશું ય નહિં કાબુમાં, ન મન, નોર્મિ, દેહે નહીં,
ક્ષુધાતરસથાકજેમ, નવ નીંદ, જાગૃતિ નહીં;
કુટુમ્બિસહકારિઓ વદંત 'જી!' 'અહો!' 'વાહ!' 'ખરું!'
—જરી પણ થતાં જ દૂર સહુ આચરે વેગળું!
કરે વિષય ક્ષુદ્રમાં ય ગુરુ વાદ ગુસ્સા ફિસાદ,
રચી જિવન ઉગ્ર રે લવણ એમ સામે સહૂ
મળી ભળિ બધાં ય એ, નિજ ગુમાન સ્વાર્થ પ્રમાદ
વડીલ શિરપેં કશી સિફતથી ઢલવતાં લહૂં!
વળી કદિ મહીં જણાય જરિ કોઇ ન્યાયી ઉદાર
સિધો પ્રણયશીલ ને શિશુતણા હકો રક્ષતો,
અને કદિ લિયે વડીલજન એહનો પક્ષ, તો
બધાં ય થઇ એક તત્ક્ષણ જતાં બની શાં તયાર:
વડીલતણિ એ 'બુરી' 'અસમ' દૃષ્ટિને નિંદવા,
"સુપૂજ્ય પણ વિકલનો સહજ ભ્રંશ એ' ડહામવા! ૧૬

## ના લહ્યો ત્હને

તૂં મ્હને તૂં મ્હને અરેરે એ જ હૂં ત્હને
હોઉં તો આશ શી મ્હને! ધ્રુવ.

પૂતળે રમકડે મળસ્કૂં ખોયું મોહિને:
પૂતળાં રમાડનાર ના લહ્યો ત્હને— તૂં મ્હને૦

પ્યાસમાં સ્નેહની સખાની દિલલગીતણી
ગ્યા બપોર: પ્યાસતોષ ના લહ્યો ત્હને— તૂં મ્હને૦

સત્યના રૂપના ઘડૂં ઘાટ પ્રહર શેષમાં:
સત્યરૂપ રૂપનૂર હજી યે ના લહ્યો ત્હને— તૂં મ્હને૦

## હા જી! હા જી!

રસ્તો આખો ગિરિ પર ચડતો વળીતો જ છે શૂં? હા જી! હા જી!
આખો સારો દિવસ ચડવા હાંફવામાં જતો શૂં? હા જી! હા જી!
થાકી રાતે પડિ વિસમવા જોગ કો સ્થાન છે શૂં? હા જી! હા જી!
ત્યાં કો સૌની સવડ કરતાં પાત્રતા જોય છે શૂ? હા જી! હા જી!

## અતિથિ

ઘર ઘર મંગલવાસી અમે તો અતિથિ અખંડપ્રવાસી  ધ્રુવ.

ઘર ઘર જઈયે, સુખદુખ સહિયે, ઘડિ ગમતૂં ઘડિ અણગમતૂં,
–હાશ ! ન એકે ઘર યન્મોહની બાંધી શકે અમ મન ભમતૂં–  ઘર૦

ઘરપંજરના ભલા ગૃહસ્થી અમ મનશાંતિથિ ચકિત થતા,
–જો તંતૂં સર્જે છે પિંજર તે અમમાં ન, ન એ કળતા–  ઘર૦

જે એ મમપરભેદક તંતૂ ગાળી વિલસંતી ધાતૂ,
તે સ્વપ્ને ય કળે ન ગૃહસ્થી : અમ શાંતી, એને વાતૂં–  ઘર૦ ૭

## ચડ્યે જતો

અજાણ યાત્રિ, કેડિ ડુંગરાળ જંગલે ચડે,
પદે પદે ડ્રુમો લતાવિંટેલ એ ય પા નડે;
પછાડિ સૂર્ય વાદળે લપી છુપી સુવા જતો,
અગાડિ હારબંધ માળ ઉપર માળ પર્વતો;
પડ્યાં સડ્યાં થડો સમૂળડાળપાન રોકતાં,
ચડી કુદી વધંત યાત્રિ, પાય જંતુ ચોંટતાં,
વાયુફૂંક સાથ ધૂળ કીટ પાન વર્ષતાં,
નસીબદાર જો ન તીક્ષ્ણ પાંખડાં ય સ્હેરતાં.

હે યુગમતારક કરૂં હું ત્રિમાસ નિત્ય
તે આજ વંદન કરે સઘળા તહમોને;
લાવે નવૂં વરસ તે ઉઠિ સૂર્ય પ્હેલાં
વંદે ઘડીક તહમને, ઘડિ જોઇ ર્‌હે છે
છાયાપ્રકાશ ગગને તમ પંથ કેરાં.

આજે અસંખ્ય નયનો તહમને નિહાળે,
આજે ઉંચે મુખ જુવે વળિ અંતરિક્ષ;
જોઈ ન જોઇ વળિ જાય ભુમીપથે એ;
–શી લાગણી ઉર અસંખ્ય લહી રહે એ,
આ એમને વિરલ ઊર્ધ્વમુખી પળોમાં?

છો લાગણિ ક્ષણિક એ: હું ય જ્ઞાનબાળ:
જાણૂં હું આટલડું તો ય સ્વકીય ભાને,
છે ઊર્ધ્વથી સ્ફુરત લાગણીમાંહ્ય શકતી
વર્ષોતણાં વિપથ વ્હેન વળાંકવાની,
–જાતે મુગી ય પડઘા તિરછા ઉંડાની.

## વૈશાખી પૂર્ણિમા

મદિરાક્ષિ સખારી! જાત ઉપર અલિ જાછ અત્યારે! ધ્રુવ
ના પ્રિય! ના પ્રિય! વદતી લાડે,
ડોક હથેળી ભળીતાં ચાળે,
કિરણ અવર પણ કીકી ફુવારે– મદિ૦
સુંદર જોબનપૂર ભરાયો સ્હડ ફૂલે જ્યાં ગોળ,
નાવડિ ત્યાં તો પંખિણિ જાણે કૂજિ રહે મદ લોલ– મદિ૦

ઉદધી જ્યાં જરિ મરડી કારણ ગુંજે ભરતી–સામ,
રેવા ત્યાં અભિસારિકા મદડોલત શી અભિરામ– મદિ૦
ચંદ્ર જિહાં નિજ તેજ વિકાસી એકલ રાજે વ્યોમ,
ઘેરી નિશા પણ જો, સખિ, જો દમકત શી રોમેરોમ– માદ૦
પુરુષ ખિલેજરિ પુરુષ ખુલે જરિ, હોય ભલે નિજ તાન,
કામસુરાદ્યુતિ ઝળકે તત્ક્ષણ માયા અધર નિદાન– મદિ૦ ૧૨

## પરિષ્વજન

પૃથા સુતિ નિહાળિને મૃદુલ ઊર્મિતાને પડી,
ઊંચા નિજ અવાસથી ગગન છેક છાનો ત્યહાં
ગ્રહી ક્ષણ અમૂલ્ય સદ્ય સરિ, મૂક રતિમિત્રથી
પરિષ્વજનશૂર ચક્ષુ મુખ આવરે રે બધાં
સુકોમલ સુહૃત અંગ, પુલકિત અંગાંગથી.

ઉછાંછળિ વસંતથી, દ્યુતિકઠોર વા ગ્રીષ્મથી
પરિષ્વજન આ હતું ગુપત,- ને સુદૂરે હતાં
ઉષા ઉજમસ્હોઈ, ઓપચપલા સતી સૂર્યની,
નવોઢરયણી, વળી વિરહદુઃખિણી યામિની.
સમીપ અનુરાગિ સાક્ષિ સહભોગિ કો ન્હૈં હતાં?
હતો વિધુ હતી યુવાલસિત દીપતી વાદળી;
વળી યુગલ એ પરસ્પર ગયેલ એવાં ગળી,
સુગાઢ મૃદુ તે પરિષ્વજનમાંહ્ય વર્ષો રહ્યાં
ન તે રસ, ન સૌમિની, કિસલયો ન,–તો યે ખરાં! ૧૪

## નારાદર્શન

તરંગ અગણિત તરંગ સરતા વધે કાંઠડે,
અનંત સલિલો સવેગ સરખાં બધેથી ચડે;
પ્રકાશ ન, ન અંધકાર; ન હિ અભ્ર, અનિલે નહીં;
ન સૂર્ય નહિ ચંદ્ર; તારક ન એક, વ્યોમે નહીં.
ચડી દૃઢ પદે સવેગ ભરતી ખલક ચાંપતી,
અખાતમહિં બેટવૃંદ જલસૅજ પોઢાડતી:
ઉભો નિરખું એ અનંત સલિલોર્મિના સૅનને
નહીં દિવસ, ના નિશા પ્રલયકારમાં વ્હૅનને.
મ્હને પ્રિય જલો સફેન અનિલો સહે ગૅલતાં.
મ્હને પ્રિય સુધાકરે દિનકરે જલો સેલતાં;
ચડંત ઘટમાં અશબ્દ દ્યુતિહીન આ શાંતિમાં
ડુબૂં જડ બની રહૂં:—દિગદિગંત ત્યાં વ્યાપતી
લસે અજબ વીજ, મંદ્ર પસરે અહો 'સા'-શ્રુતિ!
અહો કિરણ સૂર અંબ સવિતાનિ નુારાતણા! ૧

## સાહસોત્સાહ

'ન ફાવું? નહિં ખોઉં લેશ મુજ આજ જે તેથકી;
ન બીકું ઝડપૂં? ખ્હડી ન શકું આજ જે તેથકી.
ધસી ઝડપું બીડું ને યદિ તમામ મુશ્કેલિને
હઠાવત કરી શકૂં વિજયમાર્ગ, તો આ રણે
ન મૉડ પદ સિધ્ધિ ના, નવ ખટાય જે હૂં થકી.
કુદૂં છ બસ! જો ડુબૂં, નવ વિમાસણા કો દહે:
તરી ઉતરું જો, ન માત્ર મુજ પૈંડ લ્હાવો લહે,
દરેક રણમાં જિતે જણ ઘણા વિજેતા સહે,
ચડે સ્વકિય પ્રાણપ્રત્યયબળે વળી પગથિયે.'

સ્વરૂપ અસલી જ એ ધસત સાહસોત્સાહનું:
વસે કુલવતો જ એ જહિંજહીં યુવાજ્ઞાતિને
સજીવ હજિ છે તહીંતહિં સમાજ કુળ દેશ, ને
લસે નવ જિહાં વહેણ ભયહીન એ લોહિમાં
ખિલ્યાં અણખિલ્યાં જ જોબન તિહાં ખિલ્યાં ને સળ્યાં!

## ઉડ્ડયનોન્મુખ નૌજુવાનને

વિહંગ, ઉડ! જો લસે અખુટ વ્યોમ આશાભર્યાં!
ચડે નયન જે દિશા નભ નવીન તે દાખવે:
ચહે હૃદય રંગ જે સુરકમાન તે ખીલવે:
વિહંગ ઉડ ઊડ રે! ઉડણ ધન્ય હો તાહરાં!

થશે ઉડણ છાતિએ જમવ જેમ તે માપનાં,
હશે દગઉદારતા મતિવિકાસ, તેવાં બલ:
વિકાસ, દિલનાં રતીઝરણ જેમ ઊંડાં વિમલ:
રતીઝરણ, ઝીલશો કિરણ જેહવાં આત્મનાં.
ભવે ઉડણ માટ આ નિયતિઃ જ્યોતિ એ ભૂલ મા!
થશે ભુલ, ફરી ફરી શ્રમ વિષાદ તો તાવશે:
કુસંગતિ ફરી ફરી રતિસુધા ય દૂણાવશે:
જશે કથળિ લોહિમાં કસ બધા ય ઉત્સાહના.
પરંતુ નિયતિ સ્થિર ધ્રુવ પ્રબોધ દે પાત્રને:
વિહંગ નિયતિજ્ઞ, ઊડ! અપનાવ આનંત્યને!

# નવા ક્ષેત્રથી ભડકતા મિત્રને

“હતો સરિતમીન તે શું સરિયો હું દરિયામહીં ?
હતો શ્રુણત વારવાર ‘દરિયો અહો ઘોર શો !
નહીં તટ, ન ઝાડવેલપશુ, આવજા લોકની,
પ્રમાણસર ના કશું, ઘુઘવતો સદા તોરમાં,
ડુબે શું તરિ શું શકે ન ગણતા તરંગો કશું,
અને બસ ફિસોટિ ફીણ મદમત્ત ઉછળ્યા કરે !’
સર્યો સરિતમીન શું હું અતિદારુણા અર્ણવે,
નર્યો લસત ક્ષાર જ્યાં અણુ અણુ અસંખ્યાતનો !”

સખે ન શિશુ તું હવે, શિશુમતીરતી છાંડ તું.
વિરોધવસમાં દિસંત છળવું શું દ્વંદ્વો થકી:
નદો જનક સિંધુના, જનક સિંધુ છે મેઘનો
પિતામહ નદોતણો: લવણ તે જ મીઠું સહી:
નહીં ઘુઘુ ઝંકાર શોર સુકુમાર શાંતીથિ યે
વિભિન્ન: સહુ સપ્રમાણ લયકાર વૈરાટમાં. ૧૪

## એક હાય

ગયૂં તુજ જુવાનિજોમ, પ્રિયહૃદયગાદલી યે ગઈ,
ગયાં પ્રિય સુતાસુતો, તડ તડ તુટિ ગૈ ઉમેદો બધી.
પ્રભા ન, નહિ મિષ્ટતા, સુખસમયતણા ન તે સાથિઓ,
ન તે ગરવું કામકાજ, મહિ ભળત તે વિનોદો ય ના;
રહ્યૂં ફકત આયખૂં, રતિગતિસુખહીન નૈરાશ્યનૂં:
રહી ફકત ડાકણી હરતિ રુધિરધાતુઓને જરા:
રહી દિનદિને સુતીક્ષ્ણ કરકસરની ભુંડી કાતરે:
અને અવયવો વિહીન રહ્યું છે સ્વમાન તો આગલું.
અરે! અરર ભાઇ રે! તુજ દશા ન જોઈ જતી!
કચૂંમર કરી જમાડું મુજ ઉર ત્હને, ત્હને એમ જો
લગીર ય વળે નિરાંત–કળ–ધિરપઃ–રે, બકૂં હૂં ય શૂં!
પ્રભો! યમ! કરાલકર્મ પણ સહૃદયચિત્ત જે કો મહા
વસે બલ કિહાંક વિશ્વમહિં! હાય મ્હારી સુણો!
લિયો ઉંચકિ સદ્ય દુઃખદરિયાથિ આ બંધુને. ૧૪

## જીવનમુક્તિ

### [એક પત્ર અને તેનું ઉત્તર]

"એ બંધુએ રિપુ હરીફ ખળો અરે એ
વાઘો લુંટયો નગન નિર્ધન ભીખતો કર્યો.
વર્ષોતણી બચત આબરુ રે નિરાંતે
લીધી ઝુંટાવી,–ઉપટે જયમ દાંત ના–સળ્યો!

રોયો અરે રુધિર–આંસુ વહ્યાં, વહી રહ્યાં,
માસો લગી પડિ રહ્યો પટકાઇ ભગ્ન શો;
વિશ્વે ન કોઇ કણ જે નવ વૈરિ ભાસ્યો,
શું કોને કહો઼ં–સ્વકિય પણ સૌ જ્યાં નિહાળ્યાં પરાયાં !"

ધીરે ધિરે સમઝ સાચિ ઉંડાણથી ઉગો,
એ સૌ ઉપાધિ ગણિ'તી જ સ્વકીય મોહમાં :
રૂડું થશે પર બધું ય પરાયું ઓળખ્યે,
જોજે ફરી કદિ ફસો નવ એહ જાળમાં :
આત્મા જ એકલ ખરો નિજ સાથિ સારથિ,
શીખોજિ એકલપણું નવ ધર્મશિક્ષાથિ,–આજથી ! ૧

## આપદ્ગ્રસ્ત સજ્જનને

દિવસો ન રહ્યા ઘણા હવે,
શિદ, સાધો, તું મુંઝાય આવડું ?
શિદ ભાર મથે ફગાવવા ?
વિલપે દીન, ન રે ઘટે ત્હને !

દિન વીશ હજાર વેઠિયા,
ત્યમ વેઠાય રહ્યાસહ્યા ન કાં ?
દરિયો તરિ આવિયો વડો,
રહિ ખાડી જ : ન હામ હાર રે !

દારયો તારયો શું ફોક તેં
કરવૂં છે ડુબિ ખાડિપંકમાં ?
ફગવીશ શું ભાર જે વહ્યો
ભવ આખો શિરસાટ મસ્તકે ?

ન હિ ભાર રહ્યો, થયો છ એ
અનુરાગે તુજ મૉડ આગવો;
તુજ જે તપ શક્તિ સિધ્ધિઓ,
ખિલિયાં સૌ શિર એ ટકાવતાં.

ફગવી દઇ ભાર, કાંઠડે
સર ઓડૂં જ કશૂં બતાવવૂં !
ડુબવૂં ભલું ભાર તારતાં,
ન ભલાં તારણ માત્ર ગાત્રનાં.

## વિધુશેખરન્

જુહાર વિધુશેખરન્, વય શતાબ્દનો તૂં હવો.
ગરેડિ નવ, દોર ના, ન ઇજનેર, ના મ્હાવત.
લઈ ઉંચકિ પીઠ, કુંભ અલિકે ઝુલાવી, મહત્
દ્વિદંત વચિ ટેકવી, ગજ પચીશ ઊંચો, કુવો
જહાજવચલો શું, સ્તંભ વજને કદે એહવો
દરેક સુપ્રસંગમંડપ તણો, તું માહાબલ
હતો વરસ વીશનો ત્યંહિંથિ રોપતો એકલ,
અહો ફરજ તે તું આજ પણ શો બજાવત હવો !

હવે વિરમવૂં? નિવૃત્ત બનિ વર્ષ એંશી કરી
કલાથિ રસથી મહાફરજ તે શું કરવી પરી?
નહીં. મરણ ઢૂંકડે અગર દૂર સો વર્ષ હો,
ઘટે ન વિધુશેખરન્ મરણ અન્યથા ત્હારું તો.
મહાન બસ એ જ સેવ કરતાં તનૂ છાંડવી;
નથી શું ગજરાજ તું? અથ શું ક્ષુદ્ર છો માનવી? ૧૪

## 'અહો હરખ!'

અહો હરખ! માંડ માંડ પણ ચૂકતે થૈ ફરજ!
ઘણાં દિવસરાત વૈતરું કિધૂં અવિશ્રાંત તે,
ન ઊંઘ નહિં ખાનપાન તણિ વેળ ગણકારિને.
વિનોદ રમતોગમત્ નફિકરાઈ કરિને વરજ,
–થયૂં સફલ તે. રહી અસલ ટેક ને આબરૂ.
વિનોદ રમતોગમત્ શિશુ સખા સનેહી ય એ
નચિંત ફરિને હવે દિવસરાત માણ્યા કરૂં
રિઝૂં રિઝવું, મસ્તશાંત, વિહરૂં અકેલો જ કે.
સબૂર, દિલ. મા તણા સહજભાવિ આન્દોલને
ન ભૂલ હરખોર્મિ તો ક્ષણ દશક્ષણ જ જીવને;
ચડે, ઉતરિ જાય પાછિ: યદિ દીર્ઘ નિર્વેદને,
નર્યા સ્વરત પાશવી જિવનના અસહ ખેદને
ચહે, દિલ, હઠાવવા: ફરજ એક સહ એકની
સુસંકલિત માલ જાણ ઊજમઉજાસ સ્વવિકાસ કેરી જનિ. ૧૪

## શેક્સ્પીયરનું એક સોનેટ

નસીબ વિફરે, લિયે નયન લોક આડાં કરી,
બુરા દુખદ હાલ ને મહિ રહૂં કયમે એકલો,
વિલાપ મુજ તીવ્રથી કનડું દેવ બ્હેરો વળી,
નિસાસભર ક્રુદ્ધ ભાંડું વળિ ભાગ્યને આકળો;
સ્મરંત જન કૈંકને, ધડિકતો અદેખાઇમાં
સ્વરૂપ ચહું એકનું, સુહૃદટોળિ બીજાતણી,
કલા, વગ, મુભો, સુખાશમય ભાવિ અન્યાન્યનાં,
વિશિષ્ટ મુજ જે બધૂંય રહું ખાસ તે તૃણ ગણી:
પરંતુ યદિ આમ જાત મુજ દૈવ મુજ નિંદતાં
સરે તું સ્મૃતિમાંહ્ય કે બનિ જતો જ ચંડોલ શો.
–ઉષા ભળકતાં જ ભૂમિતમ છાંડિ ઊડી ઉંચા
ઉજ્જ્વલસશુભ વ્યોમ ભવ્ય, પ્રભુસ્તોત્ર લલકારતો:
સ્મરે મધુર તાહરો પ્રણય, હૂં ધનંજય બનૂં,
ચહૂં બદલવા ન હાલ ધરણીધરો શૂંય હૂં. ૧૪

# નદી ચાલે ખાટમાં : એક ગઝલ.

નીંદ ક્યાં, ક્યાં ખ્વાબ, ખુલિગૈ   નૅન રયણી દાટમાં
ગૈ એ ખુલી, હૈ એ ગળી,   આ નદી ચાલે ખાટમાં ! ૧

હૂં ન જાણૂં કૉણુ મ્હારો,   કહો કૉને પ્રિય કહૂં,
મેં સુણ્યો ન સવાલ, "બુલબુલ !   છે રજા માશુક કહૂં ?" ૨

અહા તરુવર, કુદી તુજપર   ઘટાટોપે છૂપતી,
પાન ફળ ફુલ ડાળ પર્સે   તર થતી બસ રીઝતી. ૩

ગયો રે એ મોહ તુજ પર :   છડો છે તું સુખી હજી;
શૂળ શી એ છડાપણમાં   ન જાણે તું, અય મુગ્ધી ! ૪

અરેરે, પણ જોડ ખોટી   માં ઝલાયે જાતડી,
જકડ તોડી પામવું તો   છડાપણુ પણ ક્યાં ફરી ! ૫

જોડ સાચી, જિગરનૂં જે   જિગર, તે ક્યાં ? હે ખુદા !
તે ન, તો દે કદૂણાઈ   છડાપણુ સહવા સદા. ૬

અજી જો, આ એક આંખે   વહે નદી નબળાઈની,
જુવે જુગતી ન જોડ, બીજી   રુવે તે અધિરાઈની ! ૭

નીંદ ક્યાં, ક્યાં ખ્વાબ, ખુલિ ગૈ   નૅણુ રયણી દાટમાં,
ગૈ ખુલી એ, હૈ ગળી એ,   નદી ચાલે ખાટમાં. ૮

## પ્રણયનું કામણ

આવ્યો બંધુ ચડી વદે, 'નવ રિઝો ખીજો 'છ મ્હારા પ્રતિ,'
ના એવી ફરિયાદની પણ હુંને હાવાં નવાઇ રતિ:
છૂં નિત્યે ફરિયાદપાત્ર સહુની છોટી શું મોટી અતિ.
શૂં તેથી? દૃઢમૂલ છે પ્રણય ત્યાં શ્રધ્ધા ય સ્હેજે વસે,
ને તે સૌ ફરિયાદનાં ઋણિ લઈ નૈમિત્તિકોને હસે:
ઊસેટે સરવે! ન ડાવપરસે નિર્દોષતાથી ચળી
દોષોમાં ય ગુણો નિહાળિ, સરલા, હેતે ભિની ને કુંળી,
સામાં મૂલ પસારિ ચિત્ત યુગલે એકાશ્રયા જામતી.

છે એનો જ અભાવ ત્યાં ક્ષણિક તે, ન્હાનૂં નજીવૂં ય તે,
જાદૂની ઝડપે વધી પ્રસરતાં,–આચાર, આડંબરો,
ચૉકી એકબિજા તણી ફરિફરી, ઊંધા ગ્રહો, પીઠનાં
શંકા વ્હેમ કુતર્ક,–એમ અવળી માયાતણાં પ્રસ્તરો
વાધે, ચિત્ત ભરી દિયે ઉભય,–ને સ્નેહી બચારાં જ તે
કાળે એમ બને ન દ્રોહિ અવની ઢાળે શું એકેકનાં? ૧૪

## એ ત્રિપદ સુર

બાપાજી! એ ત્રિપદ સુર સૌ નૌજુવાનો સુણે છે,
કાલા કંઠે પ્રથમ ઉચરાતો મિઠ્ઠા માણિ લે છે.
વ્હાલી યે એ પુનરપિપુના શીખવી રંઝણાવી
ઉલ્લાસે છે પ્રકટ રહસિ સ્વામિને સંભળાવી.
કાળે કાલાં રટણ બનતાં છેક સામાન્ય એ તો,
પુત્રો પુત્રી વધિ પડિ અકારાં ય શાં લાગતાં જો!
માયાવિ એ ત્રિપદ સુર લીલાવધિ ત્યાં કરંતો
કાલા કંઠ ત્યજિ અવનવી મીઠપો મેળવંતો:–

બીજે જન્મી ઉછરિ પર છત્રો તળે પુત્ર પુત્રી
પુત્રીપુત્રો નિજ કર દઈ સાંધિ લૈ ધર્મસૂત્રે
વૈંદાવે છે નિજ સહ, અને સંભળાવે ઉમંગે
'બાપાજી!' એ ત્રિપદ સુર સસ્નેહક્રીડાતરંગે :
'બોલો મોટે વડિલ સટ તો સાંભળે', એમ ટૉળે
મીઠ્ઠા કેવો ત્રિપદ સુર એ વૃદ્ધનાં શ્રોત્ર ખોલે! ૧૪

## મૈયાની સેવા.

રે બન્ધુઓ નવ પ્રકાશ વધાવનારા,
યુવાતણા પ્રબલ વ્હેન વિષે તણારા,
મૈયાનિ જાગૃતિ-ઉષા લલકારનારા,
સેવા જ એક જનની તણિ વાંછનારા:
સેવા પડી શતસહસ્ત્ર જ કોટિકોટિ,
જ્યાંજ્યાં જુવો જનનિસેવ અસંખ્ય ત્યાંત્યાં:
રે બન્ધુઓ, તદપિ વ્હેન વિષે તણાઇ,
ના ઊલટો, કુદિ પડો નહિ, ધીર ધારો.

છે જંગ સૌ મરદને પ્રિય સર્વ કાલ,
ને છે અસહ્ય જનની-દુખની જ ઝાળ:
રે બન્ધુઓ તદપિ યૌવનમાં તણાઈ,
ના ઊલટો, ત્રુટિ પડો નહિ, ધીર ધારો.
ના જંગ આ કુદિ ત્રુટી પડતા નરોના,
ના જીતલાભ અહિં આંધળિયાં કર્યાથી;
વીત્યા જ તે સમય જૌહરની ક્રિયાના,
તે ક્ષાત્રશૌર્યયુગ, ભાઇ, વિત્યા જ વીત્યા.

મૈયામઢી પુનરપી અજવાળનારા,
આ કાલના પરમ મંત્ર અતીવ ન્યારા:
છે જંગ સાત્ત્વિક બળો પ્રકટાવવાનો,
ચારિત્ર્ય સૌમ્ય વ્રત સાધુ ખિલાવવાનો.
રે બન્ધુઓ, પ્રિય મ્હને તમ ઊર્મિઓ સૌ,
સેવાતૃષા તમ તણી નિરખી હું રાચું;
સંન્યાસવૃત્તિ તમ જોઇ પગે પડૂ છૂ,
ને જ્ઞાન ધૈર્ય વિકસે તમ, એ ચહૂં છૂં.

રે બન્ધુઓ, કુદિ પડો નહિ, ધીર ધારો
ને 'કૃત્ય, કૃત્ય, કંઈ કૃત્ય જ!' એ લખારો
છાંડો:–જુવો નહિ શું જ્ઞાનવિહીન કૃત્યો
સર્જે અનર્થ-દુખ-દ્વેષ-પરમ્પરાઓ!
મૈયાતણા તનુજ સર્વ સમાન બંધુ,
એ સૌ તણાં પરમ શ્રેય વિશુદ્ધ પ્રેય
તે તે જ એક નિજ જીવન પ્રવૃતીનું,
પૂરું પવિત્ર પ્રિય શાંત સળંગ ધ્યેય:

એ બીજમંત્ર, પ્રિય બંધુ, ઉરે ઉતારો,
એ ન્યાય, એ પરમ સત્ય જ, એ જ સેવા:
નિવૃત્તિ એ, વરદ સ્વાર્થ-પ્રવૃત્તિ યે એ:
ચારિત્ર્ય એમય રચી રિઝવો જ મૈયા.

## ધર્મપાલન: એક પત્ર

ઝિંદગી જીવંત દિલનૂં નામ છે:
જીતવૂં દિલ જીતવાનૂં કામ છે!
હાર પણ દિલ જીતિ દે છે કોક દી,
મોત પણ જીવન-અમર-ઝાંપો કદી,
પોક પણ છે વીરહાકલ સમય પર,
અહિંસા પણ થાય હિંસા ઘોરતર!
ભલભલા, બચ્ચા, ભુલે છે નામથી,
ધર્મપાલન મર્મ પ્રીછ્યા વણ નથી.

દિલ ગયું ઠીજી પછી શું જીવવું,
દિલ ગયું હારી પછી શું જીતવું!
જીતવું દિલ જીતવાનું કામ છે,
ઝિંદગી ઝિંદાદિલીનું નામ છે! ૧૨

## એક વૃદ્ધતર મિત્રને

હુચ્છકિત આત્મબલ વા, સાત્ત્વિક સંકલ્પ, જોડ હો પીંડે,
તજો શિથિલતા, મંડો, કર્તવ્યે સાંઝ ને પ્રાતર્.

ન જુવો ઋતુ, નવ માગો વિશ્રમવા થાક અસુખને બ્હાને,
કાલ વાઘરાએ જો સાયકથી તીર છોડયો છેઃ

બુઢ્ઢાપણનો કારી સૂસવતો સમિપ આવતો વેગે,
ના ચુકવાનો કેમેઃ—પ્રિયસાજન, શૂં જુવો હાવાં?

બુઝતી આશાજ્યોત, ભાવિગગન તમ આવરે,
અંતિમ પલ, ઉદ્યોત, પૂર નૂર ઝળકાવિ લે!

## ગાંડી ગુજરાતને

૧ ગાંડી ઓ ગુજરાત, ઉદાર પાડોશી ભણી,
પય તુજ ધાવી, માત, પાડોશી ગરવા બને,
સ્તન ચૂસી તુજ, માત, પાડોશી ફૂલ્યા ફરે
હણે પાટુ, ગુજરાત, જો વળિ એ તુંજ બાળને!
૨ માગણુ ખાલી હાથ શૂં મુજ દ્વારથકી વળે?
ના, ના, વ્હાલી માત, ટકો ટેક તુજ સર્વદા.

પણ માગણ તુજ બાળ
કણકું મુઠી કંગાલ,
૩ બાળ અમે કંગાલ
તો તપાસ અમ હાલ
ત્હારાં થાન વિશાળ
ધવરાવી દે માલ,
૪ નથી અમે કંગાલ,
જો તું અમને આલ
વળી એક સુણ વાત,
માગણજાદૂ, માત,
૫ અમે ભલે કંગાલ,
અમે ભલે બેહાલ,
વળી નહીં આ હાથ
ટેકીલી એ માત,
૬ ગાંડી એ ગુજરાત,
હકકજોગું પય, માત,
સુણ ને સાચી વાત,
ખૂટે, તે તો માત,
૭ ખૂટે તે તો, માત,
બાળક વૈરી ચાટ
બાળતણી લે ભાળ
ભલે પછી કર ન્હાલ

એ જ કારણે પામતો
—એ મા ત્હારૂં શાણપણ!
શું તેથી શરમાય તું ?
કેરાં કારણ, માવડી.
તેનો તું, એ વ્હેલડી,
રાખી અમને ટટળતા. ૧૨
અમો ય ગરવા ભારખમ,
હક્કજોગું પય, માવડી.
માગણ જીભ ગળી ઘણી,
ભલાભલાને ભૂલવે.
જાદૂ અમને છે હરામ,
મધુ અમ જીભે છે નહીં.
ધરિયે પર આગળ કદી.
અમો ય ટેડા તાહરા.
વરત સમય. જાણ પરખતું,
દે અમને, તુજ બાળ છોં.
અમ ધાવ્યે વધશે સદા,
પાડોશી ધવરાવતાં.
માગણ જ્યાંથી ચૂરમાં,
પામે, તે ઘર, વેવલી!
એ જ એક કથવું ત્હને,
પરને, ઉદાર માવડી. ૨૮

## પ્રિન્સ ઑફ્ વેલ્સને આવકાર

આવો ભવિષ્યનૃપ, હિન્દતટે પધારો,
આ ભાવસ્નિગ્ધ જનતા-ઉર-તખ્ત મ્હાલો:
આ દીન હીન મદુલી મહિં પાય પાડો,
આ રાંકડે વદન નેત્ર-મયૂખ માંડો.

જોશો અહીં સુજનતા નવિ ને પુરાણી,
પ્રાક્પશ્ચિમોદધિનિ સન્ધિ થતી થવાની:
આ ક્ષેત્ર જીર્ણ જનતાનું રસાળ થાતું,
જોશો નવાં પ્રબલ બીજ વડે વવાતું.

આશાતણા ગગનમાં ઉડિયે વિલાસે,
ને શીખિયે ફરજ ભાવિનિ એ પ્રકાશે:
એ આશ ને ફરજ તન્તુ વડે વણાઓ,
કીર્તિપટે તમ સુનામ, પ્રભુ કૃપા જો! ૧૨

## (પ્રથમ) મહાયુદ્ધનો આરંભ: આગસ્ટ ૧૯૧૪

પિતા, દિવસ આ ઉગે, અરુણ આભ દેખાય આ,
-પ્રકાશ પણ કેમ એ નિરખિ વ્હેમ ખાતી દગ?
નિશીતસપનાં વિષે દિઠિ હતી ઉષા સૌમ્ય જે
ઝબૂકિ પલકેક પ્રેમ શરથી વિંધા ગૈ જ જે,
ન તે ઉદય આજનો; રુધિરરંગિ આ તો દિસે:
અને તદપિ વાય છે અનિલ મસ્ત ઉત્સાહના,
વધે છ રવ વ્યોમમાં સ્વજનભૂમિભક્તીતણા,
બધે જ પ્રકટી રહે છ ગુરુ યજ્ઞ સ્વાતંત્ર્યના.

પ્રભો, દિવસ આ નવો, જગત આ નવા, તેમહીં
જુના સ્તવનમંત્ર કેમ અરપૂં જુની પ્રાર્થના ?
નહીં બલિ જુના ધરૂં, ન અસલી ક્રિયા કૈં કરૂં,
ઘટે ક્ષણ અપૂર્વને નવલ વેદમંત્રાવલિ !
પડે નવલ વહ્નિમાં અતુલમૂલ્ય જીવો બલિ !
લિયો લખલખાં ! કરો સફલ યજ્ઞદીક્ષા, પ્રભો ! ૧૪

## સૈનિક

યદા ખપિ હું જાઉં, ભાઇ, તો હું માટ જાણજે
વિદેશિ ખેતકોણ કોક છે ગયો હુંથી બની
આંગ્લદેશની જ ભોંય ! સિધ્ધ, ભાઇ, માનજે
ન ધૂળ એ વિદેશિ, મૃત્તિકા જ એ સ્વદેશની
જન્મિ પાકિ જે પ્રબોધ પામિ આંગ્લદેશ જે :
જેહણે રમી ભમી મઝા ઉડાવિ આંગ્લ ખાસ,
આંગ્લ દેહ, આંગ્લ શ્વાસ, આંગ્લ સૂર્યની કુમાશ;
સ્વચ્છ, ધૌત, આંગ્લવારિપુણ્ય તે પ્રમાણજે.
પ્રીછજે જ,—ચિત્ત આ વિધૌત રાગદ્વેષથી
વિરાટ ચિત્તમાં ગળ્યૂં, અને જિહાં જિહાં ચરે,
એહથી બધે જ સર્વદા સ્વયં વહે ઝરે
જ્યોતિ શાંતિ સૌખ્ય સૌમ્ય ભાવ તે, ઘૃણા જ તે,
આંગ્લ વ્યોમ ભોમ આંગ્લસંસ્કૃતી જ એશથી
આ ભવે પિધાં ધરાઈ માતથાનથી જ જે. ૧૪

## છેલ્લો મહાવિગ્રહ

ભાવિ નવ સૂઝે માનવ આંખે
સ્વાર્થી વાદળ પરિસ્થિતિ ગોંધળ સીમાવર્તુલ આંકે
ભાવિ નવ૰ . ધ્રુવ

અતિ લોભી તે કુયસર કેરો અહું-ગોળ કુલિ ફાટયો,
પ્રજા પ્રજાનો દ્વેષાનલ તક સાહિ ઊછળ્યો દાટયો,
રાવરાણાની ઉથલી પાટયો—ભાવિ૰ ૧

હિંદતણા પણ જવાન લાખો હોમાયા રણચૉકે,
યુરોપિ મરજે બાળયુવા ઘરડાં પછિ ભરખ્યાં થોકે,
સદે કૈં રોવરાવિયા પોકે—ભાવિ૰ ૨

## પ્રણય પ્રશસ્તિ

આજ, જગદેવ, જગગાલ પર પ્રણયની વાજતી ગાજતી શી ચપેટ!
વાગિ વેસ્ટ મિન્સ્ટરે 'થડ!' જતી થડથડી શી ઉટાવાથિ ઑકલૅંદ ઠેઠ!
રોય બાલ્ડિવન, નિચૂં જોય છે સ્મટસ, ને મોઘ પેલો ભલો સાધુ ગાંધી,
સત્યને અખતરે સ્રી દિઠી બ્હેન મા, જેહને જોગમાયા ન લાધી.

સાંભરે ઍણ્ટની, અવતરી શું ફરી કુલીઉપેત્રા ગજબ મિસ્ર રાણી.
સાંભરે કુચ, ગણી ફરજ જેણે વડી, બનિ જિવન ગરલ તો દેવયાની;
સાંભરે હેલન, તે કારમી સુંદરી, ટ્રાયગ્રીસે સકલ વીર મોડયા,
સાંભરે દ્રૌપદી પાંડવોનૂં શું તે અવગણી કૌરવો સૌ ય રોળ્યા!

ચાહિને તાજનાં તેજ યૂરોપિ જૈં —ગે ગ્રહણુ ઘાલિયાં, ના છુટયાં જો !
માર્સ ધાયો તિહાં ધસિ ચડી વીનસ, શ્રેષ્ઠ સામ્રાજ્યનાં યે ગ્રસ્યાં જો !
તોપતરવારથી તીક્ષ્ણુ છે દામિની નૅણુકામણુ તણી તરલ તિરછી,
રાજ શું, તાજ શું, સૌખ્ય શું, લક્ષ્ય શું, નવ લહે જે પડે ધખ્ય મૂર્છી !

એક ઉગરે ભગત, જેહનો જગત તો, નિત્ય ઉપહાસે કરવોજ જાણે,
ભગત જગદેવને ભજિ ભજી તેહની જાદુઝર મોહમાયા વખાણે !
ને નમે જો જગત તે સદાયુવકને જે પ્રણયમૂર્તિ—સહજિવન કાજે
શ્રેષ્ઠ સમ્રાટ પદ જગતનું, તજિ જતો,
તો ભગત તે પ્રણયવીરને પ્રણયસમ્રાટ પદથી નવાજે !

આઝાદી સંસ્કૃતીનું ઉપવન અ-સમૂ પાંગરેલું અધૂરૂં
તે થે ઉચ્છેદવાને અસુર ઉતપત્યા આતતાયી બળાઢ્ય;
તો એને રક્ષવાને સહ મનુકુલની આશાસંપત્તિ મોંઘી
આવો આવો ઉમંગે
સૌ ઝૂઝો ધર્મજંગે ત્યજિ નિજનિજના સ્વાર્થપ્રવૃત્તિહેતુ. ૪

## ચાલતા મહાયુદ્ધનો આરંભ : ઇ. ૧૯૩૯

ફરી ન, ન પુનઃ કદાપિ! અહ ઝુલ્મ અન્યાય આ
નર્યો બળતણા ઉછાળ ઉધમાત હેંકાર આ:
અશક્ત લઘુ પાર્શ્વવર્ત્તિ મુલ્કો પરે ત્રાસ આ,
અરે નિજ હદે ય ભિન્ન મત કોમ પર ક્રૂર આ:
ન સંધિ, નવ નીતિ, કૉલ પણ ના કદી પાળવા,
કુવિગ્રહ નૃશંસ નીચ મલિનાયુધે ખેડવા:—
સહ્યું વરસ કેટલાં ય! સમઝાવવા ફરિફરી
મથ્યા, નફટ તોરિ અટ્ટ તવ હાસ્ય પણ જે ગળી.

ખમાય અવ ના પળે! કર ઝલે સ્ત્રિયો બાળ તૂં!
ચડી ગગન બૉમ્બવહ્નિ ફડિ હેલિએ વરસ તૂં!
ફુંકાર વિષવાયુ! રોગ જિવડાં ય ઊડાડ તૂં!
અઘોરિ બન! દૈત્ય થા! અલખ લક્ષ સંહાર તૂં!
ભલે. કર ફના! રુંવાડું અવ નૈવ ફરકે જરી:
ત્હને મસળિ નાખવો જ બલવિત્ત દૈવત બધૂં વાપરી. ૧૪

## માનવતાકંદુક ચંપાતાં

અરેરે ! વિજય ભુંડા બળ શઠના !
અરેરે ! ઘોર ભોગ સત હઠના ! ધ્રુવ
ચીનનં ઉગમણે ફીન'આથમણે દુર્જન બળિયા ચાંપે,
સ્વદેશરક્ષક વીર વિક્રમે દિગંત હરખે કાંપે—અરેરે ! ૧
ઊગમણે નભ પ્રચંડ બૉમ્બો નગર ભરખતાં આખાં,
ભડ સુભટો શૂરા લોકોત્તરતણાં ય લેશ ન લેખાં—અરેરે ! ૨
આથમણે ફિન વીર અકેકો પચાશ દુશ્મન રોળે,
અંતે પણ ખપિ જાય ધસે જ્યાં ફરિફરિ સહસ્ર ટોળે—અરેરે ! ૩
જન સ્વતંત્રનાં કેસરિયાં પણ નહીં કદાપિ ય થંભે
દેશ ભાંગતાં વ્યક્તિ વ્યક્તિનાં પૌરુષ ચગંત જંગે—અરેરે ! ૪
પોલ ઝૅક નવ વતન વિષે નિજ ખાળિ શક્યા હિટલરને
અમેરિકન પોલો ને ઝૅકો ધાય સ્વમાતાજતને—અરેરે ! ૫
લોહિતણી ચાલે નદિયો દરિયા પણ લોહિ ઉછાળે,
ભૂ ભૂધર વાદળાં વ્યોમ પણ ચૉખુંટ પ્રલયે મ્હાલે—અરેરે ! ૬
અને હિટલરી પ્રપંચજાળો ગુપ્ત સુરંગી ક્યાં ના ?
ખલક બાધિએ પ્રલય ઝાળ આ ફેલાતી હશે ના—અરેરે ! ૭
માનવકંદુક ચંપાણો ચંપાતો ત્યાંજ ઉછળતો,
પ્રાણ જુલ્મને ત્રાસે ત્રાસે સપરાણો ઉલ્લસતો—અરેરે ! ૮

## હિટલરં વિજય પરંપરા

ધરણિ થર થર ધ્રુજાવંત રે હિટલરા!
માંસશોણિતદધી સર્જતો વર્ષિને, દૈત્ય, દિગ્વ્યાપિ હિંસાગબારા!
પ્રહર પ્રહરે નગર પ્રૌઢ તૂં ત્રોડતો!
પક્ષ પક્ષે નવાં રાષ્ટ્ર તૂં રોળતો!
કોટકિલ્લા ન સેના ન રે કાફલા, દૈત્ય, રોધી શકે તુજ ધસારા!
અસ્ત્રશસ્ત્રે પ્રપંચે જુઠાણે છળે ધૂર્ત્ત દાવે જગત ભેળનારા! ૧.

'બ્લિટ્‌ઝ'–રા જંગ તુજ વીજ શા, હિટલરા!
બ્લિટ્‌ઝરી વાઢ તુજ, કોડ તુજ આસુરી, દૈત્ય, લક્ષે ન આવ્યા અમારા!
લઘુક રાષ્ટ્રો તહોને ભરોસે રહ્યાં,
પ્રૌઢ નિજ નિજ વહેણે પ્રમાદે વહ્યાં;
ત્યાં રચી ગુપ્ત ભડ અસ્ત્રશસ્ત્રો પ્રપંચો અને પેતરા, દૈત્ય, ત્હારા
ઉત્પત્યો, ને હતો હેતુ તુજ ભૂવિજય, તે ન ભૂ કળિ શકી વ્યગ્રતારા. ૨

આસ્ટ્રિયા ઝૅક પોલૅંડ તૂં હિટલરા
ભાંગતાં વીજઝડપે, રચંતાં વળી ગુપ્ત તૂં સોવિયટ શું કબાલા,
આંખ ફાડી યુગલ રણ ચડી આવિયા,
બંધુ જૂના પરસ્પર ફરી ભાવિયા,
સ્કંધ સ્કંધે ડગે ડગ મિલાવી રચ્યા મોરચા ભૂમિદરિયે સફાળા,
ભીંસ દિગ્વ્યાપિ તૂંને કચરવા પ્રયોજી નવે ખંડ જ્યાં જ્યાં સિમાડા. ૩

કપટ તુજ ભેદ તુજ ગજબ રે હિટલરા !
અર્ધ પોલાંદ આખોય બાલ્ટીક દે દીધ તેં સૌવિયટને ધુતારા !
ફીન પર સોવિયટને ચડાવ્યો વળી,
નોરવે સ્વીડને રજ ન બાજી કળી,
અલગ ઊભાં, અકેલો જ ઝઘડયો, રહ્યો વીરની ફીન મંદારમાળા !
—અતિ-અસમ વિગ્રહે પણ પ્રરાક્રમ કશાં! ભગ્નદિલ ક્રમભર્યાં ઓશિયાળા ! ૪

ઊકલ્યો ફીન કે ઉત્પત્યો હિટલરા !
ડેન ને સ્વીડને ભોળવી ઑસલો ગળિ ગયો,—છળકવલ, હીચકારા !
નૉરવે એમ લૂલૂં કરી નાખિને
વાયુમથકો દબાવી જુઠાં ભાખિને,
વ્યસ્ત મોરચાર્ત્ત લોકે અહીં ત્યાં ફગાવ્યા, અરે અધમ, પાવકગબારા !
મિત્રરાષ્ટ્રોનું લશ્કર બન્યું તેટલૂં એમ લિધ ખેંચિ નૉર્વે મુઝારા ! ૫

ફાવતાં દાવ એ, એથિ યે હિટલરા
કારમો આસુરી પાંશ ફેંકી કરે ઘાવ પર ઘાવ તૂં પૂર્ણ જોરે,
ડચ્ચ બેલ્જિયન પર ત્હારું વિજળીસમર,
—માર ! બે માર ! ના શ્વાસ લેંહો ય પળ !—
એમ ગજવી ગજબ પક્ષ એકે હણે, અર્ધ વસ્તી વ્રુટોત્કચ્ચક તૉરે !
ને લિયોપોલ્ડ દિગ્મૂઢ ચરણે નમી આજ "ત્રાહિ પ્રભો !" બોલ બોલે ! ૬

લક્ષ ત્રણચાર સેને નમ્યૂં, હિટલરા.
અક્ષિ તુજ આગળે રે દિવાસ્વપ્ન શાં રેખ પર રેખ ચળકંત આજે!
"બેલ્જિયન સેનસંપત્તિ આજે જ જો,
ફ્રેન્ચ કાલે અગર ચાર દિવસે જ તો,
તે પછી સદ્ય નિર્વિઘ્ન ટોચે ચડી મુજ સિતારો ન શું પૂર્ણ રાજે?
–શત્રુ સૌથી વડો, નાગ સૌથી બુરો, તે ય યાચે મ્હને કેમ ના જે?" ૭

સમરસંદેશ ત્યાં ટકટકે, હિટલરા.
'વાટઆ ભાંગિ!' 'આ રેલ તૂટી!' 'જળ્યાં પ્લેન આ!' 'તેલ અંહિ ખૂટવામાં!'
'સૈન્ય અધલખ ગયૂં!' 'ટૅંક આ ખોટક્યાં!'
'મોખરા સકલ ત્રાડે–"નવી કુમક ક્યાં?"'
'હ્યાં ન પાણી! ખુટયૂં અન્ન અંહિં! દારુગોળા ન સેના ય પુરતી અંહીંયાં!'
'મોકલૂં મોકલૂં!' દૈત્ય કહે, દશગણાં! સોગણાં યે હું હોમું પલકમાં!
આ ત્રિમાસે જ ઇંગ્લંડ ને ફ્રાન્સ રગદોળિ કરવાં ફના, જો નમે ના.
અષ્ટ રાષ્ટ્રો મ્હને સેવતા કિંકરો! –આ વડા બે ય બેવડ કરૂં હા! ૮

ધૂર્ત પાશે ફસાતા જનો હિટલરા
મરણિયા વીર મદમત્ત મયગલ જશા દશગણાને ય ભારે પડે છે;
મારતાં ને મરંતાં વળી કૈંકની
ચક્ષુ દૈવી પ્રકાશે સમુજ્જ્વલ બની
કીર્તિ સત્તા સમૃદ્ધી મહત્તા હરીફાઇઓ ને મદોથી છુટે છે,
ક્રોધ ને વેરનાં ઝેર કાતિલ પુરાણાં તણાં શમન ઝંખી રહે છે. ૯

ગત મહા વિગ્રહે યે કંઇક હિટલરા,
સૈનિકો સર્વ સેના વિષે પાક્યા, સ્વાર્થ જડનો જ જે પાર પામ્યા,
વીતરાગી મહામોહજિત એ જનો
સૈનિકો તો ય કવિ ફિલ્સુફો શમ-ઘનો,
ફ્રેંચ, જર્મન્ય, ઇંગ્રેજ, કૉલોનિયલ, બેલ્જિયન, તુર્ક, સર્વે પ્રજામાં
ઝઘડતાં સામસામે ય એ નર બન્યા સકલજનતાકુટુંબી હૃદયમાં. ૧૦

એ જ ભાવે શમ્યો કૅર એ, હિટલરા.
કિંતુ પછિ સંધિનાં લખત જ્યાં યુરપે રાજપુરુષો કને ચીતરાવ્યાં,
ત્યાં અહહ વેર ને રોષનાં ઝેર એ
જીર્ણ તે અધિક સપરાણુ ફરિ ઊભરે!...
એમ વિખબીજ રોપ્યાં ફરીને બધાં, રે નવાં યે કંઇક ત્યાં વવાયાં,
તે તણો ફાળ લણિ હિટલરા, આજ તેં તાહરાં બ્લિટ્ઝ સમરો ગજાવ્યાં ૧૧

ભારતી યુદ્ધ પછિ યાદવી, હિટલરા;
તે પછી પાંડવીસંસ્કૃતિપ્રલય, બર્બર તિમિરકાળ પાશવ જિવનનો.
—એહ ક્રમથી યુરપં આ સમે ઉગરતો
જો, મહાદૈત્ય, તુજ કાળ એ નિવડતો,
ને પછી ભદ્ર નિજ રાજપુરુષો પરે શક મહૌજસ્વિ બેસાડી શકતો
સ્વાર્થિં સ્વામિત્વ સંપત્તિત્યાગી જગધ્બંધુતા કેરિ સદ્‌ભાવનાનો. ૧૨

## જર્મનનો પારિસપ્રવેશ: ૧૪-૬-૧૯૪૦

### ૧ પ્રલયાર્ત્તિ

વીજોના ચમકાર વહ્નિવમળો ગોળા ગબારા ઝડી
જ્યાં ત્યાં ઉત્પતિ ઊતરી તિમિરને ફેંદી કરે ચોગણાં,
ગૅસો યે ઘુમરી દિશા સકલમાં દુર્ગંધ દે પાથરી;
બીજા ભૈરવકારમાં શતગણા પાશવ્ય કે આસુરી
કેરો શા વિકટાગ્રહે ભયભર્યાં ને માણુસાં ભીષણાં
એ પાણીપતમાં પરસ્પર ઝુઝી સર્વત્ર વર્ષી રહ્યાં,—
આ કંપી થથરી રહી બધિ ધરા એ રૌદ્ર પ્રલયાર્ત્તિમાં !

ઘમસાણાર્ણવ એનું માત્ર અણુ યે કલ્પાઇન્યાળાઇ જતાં
નેત્રો અંધ થયાં ગયા શ્રવણ, ઘોરંભી ઉરે શૂન્યતા,
ચિત્તે આહ્નિક વર્જિયાં, ઘર તજી બાહેર નિકળી પડયો,
ટેક્સી ટ્રામ બસે ચડયો, ગલિગલી બાઝાર કૈં આથડયો;
સૌ સર્વત્ર જ વ્હૅપલે બકબકે ક્ષુદ્રોદ્યમોપાધિએ
દીઠા ડૂબલ, જેહવાં કિડિમકોડી મૃત્યુગ્રસ્તાલયે:
-હણે પારિસ સર કર્યું, નવ ગણે બૂઝે ન આ કોઈ તે ! ૧૪

### ૨ સિંધુતટ

એ સૌથી વિફરી તપી વળિગયો હૂં સિંધુએકાંતમાં,
મૂકી તાડ, વટાવિ સૌ લઘુમહા ઍંધાણ જડ મનુજનાં,
પૂઠે સૌ જગ છાંડિ સિંધુતટને વેળૂપટે ચાલિયો,
ઘેલા શો બસ નાસિકાગ્ર પુઠળે કાયા ધકેલી રહ્યો.

ધપ્ ધપ્ તાલ સુણૂં સુણૂં ન, નિરખૂં નિરખૂં નહીં કાંઇ યે,
એમ જ કૈં મજલે પછી તન થકી સંજ્ઞા જરા પામિયો,

થાક્યો હૂં ચલ જીવ રેત અહિં છે શીળી ઝિણી સૂકિ યે,
ને ભરતી ય ચડે ન જ્યાં લગ ભલે ત્યાં થાક ઊતારિયે.

બેઠા. ત્યાં પગ આફ્ણે સરિ જતાં લાંબા થયા, કાય ને
ધીરેથી ઢળિ જાતિ ફૂંળિ સરખી શીળી સિતા રેતમાં;
આંખે ને શ્રવણે લસે અસિરહ્ડ દરિયો લહેરી ધુને,
ને બુદ્ધી મુજ સળવળી રહિ નવા તો યે જુના પ્રશ્નમાં:–

ભવ્ય ને સૂક્ષ્મ સત્ત્વો વિરાટ અણુ જે સ્વયંભુ વિભુ વિશ્વે,
છે શું સજીવ તે, વા અચેતન કેવળ માયાવી? ૧૪

## ૩ નિદ્રા

સજીવ નથિ તો ધરે અજબ શક્તિ શી રીત એ
વિશાળ ઉત્તુંગ ગાઢ કોમલ અલૌકિકી કુદરત,
સજીવ સુખદુઃખમાં, જય પરાજયે, જેમ ને
પ્રસંગ નબળાઇના મંહિં, સખા સખી બાંધવે
ન થાય કદિ તેમ ચિત્ત પલટાવવાની ગત?
રતે રત ફરે વળી કુદરતે, ફરે છે સહે
સજીવ સહુ ચિત્તવૃત્તિઃ નિશદી ય અસ્તોદયે
સદા ચકર વેળવેળઃ સહ તે સજીવો ફરે.

સ્ફુટાસ્ફુટ કંઈ સરે મનનમાળ હાવી મને,
વિરાટ ઉદધી તણી વિવિધનીલ ઝાંયે ત્યંહાં,
વળી વળિ ઉડંત મોજશિર શ્વેત ચમરી, વળી
ધિરી ગહર તાલબદ્ધ બજતી મહાનાડિએ
વશીકરણ કીધ એ શિતળ વેળુની સેજમાં:
ઘડી બિતાણુમાં જ આંખ મુજ આપમેળે મળી. ૧૪

## ૪ પાછલે પ્રહર

જાગ્યો ત્યાં અનિલે ઉડી સલિલમાં લીલા કરે બાળ શો,
ઊંચે ગોપકિશોર શો ધનધણો પ્રાંતાભિ સંચાલતો.
કેંદ્રેથી રવિ શ્રાંત મસ્તક ધરે દ્યૌસુંદરી અંકમાં,
સિંધુ બાલ કિશોર પંથિજન એ સોડે ત્રણે બંગમાં,
હૈ હૈ ને વળિ શંખઘોષવમળે સંધ્યા પ્રિયા ન્હોતરે;
'રે રસિકે, દ્યુતિવત્સલે, હજિ ય તું રસળે કઈ કંદરે ?'
જોઉં છું વળિ અંતરિક્ષ ઉડતી ઘુમતી હવાવાધણો,
મોટા ચિત્રપતંગ શી, પણ ઉરે વૈશ્વાનરી ડાકણો !

સર્જે માનવ યંત્ર એકથિ સવા સામર્થ્યવાળાં, અને
સંહારે ચડતી કલા જમવતો શો આત્મઘાતી બને !
સંસ્કૃતિ મનુની ક્રમે ક્રમ દિસે છે સેવતી ઉદ્ગતિ
એકે એક મથી રહે ખિલવવા કો ભાવના—અંશને;
એકે એક ય અંશ ચિંતવિ રહે, 'હું થી બધી ઉન્નતિ,
તો મુજ ધર્મ જ સર્વવ્યાપિ બનવું, ચાંપી અધર્મી કૃતિ.' ૧૪

## ૫ અકળ ભાવિ

'શાંતીકુંવર' 'ઈશપુત્ર' ભજતી યૂરોપની સંસ્કૃતિ,
જે વિજ્ઞાનફિલૉસુફીપય સ્તનોની જન્મથી પ્રાશતી
વિજ્ઞાનો મથિ શક્તિયો કુદરતી ઘાલે છ તે ગાંઠમાં,
સત્તાસંગ્રહલોભમાં ગરક ને યોજે છ સંહારમાં.
લોભે વિગ્રહ જાગિ જામિ શમતા કો એકની હારમાં,
તેમાંથી પ્રતિવિગ્રહો જ ફુટતા, ઈર્ષ્યા અને ખારમાં,
ને સૌ સાથ જ દૂબળો બનિ જઈ ગાળે દિનો હાંફમાં.

કૈં દશકાભર શાંતિ માંદલિ ટકે, વૈજ્ઞાનિકો ત્યાં વળી
શસ્ત્રાસ્ત્રો રણયંત્ર ને નવતરા પેચો ય બલવત્તરા
સંયોજી કલહી ગુમાનિ ચડસૂ લલચાવિ દે માણસાં;
જે જૂનાં નવલાં ખરાં છળભર્યાં બ્હાનાથિ થૈ આકળાં
જંગી યજ્ઞ રચે, પ્રજા સભય કૈં હોમાય તેમાં બલિ.
હશે ફ્રાન્સ? જશે જ? ને બ્રિટનનૂં, સામ્રાજ્યનું ભાવિ શૂં?
સત્યે જીત, બલે નહીં નહિં જ, એ શ્રદ્ધા ય હૂંસાય શૂં? ૧૪

# સિંધુ હે !

૧

સિંધુ હે ! ઉર તુજ વિશાળ શીતળ ! —ધ્રુવ૦
મનુ રોતો મનુ ડુસ્કાં ભરતો હાથપાય પટકંતો
નિજ વિપદે જગભર વિષમે તુજ કાંઠે કદિ સરકંતો,
નવ બોલે તૂં કઠોર કોમળ :
નવ ભાળે તૂં નઠોર પ્રેમળ : સિંધુ હે૦ ૧

ભૂત વીતકે છળિ ઝળિં આખો બળિ જઇ બાળક આવે,
ભાવિ ભીષણે ચિંતાતુર દિઙ્મૂઢ કંઠ તુજ પાવે,
નવ બોલે તૂં કઠોર કોમળ :
નવ ભાળે તૂં નઠોર પ્રેમળ : સિંધુ હે૦ ૨

વિપદસંપદાથી પર તૂં તો, અજ્ઞ પુરો, ભડ જ્ઞાની,
ભૂતભાવિથી લાપરવા તૂં, પલ તુજ કાળસમાની,
શ્વસત હસત રે લસત તું એકલ :
ગાજત નાચત સોહત એકલ : સિંધુ હે૦ ૩

૨

સિંધુ હે ! ઉરતુજ વિશાળ શીતળ ! ધ્રુવ.
તુજ આગળ મનુ હસતો રોતો વિજયિ વિજિત પણ કેવળ
કણૂં રેતનૂં, છાંટ ફીણુની, રવિકિરણે નર્યું કસ્તર
અસંખ્ય મનુમય પ્રજારાષ્ટ્ર પણ
કસ્તર, ફરફર, રજકણુ : સિંધુ૦ ૧

લડે ઉભય ત્યાં બે ય હારતા, બે ય મરે મારીને,
અગર એક પછડાતો પ્હેલો, અવર પુલે પળ જિતિને,
એ અમ વિજય પરાજય ગાથા:
નિગળત રગત પતાકા: સિંધુ૦ ૨

હા પણ આ તુજ સ્વસ્થ તટસ્થ ન શક્ય જ ગૌરવ અમને,
યદ્યપિ શક્ય, ન ઇષ્ટ કદાપીઃ હે વળગ્યોમનુ મનુને,
માયા કે વૈરે પ્રેરાતો
સહ સામે દોરાતો: સિંધુ૦ ૩

વળિ વળિ સબળ અબળ ને છૂંદે, આતતાયિ થઇ ત્રાડે,
નવ વચ્ચે પડિયે વિહ્વલ પણુ અંતર જુલમ પ્રજાળે,
અતિપશુ નૃશંસતાએ છળિયે,
દેવદેવી કરગરિયેઃ- સિંધુ૦ ૪

બને ફ્રાન્સ જે યુરોપ ખંડે અર્વાચીન મિનર્વા,
'સ્વતંત્રતા,' 'સમતા', બંધુતા', ગજવી ત્રિમંત્ર ગરવા.
વર્તમાન યુગ પ્રજારાષ્ટ્રનો
બંધારણિ રાજ્યનો— સિંધુ૦ ૫

જેણે ભૂમંડલભર પ્રેર્યો; કલા અને વિજ્ઞાને
સત્ય અને સેવાના મખમાં ધખવ્યાં ઉરમતિ જેણે,
ફાટફૂટની ભીંસે મેલી
રે તેણે યે હાર કબૂલી

શસ્ત્ર અસ્ત્ર અરિચરણે મ્હેલી
મિત્રકૉલ નિજ પતને ભૂલી :— સિંધુ૦ ૬

એવાં કરતુક અજબગજબનાં અકલ્પ્ય ઘોરભયાનક
બને ક્લિટસકીગે આ વિજળીવેગે હૃદયવિદારક,
ત્યાં શું કણુ શું ફરફર કસ્તર
બને ન વિગલિતમત્સર ! સિંધુ૦ ૭

પ્રલયતણો સૂરજ ઊગે છે, યુદ્ધ વિરાટ પ્રકટે છે
ફાડે છે મુખ, અસંખ્ય દાઢે અસંખ્યાત ભરખે છે,
મનુની છાતી ચપટ બને છે,
હિબકે શ્વાસોચ્છ્વાસ ત્રૂટે છે ! સિંધુ૦ ૮

પડયો જ અરિ! જર્મનીભર હતો મનોરથ મહા,
ફરીથિ અલ્સાસ જીતવું જ, વૅર લેવૂં પુરૂં:
મહાન બિસમાર્ક સાધિ દિધ તે, ફરી આજ મેં.
હું યે અમરકીર્તિજ્યોતિપરિવેશધારી થયો!
પરંતુ બિસમાર્ક બાદ કૈયસર ગુમાનિ મૂર્ખો દઇ
ગુમાવિ જય એ, વિશેષ અપકીર્તિ યે વ્હૉરિને,
નવૂં અધિક તાતું વૅર જર્મનઉરે ગયો ભારતો.
વિના બ્રિટન ફ્રાન્સ જીતત ન જર્મનીને કદી,
અમેરિકન ના કદી પડત એ યુરોપી રણે,
વિના બ્રિટનઃ ઘોર રે તહ નર્યો પિશાચી અગરૂ
ધરા જરમનીનિ વ્હાડિ ટુકડા ફગવતો, વળી
સુપાસ દૃઢ થાપતો અદય શત્રુનૂં વર્તુલ,
વિના બ્રિટન ના જ જર્મનિશિરે લદાયો હતે.
નવૂં જેળત ત્યારથી બ્રિટનવૅર જર્મનિભરે
વસૂલ કરવૂં હજી રહ્યું;—અરે કરૂં ચપટિમાં!
અજેય મુજ બ્લિટ્ઝક્રીગ! મુજ વાયુનૌકાદલ
પચીશ મથકેથિ;—હાં, 'દધિપ્રદેશ કુલ ફ્રાન્સનો
લઈ કબજ; ત્યાં જુનાં મથકમાં ઉમેરૂં નવાં,—
અસંખ્ય મથકેથિ "ખાડિ" ટપિ રોજ આઠે પ્રહર
અસંખ્ય દ્રુત વ્યોમનૌ ધુસિ ધુસી બધે બૉમ્બ ને
હુતાશ વર્ષાવશે, થથરશે બ્રિટન ત્રાસથી.
ગર્જૂ જ કશું એ ચણોઠિપુર લાલ ટાપૂ તણૂં
ટટાર રહિ બ્લિટઝક્રીગ મુજનો કરે સામનો!
કહે નિજ મુખે "છું સિંહ!"—ફટકારું જયમ કૂતરો!

ફરૂં વપુ ધ્રુજિત કંપત જ ખૂટ મુજ ચાટતો!
હું કોણ? ધવલાન્વયી નૉર્ડ જર્મનીનો મહા—
અકેલ કુલ શાસનાધર હું તો અતિમાનવી
દિધૂં છ અભિજાત નૉર્ડકર માનવીશાસન,
ગુલામિ ધવલાન્વયાનિ નિરમી પ્રજા અન્યને.
મહને કુદરતે ગ્રહી કર નિમ્યો અને આ નવી
બધે હિતમયી વ્યવસ્થિતિ જમાવવા સુંદર,
મહાન બલનાયકોય મુજ શૉ સિતારો ભજે!

(અહીં જરિ કપાળકરચ્યળિ ખસે, મુખે સ્મિત હસે.)

"હું તો પ્રભુનું ઝૂડિયૂં!" વદિ ગયો વિજેતા પુરા,
હું તો પ્રભુનિ વાડિનો ફકત બાગબાં છૂં નવો.
તરૂતૃણલતાતણાં સમઝું કૈંક વિજ્ઞાનને.
નહીં બ્રિટન શા પ્રશાખિ તરુનો ઘન ચ્છાયડો
હિતાવહ અનેક વૃક્ષતૃણજાતિને વાડિએ;
ચહૂં ફકત ડાળજુડ કંઇ કાપવા છાંટવા
બિજાં દ્રુમહિતે; યથા સુણિું કથા જુની હિંદની,
હજાર કરધારિ કો અસુર થૈ ગયો, તેહના
સ્વયંઁ પ્રભુ વિદારિયા કર ત્રિલોકરક્ષાવ્રતે.
થજ્ને ભલું સઁહારત્રસ્ત મૃદુ એ લિયોપોલ્ડનૂં
જવાંમરદ ફ્રાન્સમાંય મુજ "પાંચમા વ્યૂહ"નૂં.
પડયો ઝબરદસ્ત ફ્રાન્સ, મુજ અટકળ્યા કાળથી
કંઈક દિન આગળે; નહિ ય સૈન્યસામગ્રિની
ખુવારિ જય સાટ વેઠિ, ખમવા હતી હામ જે.

થશે બ્રિટનજીતનૂં સરલ કાર્ય મુજ એટલૂં,
કમી જરમનીશિરે વિપતભાર પણ તેટલો.

નહીં બ્રિટનબ્લિટઝક્રીગ વચમાં શું અમ્મેરિકા ૫
ધસી રણ ચઢી નવી વિપત આણશે કારમી?
નહીં, ન હિ, અસંભવિત. દુનિયા બધી સ્તબ્ધ છે,
પડ્યો ક્યરથાણ ઝાડ સમ ફ્રાન્સ, તે અદ્ભુતે!
કરી 'તિ ખુદ અર્જ ફ્રેંચ વઝિરે જ રૂઝવેલ્ટને,
—"ન વ્હાર પુરતી, ત્વરાથિ, કરશો, તમે ફ્રાન્સના
ભુંડા ખબર તો ત્વરિત સુણશો બિચારા તણા."—
લખી લિપિ હતી જ અંતિમ દયામણી એહવી,
પડેલ મરતા જ પ્રાણિતણિ આખરી ચીસ શી.
તથાપિ નહિં રૂઝવેલ્ટ પિગળેલ,—"છે જર્મની
અતક્ય બોલિ, ને ન ત્યાં કશિ જ યુદ્ધતૈયારિયો." ૬
હતું વલણ એ, ન તે તુરતમાંહિ પાછૂં ફરે.

પરંતુ મુજ શ્રેષ્ઠ સ્તંભ મુજ વ્યૂહ છે પાંચમો:
અમેરિકન ભૂમિ એ ય મહિં ત્યાં વસે જર્મનો
પચાસ લખથી વધૂ, ન નિજ માદરી ભોમને
વફાઇ મહિં ઊતરે જર્મનો થકી તલપદા.
કર્યું બૃહત ઑસ્ટ્રિયાદિ મહિં પ્રાથમિક કાર્ય જે
બની સરલ જેથિ જીત એ આઠનવ દેશની,
અમેરિકન જર્મનો કરિ રહ્યા વિવિધ સેવ તે
ઉમંગભર લાભકરિ નિજ માદરી ભોમને.
પ્રમુખ પણ એ વિશાળ મુલકે છ મુજ પૂજકો; ૭

સિપાઇદલ એકમાં, અરધ સૈન્ય બીજા વિષે.
ખિસામહિં રમાડતા મુજ નિમેલ ત્યાં એલચી.
અનેક કુડિહાર યંત્ર ઉદ્યોગ ને અગતના
પરોપજિવિ ત્યાં, જિવે ફકત જર્મની–આશ્રયે.
અહીં બટન દાબતાં જ ઉપડે તિહાં બૅંડ, કે
ભડાક પ્રકટી અનેક થળ ક્રાંતિ-ચક્રીપવન
તુફાન મચવે,—ઝલાઇ ફસિ તેહ આંધીમહીં
શકે નવ પસારિ હાથ રુઝવેલ્ટ આ ખંડમાં.
ચકોર વળિ એ; ભલું સમજિયો છ કે આ નથી
સમો કયસરી: રણે ઉતરતાં જ આ વેળ તો
અમેરિકન સંમુખે અરિ ઉભેલ છે ચૉકડી.
પ્રહાર પડશે અપૂર્વ જર્મનિ ઇટાલિના પૂર્વથી,
ચડાઇ રુશિયા નિપૉન કરશે પ્રખર પશ્ચિમે,
(ન રૂસ નવ જાપ એક નિજ મોરલીએ બને,
ભુલ્યો હિટલરો; બિજૂંય ન શું એ ભુલ્યો:
પરંતુ અહિં તો જુવો બસ ખપુષ્પચય એહના.)
અને રશિયનો ઇટાલિવતની ’થ જાપાનિયો
અમેરિકન ખંડમાં જ નથિ ન્યૂન કે દુર્બલ;
બને વસતિ એહમાંથિ ય ન પાંચમા વ્યૂહ શું ?
તથાપિ તજવીજ એ નવલ યોજું અદ્ય ક્ષણે.
અમેરિકન દેશ બેત્રણતણા રહ્યા મનુ હજી
ધરી પ્રણય સ્પેનશું, જુનવટો, જુના મદ્ય શો.
મુસૉલિનિ સહુ કરું ફરિ દબાણ ફ્રૅંકો પર
અમેરિકન વ્યૂહ પંચમનું એમ બળ બેવડું;

અને સબમરીન આટ્લાંટિકે કરૂં ત્રેવડી;
સમુદ્ર પર ફ્રાન્સસ્પેન બંદર જ થાનકો એહનાં.

ડબો સુભગ ફ્રૉંશનો, સગવડે ય પૂરો, અહી
પ્રવેશ મુજ હૂં કરીશ પૅરીસનો એહમાં.
ભલે નિરખતાં દરેક નરનાર આ ફ્રાન્સનાં
મણા ન લવલેશ આજ જરમન્–દિધે શિકસ્તે મહા.
ભલે ઉકળતાં દરેક યુવતીયુવા અંતરે:
અતિપ્રખર ઊરખાર પ્રજળે તથાપિ ગળવાં પડે
ન કારિ કશિ યે જડે, ભલભલા જ શૂરાતણા
પગે જલદરૅણુ એ હૃદયભંગ–બેડી જડે.
અને બ્રિટન–બ્લિટઝક્રીગ? કરવી પુરી કે તિથિ?
કશો ન ઋતુઅંતરાય સપટેમ્બરઆખર લગી;
ટકાવ પણ ત્યાં લગી બ્રિટન નૈવ ખેંચી રહે,
શકાશ કરિ લન્દને જયપ્રવેશ વ્હેલો, ભલે
નિમાતું શુભ ટાણું એ ખુશનુમા જ આગસ્તમાં.
અઢાર રવિ છે, સની પુનમરાત સત્તરમિએ.
જયંતિ પણ કે સુયોગ્ય બિજું પર્વ આવી મળે
બિચાર દિન આમ તેમ, કરવી ઘટે ખોજ એ,
અને દિવસજાહિરાત કરવી જ આગોતરી.
અપૂર્વ ક્ષણ ઊજવૂં ભરદમામથી અણસુણ્યા!
ભલે બ્રિટિશ સિંહયાળ (?) ઉપડી તગે રોષમાં,
—ધસંત મુજ બ્લિટઝક્રીગધમણોત્થ દાવાનલે
સહ બ્રિટન એહ ખાખ બનશે બધી કલ્પના.

## રૂઝવેલ્ટ

૧

આજ ગાદીપતી એક સતવાદિનૂં વૅણુ બીજા તણૂં નાક કાપે !
અમર ઇતિહાસને ચોપડે શૌણિતવ્યાળ શું તે સદાકાળ શાપે !
'રે કૃતઘ્ની, ગુલામોથિ તું ઉધ્ધર્યો જેહ મિત્રદ્રયે લોહિ ખર્ચ્યાં,
પીઠમાં તેમની વેળ અણિની ગ્રહી તેં હુલાવી કટારી શિ તિક્ષ્ણી !
ફટ્ મુસોલીનિ ફેસિસ્ટ ! તેં તો ગુંડી નાઝિની ભૂંડિ દાઢી ય અર્ચી'
એમ ઉચ્ચરી કિર્યો કિરણ શાબાશ તેં નગ્ન સચ્ચાઇનો જગત ત્રસ્તે,
અચલ શ્રધ્ધાનિ ઉર ઊર પ્રકટાવતો જ્યોત—

જીઓ જીઓ રૂઝવેલ્ટ !

૨

રાજર્ષિ પ્રમુખાદ્યે જે ઉચ્ચરી પ્રૌઢ શાસના,
'ત્રીજીવાર ન તે ને તે કદી પ્રમુખ ચૂંટવો':
પ્રજા તેને ય ઉલ્લંઘે છે આજે અણિની ક્ષણે.
જનતા ને શિરે આજે મોટો આઝાદિનાશનો
ઝઝૂમે ભો, જનતાના તેથિ રક્ષણ કારણે,
નીવડેલો ફરી નેતા, ને ચૂંટે છે રૂઝવેલ્ટ.

રૂઝવેલ્ટ ! જયઘોષોની ખોટ શી આજ આપને
સૌમાં આ ગુર્જરી તો યે લાજતી યે વદે, "જય !
ધર્મયુધ્ધે ઝુકાવો, વા વહો તાટસ્થ્ય ધર્મથી
આઝાદી સંસ્કૃતિ રક્ષા —દીક્ષિત આપ આજથી.
પોતાની તેમ સૌ કેરી આઝાદી રક્ષતી પ્રજા
છોટી મોટી બધી યેના આપ છો ભેરુ ભીડના.

એમાં જો કદિ યે એકે    આઝાદીધર્મથી ચળે
ત્યાં ત્યારે તેટલો તેનો    કાન સ્હાવા સમર્થ છોઃ
ઇંગ્લાંડે આપને આમાં    નેતા સવાઈ સન્માને.

રૂઝવેલ્ટ! જને હૈડે    વૉશિંગટન લિંકન
સાથે પૂર્ણેન્દુતા પામો    —એ વાંછું આપનો જય!
કલાર્ધે ય ઉણી આશી    લીંછે, ચૂંટ અપૂર્વને." 1

## ચીન

આઝાદી વધશે જ આ શતકમાંહે માનવીસંઘમાં
એ આશા નિરખૂં નિહાળિ ગગને ત્રિજ્યોતિરેખોદય:
અંગારો પ્રકટેલ ફ્રાન્સમહિં ને કોલમ્બસી ખંડમાં,
તે તેજે વધિ થાય ઉજ્જ્વલલસ ત્સંકલ્પતારા ત્રય:
આટલાંટીક ઝળે નવો બ્રિતટની તારાતણા તેજમાં,
પાસીફીકતટે અજાયબ નવ જ્યોતિસ્તૃતીયોદય!

ચીને શાં વિષમો સહ્યાં અકહ આ છેલ્લી પિઢી પાંચમાં!
આઝાદીતણું બીજ જામ્યું પણ છે એ નારકી ત્રાસમાં!
સૌમ્ય સ્વસ્થ શમપ્રધાન વિમલા સંસ્કારનું જીવન
ના જીવાય જ, જ્યાં લગી નવ હઠે, હારી ત્રુટી ચૂર્ણ થૈ
લોભી પાશવ શક્તિ નિષ્ઠુર તણા બેહદ્દ ને ક્રારમા
હુમ્લા વેળ કવેળના:-અમર એ અંગાર અંબાર થૈ
સંકલ્પદ્યુતિ છે ખિલી અચલ એ ચીની પ્રજાસિંધુમાં
શસ્ત્રાસ્ત્રે બનિને સુસજ્જ કરવા એ દૈત્ય ઉચ્છેદન! 14

## પાદપૂર્તિને મુખે એક પ્રશસ્તિ

જીત્યો સ્મટસ ધ્રુજાવિયો મકદુનાલ્ડ ગાંધો જ, જ્યૂ ડોલિયો,
નાઝીને ય અહિંસકો બનવવા હામી ભણી વિશ્વને;
ત્યાં ન્હેરુદ્વય દાસ વલ્લભ કર્યા ચેલા ય રાજાજિ શા,
અંસારી, દ્વય અલિ, ખાં, વશ કર્યા, તામીલ મ્હારો'દ્ધર્યા,
જ્યૂ કેળવ્યું કૈંકિ શાસન દિધું, એ સર્વને ઝાંખવે
બાકી શું એવું હવે? ૬

## ઇ. ૧૯૧૮ની એક પ્રશસ્તિ

ત્રૈલોકને તૃણ ગણંત પ્રભાવ દૃષ્ટિનો
ધીરોદ્ધતિ ગતિતણી ધરણી ધ્રુજાવતી;
જોતે વણિક્‌રૂપણ તપે નમવે મહર્ષિ,
આ મૂર્તિ વીરરસની, અથવા શું શાંતની? ૪

## આધુનિક વરરાજા

થાતૂં મુખે હસું હસું, કપડે મહાર્યો,
પ્હોંચે ઘડી, પિન્ ગળે, કર મુદ્રિકા, વળી
વાળે રૂમાલથિ સુગંધ ઉડે પુકારી
—ઘોડે ચડયો યુવક લગ્નથિ સ્વર્ગ પામવા. 1
જ્ઞાનાર્જને, તપબળે, બહુ યજ્ઞદાને,
સેવાપરાયણ પણે, શુચિ જાપ ભક્તિથી,
સ્વર્ગે જવાય સમજે જન અન્ય,—આ તો ઘોડે ચ૦ 2
એ સ્વર્ગના પથ છસાત પુરાણ જીર્ણ,
એમાં શું સાહસ, શિ યૌવનસિદ્ધિ એ પથે!
આ કાલ નૂતન નવો પથ કાં ન કાઢૂં? ઘોડે ચ૦ 3
છે કામ કારિ રિપુ દુર્જય, તેહ સામે
છે લગ્ન ઢાલ સવળી પિઠ કાયબાતણી!
એ તો પુરાણ, અતિપોકળ એહ વાતો! ઘોડે ચ૦ 4
છે પુત્ર ઉત્તમ સખા, સહકારિ સાચો,
છે પુત્રથી અમરતા, પિતૃતૃપ્તિ પુત્રથી,
ને લગ્નથીજ સુતઃ—એ સૌ વાણિલીલા! ઘોડે ચ૦ 5
છે સ્ત્રીવડે ઉજળું ગેહ, કુલે પ્રતિષ્ઠા,
લક્ષ્મી વસે, ઉઘડતાં સુખપુષ્પ સ્ત્રી હુંફે:
એ સાચું જોડ વિરલે, સઘળે ન સાચૂં, ઘોડે ચ૦ 6
છે સ્ત્રી વિપત્તિતડકે શિળિ વાદળી શી,
રોગે અતીવમધુરી બરદાસ સ્ત્રી તણી;
આ યે ખરૂં કવચિત, યુગ્મ બધે ન સાચૂં, ઘોડે ચ૦ 7
સંસ્કાર માતપિતુ કે કુલનાથિ મોહ્યો?
કન્યા સ્વભાવગુણ આવડતોથિ રીઝિયો?
ભાલે ભલી બિનકિ કેશવળાં જ જોઇ
ઘોડે ચડયો યુવક લગ્નથિ સ્વર્ગ પામવા! 8

# બંદાની લવરી

૧ મ્હારે તે વળી ઘર ?
એ પથરા એ ઇંટ ?
છટ !
સૂરજ પ્રકાશે છે ને    ત્યારે બંદા ભ્રમર !
મ્હારે તે વળી ઘર ?    એ લાકડાં એ રંગ
બંદા અડબંગ !
ઝાપટાં ઝરમરે ને    ત્યારે બંદા પતંગ !
૨ મ્હારે તે વળી કપડાં ?
એ પ્હેરવાં એ વાળવાં !
એ ઉતારવાં એ સંકેલવાં !    સાંધવાં...
ના ?    હા ?
વાયુ ફૂંકે છે ને    ત્યારે રુહડ ફરકાવતા ને ફુલાવતા
બંદા બને બતેલા ! ... ... ... ...
૩ વસંત ઉઘડે છે ને એ મ્હૉર ! એ કેસુડાં !
ત્યારે ખાટાખાટા કાતરા મોંમાં
ને ઘટામાં લપાઇને
બંદા પણ કૂજે કુઊઉ ! ... ... ... ...
૪ ચાંદરણાં પથરાય ને    એ છાયા ! એ પ્રકાશ !
ત્યારે એ ઠંડક, એફરફર, એ શાંતિમાં
બંદા પણ ગુંજે હા—આ—શ !
૫ મ્હારે તે વળિ જોરૂ ?
એ છાયા, એ બેડી,—ને વળી એનાં છોરૂ !

—એનાં ?

ના ! ના !
અમ એનાં સ્તો !
એ વળગાટ તો છુટે જીવ લઇને સ્તો !
એ રે પુંછલડીને લાગે બીજી સાતઃ—
અરે ગાંડા રે ગાંડા, મ્હારા ભ્રાત !
ના ભૈ ના. જુવો,
ચૂલો તે પ્હેલી પૂંછડી;
કોઠાર તે બીજી પૂંછડી;
સાડીચોળી ઘરેણાં ગાંઠાં તેલફુલેલ
કાંસકી દાંતિયા સોય દોરા મેંદી ફૂંદી
વગેરે વગેરે ત્રીજી પૂંછડી;
ઠામ ઠીકરાં રાચરચીલાં ચોથી;
મ્હેમાન ભાંડુ સખી સખા તે પાંચમી;
વાર પરબ ટાણાં ને વરાવ્હેવાર છઠ્ઠી;
અને એ–નાં હેત, સાચાં ને જૂઠાં
અને વળી કેમ જ ભુલાય એનાં ફૂલ,
જૂઠાં ને સાચાં !
–ઓય વોય રે મ્હારા તાત
મ્હારે તે શી એવ એવડી પેંચાત !
ભાગ ભાગ રે જીવ
એ જોરૂ થતીને ફટકારીને લાત !

## પાંચ વારનો રાસ

સખિ, સોમે ભરંતીનીર, પાવનિએતીર, તિહાં વાગિ મીટડી;
તીરતીરે રચ્યો કરિ સ્હેલ, વરણાગી જ્હેલ, ઝબકવાગિ મીઠડી. ૧

સખિ, બુધ કરે બધું સૂધ, પધાર્યા છ જોષીડા,
આપ્યાં લીધાં જ શ્રીફળપાન, રચ્યાં ભાળ લાલ, મુખે ભર્યાબૂક,
અહો શા હૅાસિલા! ૨

સખિ, ગુરૂએ સોહાગસણગાર, ધરી વરમાળ, ફરકતી ચૂંદડી;
ગાંઠે ગાંઠ, કરે કર ગ્રહાય, નમેનામ–વોય! વળી વાગી મીટડી,
પેલી મીઠી મીટડી! ૩

સખિ, શુક્રે રુવે મુજ માત, ચાંપી ઉર સાથ, વળાવે દીકરી,
ચડી બેડી તિહાં પેલિમીટ, વ્હલોવતિ ચિત્ત,–બની ગૈ કિંકરી! ૪

સખિ, ઊગ્યા રવિના ભાણ, તારો કોઈ થાન ભુલી રડે ભૂતલે,
આવો આવો મોંઘેરા મ્હેમાન, બતાવો શિં લ્હાણુ છુપાવિ
છ કર–તલે! ૫

સખિ, પાંચ શુભાશુભ વાર, અશુભ બે ટાળ, પુરે સાતવારિએ,
સુખદુઃખ પુરે તેવાં સ્હેન, કાંટાફુલ બ્હેન, થતાં ભવવાડિએ. ૬

## બટુમ ગીતાવલિ

બટુમ, પયસર બચ બચ પીએ
મુખપ્યાલી ભરિ ભરિ ઘટિ ઠલવેઃ—બટુમ૦
ઠલવે ઝટપટ અધિર, મૈદ, વળિ
૧ બ્હાર જુવે, વળિ સ્તનગમ વળતોઃ
સ્તન અવરે કર લઘુક પસરતો,
મુષ્ટિ હળુક વળિ સાળુ ભરવતોઃ
પયસર પમરત, બટુ ય પમરતો,
માઘટ પિઇ પિઇ શિશુઘટ બઢતોઃ—બટુમ૦

૨ બટુમ, રુમઝુમ રુમઝુમ પગલે
આવ સ્હાઇ કર લઘુ લઘુ અઁગુલેઃ—બટુમ૦
આવ આવ તજ ભય જ સસાહસ,
હસત હસત,-અરિ, ધપ પડતો બસ!
ઊઠ! વળગ વળિ અંગુલકે કર,
કષ્ટ પડે તરિ પદ પછિ પદ ધર.
બટુમ, રુમઝુમ ઉંચક અરુણ પદ,
ડાબા જમણી (૨), લઘુ લઘુ ડગલેઃ—બટુમ૦

૩ બટુમ, વિહર છ કિંહાં નિંદરમાં?
સ્મિત તુજ અઁખિ બંધ તરિ ખુલ્લાં! બટુમ૦
જાગ્રત સ્મિત તુજ કલ કલ્લોલત
નાચરંગ વચ્ચિ માતા મોહતઃ
નિંદરલોકમંહિં ખેલ કયા તુજ?

માત રાચતિ ત્યાં ય કોઈ તુજ?
બહુમ, વિહર છ કિહાં ખવાણે?
સ્મિતે કર છ ત્યાં કવણુ જ તાણે! બહુમ૦

૪ બહુમ, હાં ભઈ રહે સાંસતો
કૉણુ ભૂત—અરિ બજ્યો ઝાંપડો! બહુમ૦
નિકળ નિકળ સમ છે મેલીનાં
ચિસે ચિસે રે બહુમ થકવ ના!
જા પીટયા; મુકું ચૉક મલીદા
મૃદુલ કંઠ રડવી ઠરડવ ના.
બહુમ, હાં ભઈ થાવ સાંસતા,
આવ, ધાવ, શું રોવૂં અમસ્તા! બહુમ૦

૫ બહુમ, નવલ, ધવલ તુજ બાની,
અડાણિ તરિ રસઝર સુફિયાની. બહુમ૦
માર્દવ મોટા કવિથિ વધારે,
સૂત્રકાર લાઘવ થકિ હારે;
ફરિ ફરિ તે જ વદત જિમ સાધક,
સિદ્ધ ગવે શા લ્હેકાવત ગત:
બહુમ, સુર તાલે તુજ બાની
અંજબ ડેકતી, સદા મઝાની. બહુમ૦

૬ બહુમ, જા તૂં તો ભઈ આડો,—
વેરત, ફેંદત, ફોડત, તોડત,
ખેંચત, ખૂંદત, ગૂંદત, ચૂંથત;

અટક થતાં કચવાઈ રિસાઈ
ગુસ્સે ગુસ્તા લત્ત લગાવત;
આઘાતે જાતે જ ઘવાઈ
મુકે ભેંકડો જાણે પાડો!
બકુમ, રમતૂં ખાસી સીધી
છોડિ છોડિ તૂં ઝડપે ઊંધી,
બકુમ, જો તૂં તો ભઈ આડો!

૭ બકુમ, શૂં તૂં મથ છ પકડવા,
સર ઉચલી, થિર કરિ ચલ અઁખવા? બકુમ૦
તરુપાને રસળંત પવનડા,
સરરરર! ખડડડ!
મૈંદ કદી, કદિ ડોલત લેટત,
કદિ સેલત, ઉચ્છલત ગગનવા:
બકુમ, શૂં તૂં ચહ છ મથ છ એ
અનિલ રમતુંની ગમતું પકડવા? બકુમ૦

૮: હાલરડું

રામ રામ લીજે આરામ ઘડિ બકુમાઃ
ખેલ ગૅલ હાસ હોડ છોડ ઘડિ વ્હાલમા,
પોઢજે હું ઝૂલો ડોલાવું છું, બકુમાઃ–ધ્રુવ.
૧ રવિ પૉઢે દરિયાઝુલે ગગનગાદલી માંહ્ય,
દિશા કરે ચમ્મર ફરે, રાત તળાંસે પાય,
રામ રામ પોઢજે ઝુલાવું છું, બકુમાઃ–રામ૦

૨ મૃગ પૉઢે ચાંદાઝુલે તારા હાલા ગાય,
વનદેવી ચમ્મર કરે, ગિરિવર ઢોળે વાય,
રામ રામ આવ્યાં બગાસાં બકુમાઃ—રામ૦

૩ સૂડા માળે પૉઢિયા કપોત નેવાં હેઠ,
ઉઘડત ફૂલ બિડાય છે દલપુટ લાલ લપેટ,
રામ રામ પોપચાં લળે ઢળે બકુમાઃ—રામ૦

૪ ઘર શેરી મંદિર મહલ નવે ખંડ નિધિ સાત
દિશા દિશાના પાર પણ ખોળે નીંદરમાત
રામ રામ પૉઢી ગયાં સૌ બકુમાઃ—રામ૦

૫ તારા તારાથી સરી મંદાકિનીજલ ન્હાઈ
નવલખ્ય સમણાં સાથલી તારક તારક માંહિં,
રામ રામ પેસે સલૂણી બકુમાઃ—રામ૦

૬ નિંદરપરસ ફૂંળે શિતળ ગાત્રો તાજાં ફૂલ !
સમણાંપરી મલકે મુખે—ગુલ મુજ અહો અમૂલ !
રામ રામ પૉઢો નિરાંતે બકુમાઃ—રામ૦

## ઉત્તમ વાંચક કૉણ ?

વાચક તે છ સવીર્ય જેહ વાચનની સાથે
મતિ સંયોજે સ્વક્રિય ન લેખક પ્રૌઢપ ગાંઠે;
પંડભૂતિ અનુમાન તર્ક કલ્પન શંકાદિ
સંમતિ ઉમંગ તૅમ, સર્વ લૈ સાથે વાધી,
લેખન તોળે સૂક્ષ્મ ત્રાજવે શાસ્ત્ર કલામે,
સાફ નીકળે મૂલ્ય ઘડિ ય ત્યાંલગ ન વિરામે;
વળિ સુઝત દૃષ્ટિ વસ ક્રૅ નવલ, બધું ખૉળે પુનઃ વિના અચક,
ટકે ફરે મત, ગણે હર્ષ ન તુ રંજ, સુજ્ઞ તે સવીર્ય વાચક. ૯

### કક્કો

ક કરવાં તો સારાં કામ; ખ દુખ ખમતાં ધરવી હામ;
ગ ગણ ઋણુ હક ચોકખી રીત; ઘ ઘરમાં સૌથી ઘર પ્રીત.
ચ ચારિત્રે જન જીતાય; છ છળથી સૌ સામે થાય;
જ જન્તુ પ્રત્યેકે જીવ; ઝાડ બીજ પણ જાણુ સજીવ.
ટ ટંટો નવ વ્હૉરો કદા; ઠ ઠઠ્ઠા અતિથી આપદા;
ડ ડર એક પ્રભુનો ધરો; ઢ જે ઢંગે નહિં પાધરો.
ત નવ તપ ક્રોધે લવલેશ; તપસ્યાથકી લાભ હમેશ;
થ થડને સુદૃઢ વળગેશ. દમામ પોલે લોકો હસે;
ધન લોભે નીતી પણ ખસે; નાગો સૌથી 'ખસ! ખસ!' થશે.
પ પળ પણ ન નકામી ખુવો; ફ નેકીફળ મીઠાં જુવો. ૧૦
બ બોલીથી પોત જણાય; બોલ પળે નહિં તો પત જાય;
ભ ભીખે નવ પેટ ભરાય; મ મગરૂરી ખત્તા ખાય.

યશ છે દુર્લભ વળી હવાઇ; રૂંકરાયને કશી સગાઈ;
લક્ષ્મી ચંચળ આવે જાય; લ્હાવે લ્હાળે ભોઠ તણાય;
વચન ગયું તે ગયું સદાય; વસ વ્હાલી વસમી પણ થાય.

શ શંકર સૌનું શુભ કરે. ષ ષટગુણ ખટ અવગુણ ખરે.
સ સહકારે સંપત વડી; સેવા દિલ સૌનાં લે હરી;
હનૂમાનથી લંકા બળી; હળ કણ દે ગાલ્લાં ભરિ ભરી.

કક્કે સ્વર ભળતા દશચાર; વળી જોડ મીંડાં ન વિસાર,
અનુક્રમે ઊતરિયે પાર; નહીં લાગશે ઝાઝી વાર. ૨

અદબ અકારી પણ શ્રીકાર; આળસ છે ત્યાં શી ભલિવાર;
ઇ એ ઇમાન ન કદી વિસાર; ઈશ્વરલીલા અપરંપાર
ઉમર ક્ષણોક્ષણ વધતી જાય; ઊ ઊજમથી શું ન જિતાય ?
ઋ ઋષિ સંત જગે વંદાય ૠ થી શબ્દ ન કો મંડાય.
ઍ ન ઍબ કોઇનીથી રાચ; એકલ તૉ ય ન તજવું સાચ;
ઑ ઑખાતું જણનું માપ; ઓ ઓશિયાળો ખોતો આપ.
ઐ ઐકયે જય જાણ સદાય; ઔઠ હાથ માણસની કાય.
આંખની અંદર કીકી જુવો; બ્હાર ભિતર આત્મા અનુભવો.
'મંજુકંઠ માતંકે બાળ,' એ અણુ મીંડામાં ભાળ.
કક્કો સરસ્વતીની ખાણ; કક્કે સુનીતિ સંસ્કૃતિ જાણ;
કક્કો પ્રગતીદાતા માન; કક્કે બલજય ઉદય પ્રમાણ;
કક્કાથી ૐકારજ્ઞાન: બાવનનો ત્રેપનમો ભાણ:
અણુવિરાટ સર્વેનો પ્રાણ. ૩

## પૂના અને મુંબાઈ

૧ પૂણા મુંબઈ તુલના શકે કરી કેમ કવિજન તો
પૂણા કુદરત ખોળે મુંબઈ રત્નાકર કટિ પર ધરતો.
પૂણાની સરિતાઓ ઉદધિખાડિયો રસળત મુંબઈની,
મહિષીવણુ ટેકરિયો એક અવરે શિશુવનવણ સહ શા ગિરણી !

૨ શાક પાંદડે ફળ ફુલ ઢગલે પૂણા સુહાવે, તો
ભપકો મુંબઈ નિત નવ અલકમલકની સમૃધ્ધિનો ધરતો.
ગણેશ વાયુતનય ને એકે, માતા અનેક શિવ કેરાં
નવાં પુરાતન છોટાં મોટાં અવરે કંગાલ ભવ્ય શાં દહેરાં !

૩ શિવાજિ કદમે અંકિત અથ મંડિત પાર્વતીમુકુટે
એક ધરે છે જોડી ભક્તિજ્ઞાનથી અમર બની નિકટે;
અવરે ભવ્ય સનાતન ધારાપુરિની ત્રિમૂર્તિ, કન્હેરી
ગુફાહારમાં સભામંડપે અમોઘવત્સલ તે મુદિતા ઘેરી !

૪ મહારાષ્ટ્રિતા પૂણે સોહે છે નિજ ચિકાટીએ,
પાકે વાને, સાદા જ્ઞાનધની સત્ત્વરાજસી જિવને;
મુંબઇયે ઉછળે છે ફેરફાળકે ઉદધિતરંગે લો
રાજસતામસ દુનિયાભરની વિચિત્ર સંસ્કૃતિ તમામનો મેળો !

૫ કોકણસ્થ પૂણાના મુંબઇના પારસી નેતા
ભરતખંડની જૂની જનતાને પ્રગતિમારગે લેતા;
કલાતણો અતિતપનો દુર્ગ માર્ગ દાખવત કદાપી કો
મોહન કો, કો રવીંદ્ર, બનતો પ્રોત્સાહક ધ્યેય તે ય સુપાત્રનો ! ૨૦

ગુચ્છ પાંચમો

અનુક્રમ

[ ગુચ્છ પાંચમો સમાપ્ત ]

Lead, Kindly Light ! દોરો, સુકોમલ પ્રજ્ઞા !

× × ×

ન શાંતિ જગતે, ન હોય હૃદયે, ન જો આત્મમાં.

× × ×

Not failure but low aim is crime—J. R. Lowell.

નિશાનચુક બેગુન્હા : બેગુન્હા ન નીચૂં નિશાન.

× × ×

Tenui Musum meditamur avena – Horace
" We cultivate the Muses on a little oatrneal.

ચપટી ચવેણે પેટ ખાડો પૂરિયે :
બસ રાતદી સાહિત્યધૂને ડૂલિયે.

# “ગમે તો સ્વીકારે”

ઉપહારને ઉત્તર

‘ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં,’
અરે આવાં વાક્યો, પ્રિયતમ સખે, યાચું વદ મા!
ત્હમે સંભારો છો સમય ભુલું તે હૂં ય ન કદી,
ભુલ્યો લાગૂં એ તો દિવસ અવળાનોજ અવધિ!
નહીં ઉદ્દગારો એ કંઇ તમ કરેલા જ થયલા,
—સ્વયમ્ભૂ પ્રીતીના અમર ઝરણાના સુર ભલા!
નસીબે ભોંકી ખંજર કદિ ઘડી બેશુધ કર્યો
ઝિલી એ ઉદ્દગારો ન શકું, પણ ઓછું નવ લહો.
નસીબો ભોકે ખંજર, જખમ પાડે જિગરમાં
વિના પ્રીતીના એ ઝરણ, નવ ઊપાય જગમાં.
ભમૂં અત્યારે તો ધગતિ સિકતાના રણમહીં,
પડયો ભૂલો, ઝાળે નયન પણ બાળ્યાં, શુધ ગઇ.
ત્હમારી પાસે યે હૃદયપડ ના આ ઉઘડતાં,
—વહે અંતર્ લોહી, બહિર ઉપચારો વિફલ ત્યાં.
પરંતૂ કો કાળે ગત સમયના સૂર ઉઠશે,
ફરીને આ હૈયે ઝરમર સુધાધાર કરશે;
ઝળેલા આત્મામાં મુકુલ ફરિ તાજાં ઉઘડશે,
અને ઉદ્દગારોમાં સહજ ઉભયે કૈંક ભળશે.
પુરાણી વાતોમાં વરણુન કર્યૂં જે પ્રણયનૂં,
નહીં જેની સામે વિધિતણિ ય ચાલે પ્રબલતા,
વિધિજ્વાળે જેની શુચિતર જ સોહે વિમલતા,
—અનાયાસે આત્મા યુગલતણું ગાળી દ્વયપણૂં
કરે એકા જ્યોતી, સ્થિર ચળક જેની ધ્રુવ સમી

સનેહી સાચાંને વિપદમહિં પાતી ધૃતિઅમી:
અહા એવો પ્રીતીકિરણ ઉગિયો આપણ વિષે,
કદાપી એ પાછો અનુદિત બની જે ન શકશે!
અદષ્ટે રાખ્યા'તા નિકટ પછિ થોડાક દિવસ,
તદા આર્દ્રાભ્રોથી હર ઘડિ પિધો યૌવનરસ.
મયૂરો મેઘે કોકિલ ઋતુ વસંતે અનુભવે
અને કેકા ઘેરી ટુહુકુહુ અનેરી જ ગજવે;
ધરા વર્ષાધારા ઝિલિ ઝિલિ ઉરે હૃષ્ટ બનતી,
રસો રૂપો રંગો અનહદ સુગંધો પ્રસવતી:
તરંગો રે એવા ઉરસરિતયોગે ઉછળતા
લહ્યા'તા તે વેળા, ઉભય હજિ તાજેદિલ હતા.
ટકયા ના એ લાંબૂ, પણ સજિવ એ બીજ ઉરથી
ખરે, તો તો જાણો, અમર અવનીમાં કશું નથી.
ભલે ને અત્યારે અખિલ નભ ફેલાય વચમાં
શશીની શું તેથી ઉદયપલ રાત્રી વિસરશે?
ભલે ના બૂઝાવી દુખદવ અચિંત્યો સળગતાં
શકે એ તત્કાલે,–કુસુમલ વસંતાનિલ જતાં
વિહંગો વાસંતી વિતત કરિ પાંખો ઉડિ જતા,
દેઠા પ્રેમે પ્રેર્યા અભિમત પ્રદેશે પુગિ જતા.

## પ્રીતિના સ્વાતંત્ર્યહેલા

પત્રો ત્હારા ગત સમયના સ્નેહઆલેખ વ્હાલા,
જોતાં આજે કઇં કઇં પ્રસંગો ફરીને રસાળા
દેખૂં તાજા, અનુભવું ફરી મસ્ત મીઠી જવાની,
ને કૈં વેળા અધિક જ લહૂં પ્રીતડી એ પુરા–ની.
એ તો પેલા કુશલ કપટી કાલ કેરીજ લીલા,
બાકી જાણૂં વધઘટ કલા સ્નેહ ને ચંદ્રમાની
પક્ષે પક્ષે થતિ હતિ તદા, સર્વદા ને થવાની.
આવા જૈશું, નજિક વહિશું, નાચશે નેહદોલા,
લોહીગ્રંથિ વગર બનિયૂં સખ્ય સ્વાતંત્ર્યહેલા
લેશે મોટા, તદપિ નવ હૈયે વસે લેશ ભીતી
કે કો કાળે તદન ડુબશે આપણી પ્રીતિકીશ્તી,
જાણૂં દરિયે અનુકુલ ન સૌ લોઢ. વાયૂ કિનારા,
જાણૂં ઝૅબી પડતિ વિજળી કારમી કોક વેળા:
એ તો જે ભાવિ જ્યારે, સ્થિર મન ઉર તે
વામવૂં સાથ વ્હાલા. ૧૪

## સખા મ્હારા, સખી મ્હારી

ગયાં વર્ષો જવાનીનાં, જુદી આશા ગુમાનીનાં,
અનર્ગલ જોશ ફાનીનાં સખા મ્હારા, સખી મ્હારી.
ગયાં નિજ ભાવ ભજવીને, સદાનો પણ ઋણી કરીને,
ગયાં જે ભેટમાં દઈને, સખા મ્હારા, સખી મ્હારી. ૪
નદી તમ વ્હાલની ઉંડી, ફુટી ઝીણી, કુદી, દોડી,
વળી વચમાં ગઈ બૂડી, સખા મ્હારા, સખી મ્હારી.
વહે હાવાં શિ વિસ્તારે, ન રણ કે ગ્રીષ્મ ભય ધારે;
અવર્ષણમાંહિ પણ ઠારે, સખા મ્હારા, સખી મ્હારી. ૮
રહ્યાં વર્ષો જ મરદાની, બને કર્તવ્ય તો જાણી,
મથે જ્યાં સાધવા જ્ઞાની, સખા મ્હારા, સખી મ્હારી.
ત્હમારા વ્હાલમાં તરતો, પ્રભુ સમ્ભારિ આચરતો,
નથી હું ભાવિથી ડરતો,. સખા મ્હારા, સખી મ્હારી. ૧૨

## સાથી ઓ મ્હારા

રુમઝુમ ઝરણાં સાથે નિકળ્યાં,
હસતાં નાદ કરન્તાં રસળ્યાં,
ડગલે ડગલે ઢળતાં આગળ,
સાથી ઓ મ્હારા !

અંગ ધરા નત ઉન્નત કરતી,
પાછે પગ, ખોળો પાથરતી,
લળિ લળિ આકર્ષી ગઈ આગળ, સા૦

હૃદય ગભીર વિશાલ થયાં જ્યાં,
દૃષ્ટિ તણો વિસ્તાર વધ્યો ત્યાં,
મૂલ વિમલતા ગઇ પણ રહિ ત્યાં સા૦

તે પછિ સંગમ. પ્રફુલ્લ કેવો !
ભાવિ કે સૃષ્ટિક્રમ જેવો !
કે એ ઈશપ્રસાદ કહેવો ?— સા૦

અને હવે ?—ઉત્તર ઉચરજે !
ગત જીવન ઘડિ તો ઉર ધરજે !
ભલે પછી ઇચ્છા અનુસરજે. સા૦

## સદ્દ્ધાન સખ્યં : એક પત્ર

ગુલબંકી

વદો ન 'હૂં વદૂં ન કેમ ?'
લખો ન 'હૂં લખૂં ન કેમ ?'
ઉરસ્થ આભ ઊભરે ન
તે થકી જ તે ઉડી ગયું ઠરે ન.
અસંખ્ય યુગ્મ જાણતાં જ
વહે ન નેહ તાલમાં જ;
વહે ન એકવોહ એક–
રાશિ નેહ સર્વકાલ બધ્ધરેખ.
સહે ન સૃષ્ટિ બાર માસ વૃષ્ટિધાર;
ન દંપતી અપત્યવૃધ્ધિ વારવાર;
ન વેલ પત્ર જેટ તેટલાં પ્રસૂન :
મિત્રતા ય ના સહી શકે સદા ય ઊર્મિધૂન.
ન શાંતિ સર્વ જાડયજન્ય,
ન મૌન સર્વદા જ શૂન્ય;
ન નીંદકાલ મૃત્યુકાલ,
નીંદમૌનશાંતિથી જ હોય ભાવિ ઊર્ધ્વફાળ.
લખો ન 'હૂં લખૂં ન કેમ ?'
વદો ન 'હૂં વદૂં ન કેમ ?'
ધરો જિ ધૈર્ય : શ્રદ્ધધાન
સખ્યનૂં જ આયુ દીર્ઘ સ્વસ્થ સૌમ્ય વીર્યવાન.

## વડલાને છેલ્લી સલામ

૧ આવ્યો વાંકડ કેશ    ઊર્મિતુફાન લડાવતો,
જાણેં પાકલવેશ :    નમસ્કાર, વુડલા, ત્હને.
વુડલા, ત્હારાં મૂલ    લોહદગડથર સોંસરાં !
વડવાનલની ધૂલ    વળિ તુજ અમિમાં કેટલી !
વુડલા, જ્યાં છવરાય    તંબૂ તૂંપર મેઘના,
ત્યાં પાકે તુજ ભોંય    દગડે દગડે–જીવડાં !
વુડલા, ત્હારૂં ક્ષીર    રાજસ તામસ આહવૂં,
એ ધાત્રીએ લગીર    પાયૂં મુજને નેહથી.
પીતાં જેહ મિઠાશ    સાત્ત્વિક લાગી તાળવે,
ધાત્રી કેરી ખાસ,    જાણૂં એ કઇં કાળથી.
વુડલા, પણ તુજ ક્ષીર    વખાણૂં શૂં નિંદું ય શૂં ?
બન્યૂં એ જ મુજ હીર,    ભમતા આ પંખેરુનૂં.
આવ્યો વાંકડકેશ,    આવ્યો ભવ-આરોહમાં,
આવ્યો ત્રીજે વેશ,    ઊર્મિશાંતિ જમાવતો.
૨ પૂર્વ દક્ષિણે દૂર    ટેકરિઓ છૂટી છુટી,
આ બે પાસ અદૂર    સરિતા બેનો સંગમ.
વચ્ચે કઠણુ વિશાળ    વુડલા, ત્હારૂં ખામણૂં,
{ નવ જોબનના ફાળ
ભાળ્યા સાલોસાલ    રમતા ખિલતા એવિષે,

સ્વાશ્રય ઉગતે સૂર્ય, શક્તિસિદ્ધિ ચડતે પ્રહર,
ને કંઇ સ્વભાનનૂર નમતે, વડલા, તૂં દિયે.
{હશે મેં ય કંઈ લીધ,
{હશે મેં ય કંઈ દીધ, જાણે જાણનહાર તે,
જો કે શિશુની કીધ સેવા સૌ અધુરી સદા.
એ દિધ લીધ હિસાબ આજે સૌ પૂરા થતા,
જીવન એ, એ ખ્વાબ, સંકેલાતૂં આજ સૌ.
૩ વડલા, કરજે માફ, ભમતા પંખિ ઉડે ફરી:
અથવા,—જો ને સાફ આત્મા આત્મામાં વસ્યો!
અથવા જો તુજ જાત, યૌવનની જ ત્હને કદર,
જોબન ગળતાં, તાત, મુજ માટે તુજ ડાળ કે?
અથવા કરવી પ્રીત ને પરહરવાં પ્રેમિજન,
અમ મર્ત્યોની રીત અમર્ત્ય વડલા, સાંખજે.
અથવા—'અથ વા' મ્હેલ, સૌ 'અથ' અંતે 'ઇતિ' ખરૂં,
કરૂં છ છેલ્લાછેલ નમસ્કાર, વડલા, ત્હને!

## એ ઘર સુંદર

છે એ નગરે તથાપિ વગડે,
છે તકલાદી પણ દઢ–હાડી,
મોટૂં નામે, છોટૂં મુદામે; એ ઘર સુંદર. ૧
ચંપા ભૂચ અશોકો સામે,
વાંસે લાતીલક્કડ જામે
બંને બાજૂ ફુલપરિમલ વામે: એ ઘર સુંદર. ૨
'ભોર ભયો!' કુક્કુટ પોકારે,
ગજઘંટારવ સડકે મ્હાલે,
વિવિધ મધુર ટુહુરવ ખગ લલકારે: એ ઘર સુંદર. ૩
કપિગોત્રોનો રસ્તો ધોરી,
સવત્સ મા પણ છલંગચોરી,
કૉઠ બિલ્લાં પોપૈમાં ચાવે રી: એ ઘર સુંદર. ૪
ત્રણ મન્દિરિયાં પાસે પાસે,
નાટ્ય ગૃહો યે છે સંકાશે,
ધસે ફરી ફરિ ટોળાં ઉલ્લાસે: એ ઘર સુંદર. ૫
ચોગાનો ખુલ્લાં આઘાં ન્હૈ:
હાટહાટડાં સર્વ નિકટ રહે,
ગાડી મોટરની કદિ ખોટજ ન્હૈ: એ ઘર સુંદર. ૬
અતિથિ મિત્ર આવંતો આછો,
આવે તે આવંતો પાછો,
શોભા મૂક મુખર સંભારંતો: એ ઘર સુંદર. ૭
છોડ્યું હા અર્ધી માસે,
તાન બહંતાં બંડ નિ:શ્વાસે,
અણ સુંદર બહિની ને ભીજાસે: એ ઘર સુંદર. ૮

## એક મિત્રને પત્રો

(૧)

ત્હમે ન કરશો ચિંત    પુષ્પહર બાબૂ,
અમ છે શસ્ત્રાસ્ત્ર જ્વલંત    હજી તો, બાબૂ.
નથ ઝુઝવૂં જાતે ચડી,    વ્યર્થ છે રણુ સકલ,
પણ અંધો જેકો ચડી    આવશે, થશે વિકલ.
હા, આંખતણા અણસાર,    આબ રૂના જે,
દુર્જનને શઠ દેનાર,    પડે છે ઝાંખા તે.
એ તો છે કાળનિ ચાલ,    મૃત્યુતણાં પગલાં,
એ છે આ થાક કરાલ    ક્ષિ મુક્તિતણાં સમણાં.
એ આવો કાલનૂં આજ,    આજનું અબ્ધડિએ!
એ અગ્નિઘડેલું ઝાઝ    હર ઘડિ ચિંતવિયે!
એ–હવે હમો છોં સજ્જ    સફર કાજે, બાબૂ,
નહિં રહ્યાં હમારે કાજ    કશાં અહિંનાં, બાબૂ.
રોનારાં રોશે, તો    ન શૂં હસશે બીજા?
સ્તુતિગાયક સ્તવશે, તો    ન શૂં નિંદશે બીજા?
આ કુંજગલીના શેરે    એ જ, એ સરૂરિસ્તા,
કોઈ ધાઈ વળગતા ગળે,    કોક હણે લત્તા.
એ કુંજગલીના હરખ    શોક ન્યાયાન્યાયો,
એ લડાણુહાણથી પર ખ—    માર્ગ અવ છે સાચો.
એ–હવે હમો છોં સજ્જ    સફર કાજે, બાબૂ,
આ કુંજ કુંજનાં કજ્જ,    ——ત્હમે જાણો, બાબૂ!

(૨)

વખોડતા મુજ અધુરૂં,    ભાઈ મ્હને કાં ન શોધિ દિયો
એક પણ જાણુ, સમગ્રે    ઇતિહાસે, 'પૂરું કરનારો'?

દોષ ઉઘાડો મુજ શિર,　　છે તે મનખ તમામતણો!
અથવા નિયતિતણો એ,　　જેણે મનખ ઘડયો અધુરો.
વખોડતા મુજ અધુરૂં,　　—ભાઈ મ્હને એક તો દેશો
જે મુજ આ અધુરાને　　પૂરેપૂરૂં ગ્રહી લેશે?
વળિ ગ્રહશે જે પોણૂં　　સવાયું તેજ શકશે ગણવીઃ
'અધુરૂં–પૂરૂં' ફાંફાં,　　જુવો સજીવન શું, ને જડ શું?
જુવો માત્ર નકલી શું?　　શું છે નવીન સ્વભટ્ટીનૂં
અને ન એ જોવાની　　દગ, જિભ એવિનિ પરવા શું!

(૩)

આ કુંજગલીના ન્યાય અને અન્યાયો તો
શાં ઉલટસુલટ રે નફટ!
વટે ઇનામ તિહાં જ પડે સોટો!
—દંભી ખટપટખોર લબાડ મહામોટો!
બાકબા ભાંડણસુભટ ભિખારિ
જણને ન કદિ કશો તોટો!

## ત્હને પવન

ત્હને પવન શું કહૂં? કરું જિહાં શરૂ સાધના,
વહે ભુંક ગધાતણી! લખું છ પત્ર જ્યાં હેતના
ફુસોડમ વહાવતો ડુંગળિ હીંગ કે લસણના!
ચહૂં રજનિ મૉડિએ નિંદર સેવવા, ત્યાં ત્હને
રુચે ટિખળ મંદ મંદ્ર રસળીત સંગીતનાં!
કદી વળિ સુદૂર મિષ્ટતર ગાન સુણવૂં મ્હને,
ફુટે જ તુજ અટ્ટહાસ્ય પતરાંતણી લારિનાં!

કહું પવન શું ત્હને ? વિતરતા ગુરુ જ્ઞાન જ્યાં,
વળી વળિ તું વેરતો પિકમયૂરટૌકા તિહાં.
પ્રજા ઉકતિ મર્દજંગમદ માણવા ત્યાં, અહ્યા,
અચિંત્યું રણુશિંગ તૂં બજવતો ગજવતો ભલૂં
સનાતન અહિંસ્ર બંધુરતિધર્મનૂં કારમૂં!
તરી ઉદધિ ના શકે તું વણુ નિર્બળૂં નાવ આ:
અને સબળ તો ય ઢંગ તુજ તો, પવન, આહવા! ૧૪

## નસીબને

નસીબ, તુજ રે શિ હોય અવળાઈ આથી વડી?
હતો યુવક, ને હતો ભરજુવાન પ્રૌઢો તદા
ન થાક કદણાઇ ભેરુનબળાઈ, સામાં બલો,
ન સાધન અભાવ, ના અકળ આવતી આપદા,
કશું ય રજ ગોડતો; ધસત આત્મતોરે સદા
તયાર તરવા હતો ખળભળંત ગાંડાં જલો.
નહીંજ તક તેં મ્હને દિધ, નસીબ, ત્યારે કદી
સ્વદેશહિતકાજ જંગ ઝુઝવા સ્વપક્ષે કુદી.
અચાનક અને અહો અતિસુધન્ય આ સાંપડે
પ્રસંગ જવ અદ્વિતીય, સહસા ધસી સંગરે
સ્વદેશ પળતો અસાધુપથ તેહને ખાળવા:
કુનાયક વિછોડવી હિતપ્રભાતભણિ વાળવા:
–નિહાળું મુજ જાત ત્યાં વિકલ વૃદ્ધ થૈ બાપડી!–
નસીબ, તુજ રે શિ હોય અવળાઇ આથી વડી! ૧૪

## પંત્ર, તા૦ ૩૧-૭-૧૯૩૭

આવું છ, ભાઈ, વળિ ત્યાં પગ ભગ્ન ખેંચતો
થોભીશ આ વખત તો નવ અલ્પ કાળ,
ઝાઝું અને નહિં શકું ભટકી જ બ્હાર,
વેળાપવેળ ઘડિ એ ઘડિ આવશો ને?
લાંબું અને રહિ પડું, વળિ બોલવ્યા કરું,
કંટાળશો ન, નવ છેક વિસારશો કે;
'ક્યારે જવું છ?' ન કદી વળિ પૂછશો કે,
–આમો થતાં પગ પડે નહિં પૂછવું ય.
ને શૂં કર્યું? શું કરવામહિં હાલ મગ્ન છો?
શી ચિંતવો છ વળિ ભાવિ કલાનિ સેવા?
સૌંદર્ય ડોળ નિરખ્યા કલવ્યા છ કેવા?
જૂનું નવું પૃથક કે સહકાર્ય જે જે
તે સર્વ, ભાઈ, સહુ યે મુજને સુણાવશો;
જિજ્ઞાસુ છૂં શુભ પ્રયાસતણો સદા યે;
રાચૂં યુવામથન સાહસ સાધનાએ,
જો કે વખોડું ય, કસે નવ ઓપતૂં જે.
ને વીનવૂં છ કર જોડિ ન સામું પૂછશો,
મેં શૂં કર્યું? નવલ શૂં વળિ આદરૂં છું?
કૈં યે કર્યું નથિ, નવૂં ન કશૂં કરૂં છૂં,
–ના શૂં તમે કદિ દિઠો નભ ઇંદુ મ્લાનટો
રાત્રિ પ્રિયા ચપલ જોઇ પળીત, દાઝતો,
જો કે મુખે સ્મિત સદાનું, તથાપિ ઝંખે
વ્હાલી વદાઞપળમાંહ્ય જ કાળઅંકે
નિઃશેષ લોપ, સ્મૃતિથી ય વિલોપ સામટો?

## આશાને: ૬૭ મું બેસતાં

લહૂં જોબને તો તેં હદ ગણી'તી દ્વિપંચ (૫૫) ઉંમરને;
ઉંમર દુખટે (૬૬) સાતડસાત (૭૭) ચહે છે, નફ્ટ આશા!
લહૂં જોબને આળસ અતિ શ્રદ્ધાએ રહી ગયૂં અધુરૂં
કરિ દેવાને ચાહે દુર્બલ કાયે, નફ્ટ આશા!
તોય દુખટે લણ્યાથીલણૂં દુપટ જો હવે પ્રતી વર્ષે,
ધન્ય! ધન્ય હે! સાલીસાલી કહીશ ત્હને—આશા!

આશાના લાભમાં—

આશ નિરાશ ન એકે સિદ્ધ ઠરે ગણુતરી ધણીએ જો,
તો કુદરતી 'થ સુલટી છાંડી કો ઉલટને વળગે?

## બ્રાહ્મમુહૂર્ત્તનું સ્વપ્ન: ૨૩ અકટોબર ૧૯૩૭

મનોહર સુધાલસદ્ ગયબિ ભોર આસ્માન તૂં
વળી ઉગ છ, વર્ષ આણ 'છ તું આગળે કેહવૂં?
કસાવું કસણાવું વા ઉઘડ ગુપ્ત રહેવા,—ભલા
થશે કશિ ય સેવ, સર્જું કૃતિ યોગ્ય રૂડી જ કો?
ઉઠ્યો, ભ્રમરગુમ્બદે સમણું ત્યાં સમેટાતું 'તૂં,
–સુરેખ હસતાં દગો, અવયવો ભર્યાં માર્દવે,
પ્રસન્નવપુ શો નર્યો કુસુમપુંજ એ બાલુડો
હતો સ્વપનગોદ વા શિશુ ભર્મંત આવી ચડ્યો!
સુદશ્ય હજિ પાંપણે ખચિત એવું વાસ્તવ હતૂં,
ઉઠૂં નયન ચોળતો, સુભગનૅણ એ ખોળતો:
કરૂં નજર આમ તેમ, નિરખૂં નિચે ખાટની,
લહૂં પછિ જ, કે ન રૂપ નવ એ છટા પાર્થિવ.

ઉઠ્યો છું હસતો હું યે; વરસ આટલું માહરૂં
સુમંગલમુહૂર્ત દરશ મુજ (હસત ને જપતું) સ્વપ્ન એ ફૂટડું ! ૧૪

## ભાવ વૈચિત્ર્ય

ઘરે! રખડુ ઠામ ઠામ ભટકંત પાછો ફરે:
ફરે ધણ સમો: 'અસૂર થયું' એમ ઊતાવળો
ફરેહ ડગલે દ્રુમે થળથળોનિ ખંખેરતો;
ફરે ખગ સમો: 'હજી નભ સુહામણું,' એમ એ
સમીપ પણ નીડ બ્હાર જરિ સાંધ્ય શોભાવિષે
પ્રસારિ ફફડાવિ પાંખ, રચિ વર્તુલો સેલતો;
ફરે જન મુમુક્ષુ જેમ: 'પરધામ'થી અન્ય તે
ઈહ-સ્થલ બધાં સમાન, ઉરનો વિસામો ન કો,
વિરાગિ મનમાંહ્ય એમ 'ઘર' વ્હાલ મંદાવતો;
ફરે વિધુર શો: ફરી અનુભવંત જુનો વ્રણ;
ફરે નિજ પડ્યાં મુકેલ સંધુ ગોઠ, કર્તવ્યમાં
નવા ઉજમથી ફરી દૃઢનિવિષ્ટ લાગી જવા.
પતી રખડ: જીવ એકલ, ઘરે તું પાછો ફરે:
તરંગ લહરે દિલે તુજ કયા કયા આ પળે? ૧૪

## આશીર્વાદ: અખાત્રીજ '૯૫

અહો ખુશનસીબ! શિક્ષક હતો સુહૃત્સાથમાં
તિહાં નિરખિ શિક્ષિકા; દૃગ ઠરી જ એકેકની;
સિડાઇ રહિ જીભ લાજજકડે તિહાં બેઉની,

પરસ્પર પરંતુ નેત્ર હરદમ હસી ઊઠતાં.
હમેશ સહકાર, ખેલ ટિખળે ય સંગાથ જો,
ગઈ શરમ, નેત્ર નૃત્ય પણ કાણુમાં આવિયાં;
પિછાન પડતી ગઈ; પરિચયે પરસ્પર હળ્યાં:
ફૂટેલ ઝરણું સ્વયં, સ્થિર પ્રવાહ સટ સાધિયો.
વડીલ અનુકૂલ, ને વિધિ હિસે- કુટિલતા ભુલ્યો,
—કરે કર, ઉરે ધરી ઉર લિયો શપથ શાશ્વતી:
રહો પગ ધરા જડયા, ઉરપતંગ ઊડો અ-ધ્ધર,
ભત્રાટવિ વિષે ય માનવ પરાગ ફોરો અવર!
પરસ્પર રસસ્મિતે દગ રહો સદા રાજતી,
બનો દૃઢ પવિત્ર ગાંઠ સુકુમાર પામી ફલો! ૧૪

## શ્રી પૂજાલાલને: કવિમાતાની દગ

બાલક વ્હાલું માતાનૂં, કર્તાનૂં વ્હાલું પુસ્તક
—શીળાં તેજે વધાવંતી પાતી પ્રેમસુધા દગ.
દૈવ દે અલ્પદીર્ઘાયુ, અલ્પ નાલ્પ જ નામના,
દેખે તોય ન દેખે તે દૈવચેષ્ટિત, એ દગ.
થાય તે કરિ લેજે તૂં દૈવ, ત્હારી મજા ફજા
-થી અસ્પર્શ્ય જનેતાની સુધાસર્ગક્ષમા દગ.

## શ્રી પતીલ ઇકલેસરીને

ભૂપ તું સુભાનવાડી, તૂં દક્ષિણ ઉત્તર હું થકી-રેવા,
ફારસિ છિંદગાખતરે મુગન તું, હૂં સંસ્કૃતે વળગૂં. ૧

જવાન! તૂં તેજસ્વી વેગીલો તરલ પારદ શો,
ક્ષુદ્ર હું, ઝાંખો ધીરો; યદિ મક્કમ, તામ્રનો ભેળ.
ક્ષિતિજવિહારી દગ તુજ, રસળત ગુહા ગમ મ્હારી તો,
બેંચાયેં અન્યોન્યે તો યે નિજેતર ગુણરાગે.
સંગ્રહ વધાવૂં ત્હારો મયગલ છૈદિલ ગિરિચર જંગલના!
લ્હેરી! આશિષ દઉં છૂં:—અણનમને મુઅન કવિ હ્રેજે!

## 'વછેરા'ને 'પુરાણાહય'નું ઉત્તર

'કૃતાર્થ' ક્યમ? જ્યાં રજોઢગ તળે દટાયાં પડયાં
ચહે બહુક માહરાં કિરણ વાયુ ને આભલાં.
'કૃતાર્થ' જંહિં લટકતા અરધદેહ સગેં રહ્યા
નભોથિ હજિ અવતરંત નવ ભોમ આવી અડ્યા.
'કૃતાર્થ'? જંહિં વારવારિં અનેક વિષયો વડા
—'પુરાણ હય' જેહને કહિ સ્તવો છ નિંદો છ કે,—
સમીપ વહિ તેહની વળિ લળી સલામો ભરી
કહે, 'નવ ઉતાર ચૉકડું, અમો ગયા છૂં રહી,
સવારિ તુજ પીઠનો અતુલ લ્હાવ અમને ય દે!'

'કૃતાર્થ' પણ છૂં ખરો 'હયજગે,' દગે આ સગી
(હયાત હજિ એટલે) નિરખું છૂં 'વછેરા' ભલા,
યુવાસહજ સાહસે મલપતા, સુભગકોડિલા,
ક્લાગમનભાવના—મુજ? સ્વકીય? ના—શાશ્વતી
તણા પરમ ભક્ત કેન્દ્ર ગમિ માંડતા નર્તતા 'ડાબલા'! ૧૪

## અર્પણ શ્લોકો

સ્નેહી સુશીલ શ્રુતવિદ્રસભક્ત ભાઈ
રાચો લહી જ દઇ નિત્ય પ્રભુ પ્રભાને,
આ કાલિદાસછવિ આજ દઈ ત્હમોને
રાચું લહી સુખઘડી કૃતકૃત્યતાની.

આચાર્ય ભટ્ટ શાસ્ત્રી બ્રહ્મસંસ્કરણ પરંપરા કીર્તિ;
તોષે વિનયે ઉજળો : કૃતિ આવે કર ચડે, ધન્ય !

ભજન્યું હારે 'બલુ'ને 'પભો' હતા તે લંગોટિયા કાળે
દિવાન કે. સી. આઇ. ઈ., લ્યો આ પ્રોફેસરી લ્હાણી.

વયવૃત્તિ સ્થિતિ રુચિના અરે ભાવનાતણા ભલે મેળ;
મનોમેળ તે મૈત્રી : બીજા સૌ ભાગ્યના ખેલ.

દાયકા કેટલાયેના સન્મિત્ર, હઉ આજ તો
આ યત્કિંચિત; લ્યો એને સહેજે સહજ સ્મિતે.

તમ કુમરીઆએ આ ગદ્યકાવ્યથી સુહાવિ જગબાપા;
રૈક આપણાં પદ્યે ઉતારું તે સાંભળો, મોહન.

## મણિભાઇની પત્રધારા

પત્રો ત્હારા ગત સમયના સ્નેહ બ્હેનો રસીલાં
:ડતાં ધીમે / પડતા ધોધે } ગતિ ય ગતિમાં તેજ ત્હારૂં ધરંતાં,
ગંભી ગ્રીષ્મો અકળ ખમતાં, હાય તે શુષ્ક લ્હાવાં
રોકી શાહી ત્રુટિત જ રહ્યાં હાથમાં પાંતરાં આ !

## માણ્યું તે માણ્યું જ (ચીટ્સની એક કડી)

અજીશ હું ય કૈંક
હર્ષતા મહાલતો જ સર્જને;
ભલે ઉગે સ્હવાર, ને
નીંદરે 'નુભૂત ખ્વાબમોજ શું,
સૂર્યતેજમાંહ્ય એ ફિકું બને.

## ચલ જીવ, ક્વાપિ! (લૅણ્ડૅારની એક કડી)

સ્પર્ધ્યો નઃ સ્પર્ધોચિત કો ન દીઠું,
ચાહી સદા કુદરતને કલાને:
ધ્રાયો છું પ્રાણાનલ તાપિતાપી,
મંદાય છે એ: ચલ,જીવ, ક્વાપિ!

## મ્હારાં સુત્ર વાકયો

૧ કૃત્યો આપે કવી ઉડે. [Deeds Show
૨ ટટાર ઉભવૂ પ્રભો, જન સમક્ષ ને તાહરી
[ To stand Upright 'Fore God and Man

ગુચ્છ છઠ્ઠો

અનુક્રમ

## અંગત



[ગુચ્છ છઠ્ઠો સમાપ્ત]

પ્રમાણો તે કાવ્યો લઘુકણુ ભલે ને અધુકડાં,
પદો જેનાં ગુંજ્યે ફરિફરિ જિતી જાય હઇડાં.

## કેટલાંક સૂત્ર વાક્યો

૧ અધો હલવ, દૈવ, ખાર: નમશે કદી ન આ પ્રાણિઓ.
[ Fate do thy worst: this soul is aye unbending ]

૨ ડીલ સ્વચ્છ, સાફ દિલ, શુભ સાચવરણી,
ઉજ્જ્વલાનંદ હાસ્ય કરણી.

૩ સર્જક પ્રયોગ અર્થે જો જીવન નહિ, હશે કયાર્થે તો?
[ If not for creative experiment, what for is Life? ]

૪ પતંગ, ઊડ! જા ચગીત ગળિ જા ઝગીને નભે!

૫ આગળ વહાણ ધપે છે આગળ, એ જ સારનો સાર.
[ The ship goes forward, that's all that matters ]

૬ દુષ્કર્મી છે દુઃખદ દુષ્કર્મીને સ્વકીય દુષ્કર્મે;
પાપીની છે પડતી પાપે નિજ, પાતકી દ્વારા.
[ The Evil can do evil to the Evil only through their evil
Swedenborg ]

## બેસતા વરસ કે વરસગાંઠ ઉપર મંગલોક્તિઓ

૧ ભવિષ્ય બઢજો પરાક્રમ જસે સુખે પૂર્વથી.
[ May the Future copy fair thy past. ]

૨ જીર્ણ જે નકામ દુષ્ટ સર્વ તેહને હણો,
શ્રેયપ્રેય બીજ શોધિ સેવિ કાલજિત્ બનો.
વગેરે.

## કવિઓની મજલિસ

૧ ગો. મા. ત્રિ. નાં સૂત્ર વાક્ય

(૧) અમૂલ્ય રત્નોથિ ન તુષ્ટિ પામ્યા
ભયે ન હાલાહલનાય ધ્રૂજ્યા;
મળી સુધા ત્યાંઽગ ના વિરામ્યા,
દેવો સંતો ધીરવીરો મહંત,
શ્રેયો વાંછ્યાં મેળવે મેળવે છે.

(૨) મહેચ્છા—અનિલની બધી શાંત લ્હેરો
મહેચ્છા જ જો થાય મ્હારી જ ઇચ્છા.

### ૨ માઘ

ક્ષણે ક્ષણે જે નવનૂતન શ્રી
રમણીયતા તે સ્વયમેવ રૂપસી.

### ૩ ટેનિસન

(૧) પંથિલ ચડભડ થકી અલગ રહી
માનવ મતિકૃતિ મથૂં સમઝવા;
ધર્મ વિવિધ રહું તોળી, પ્રભુસમ,
સ્ફુરત ન રતિ કદિ એકે વરવા.

(૨) શંકા સાચદિલી જો, સગી જાણજો ભગિનિ જ શ્રધ્ધાની;
છે રે જડદિલ ડૉળી કર્મઠતા શૅાક્ય શ્રધ્ધાની.

(૩) દિવાલ ફાટમાં ઉગેલ ફૂલ!
જો અથેતિ મર્મ તુજ કળાય,
તૉ હુંથી પમાય
આ વિરાટ વિશ્વનાય કુલ
મર્મ ધર્મ ગૂંચ ખાંચના ઉકેલ, ગુલ,

સ્વર્ગ સ્વર્ગનાથથી લઇ
છેક નિમ્ન ભોંયની તમામ નિમ્નતા લગી.

### ૪ શેક્સ્પીયર

અહો લઘુક બત્તિ, ક્યાં લગણુ આપ ફેંકે કિરણ!

### ૫ એ. સ્પેન્સર

આત્માકલ્પ્યા નમૂનાના દેહઘાટ ઘડાય છે.

### ૬ શેલિ

(૧) હર્ષ શો ભર્યો તું-મસ્તકે ગજબ!
શીખવે મ્હને તું એહ અર્ધ જેટલોય જો,
કંઠ આ થકી વહે ધસે જબર
કાવ્યસ્રોત મસ્તગંડુ અજબ મધુર તો,
રાગલુબ્ધ જે રહે સુણી જહાં,–યથા હું આ ત્હને અ-વર!
(૨) મધુરતમ અમ ગાયનો ઉદરે વહે શો કરુણ [illegible].

### ૭ સ્વિન્બર્ન

નરાબ્ધિ દરિયો બેહદ, આત્મા ખડક અડગીત મોજામાં;
ફૂટે કાન ઘુઘવાટે ઝીણચાબખા વિંઝાય નયનોમાં.

### ૮ ડેવિડસન

ક્વચ્યૂં આંસૂ ધારે નહિ નહિં જતૂં તે કદિ વૃથા.

### ૯ ફ્રાન્સિસ ટૉમ્સન

આરંભ ના અંત નથી જ એકે
નિઃશ્વાસ ડુસકાં નવ મૂલ્ય જેનૂં;
અન્ય વ્યથામાં સઉ જન્મ પામે,
વ્યથા સ્વકીયે સઉ મૃત્યુ પામે.

## ૧૦ મૅંગન

હે બૉસ્ફરસ ! રે બૉસ્ફરસ !
ઉગતી યુવાનો અગ્નિ કેવળ ફૉસ્ફરસ !
કાલમોજે વહ્નત જીવનમાં નથી
સૌભાગ્ય કે ખુશરૂપ લ્હાણુ, જરા તુંથી
અદકાં ઉતરતાં, રે પુરાણા બૉસ્ફરસ !

## ૧૧ ઋગ્વેદ (મંડળ ૧૦ મું)

હૂંને કોઇ દેખતો યે ન દેખે, કોઈ બ્હેરો શ્રૃણ્વતો યે સુણે ના;
ને માણાવૂં અન્યને એ કરારે સૌભાગ્યો સૌ, નાથને જેમ જાયા. ૧
હૂં જાતે આ બોલ્ઞ બોલું સુણાવૂં, કેવો મીઠો એ, નરોને સુરોને !
ચાહૂં તેને હૂં બનાવૂં પ્રતાપી, મેધાવી, રે બ્રહ્મજ્ઞાની મહર્ષિ ! ૮

## ૧૨ પંડિતરાજ જગન્નાથ

દૃષ્ટાંત નૂતન, સળંગ નવૂં જ કાવ્ય,
આમાં અમે રજ નથી પરકીય લીધું;
આમોદ તે સુમનનો મનથી ય શેનો
સેવે, સ્રજે હરિણ જે સ્વયમેવ કસ્તુરી !

## ૧૩ ભવભૂતિ

વિષાદ ઉર કોરતો સતત, રે નથી તોડતો,
ખુવે છ તનુ ચેતના ફરિ ફરી, નહીં સામટી;
ઝળે ભિતર ઝાળથી, અરર ખાખ થાતૂં નથી,
હણે છ વિધિ મર્મ મર્મ, હણતો ન હા ! સર્વથા !

## ૧૪ ભાસ

શશીકિરણ આ ગણી પય નિજાંગ ચાટે બિડાલ,
ગણી બિસ ચહે જ ભક્ષ ગજ વૃક્ષશાખાંતરાલ;
શશીકિરણ માણવા યુગલ જે અગાસી સુતાં
ભુલે રમતમસ્ત નિજ કિરણચાદરે નગ્નતાઃ
અહો તુજ સુધા ઘટેન્દુ, ભુવને અજબ રેલતી!
ધરાતરુ પશુ મનુ સકલ ડૂબવી મ્હાલતી!

## ૧૫ ભર્તૃહરિ

જે છે જડી મુજ ઉરે નહિં હું ઉરે તે,
ત્યાં વ્હાલમો અવર, આશક જે બિજીનો;
ઓવારતી જ ઉર હું પર કોઇ ત્રીજી,
ધિક પાંચને ય અમને! ધિક કામ તૂંને!

## ૧૬ પંચતંત્ર

૧ રાજ્યાભિષેક વરણી વિધિ એકે વને નહીં,
સ્વસત્ત્વવિક્રમે તો યે સિંહ વનરાજા સહી.
૨ એકલો છૂં ન ભેરૂ કો ને મહારણ્ય ચૉદિશા,
એવી કે અન્ય કો ચિંતા થાય શાની મૃગેંદ્રને.

## ૧૭ થી ૨૦ પ્રાચીન

૧ સાહિત્ય નૃત્ય સુરતાલ કલા વિમર્ષણા,
મસ્તિષ્ક માતબર સોમ્મ કરંત હૈડાં :
—છે ધૂળ જીવન જ એ રુચિઓ વિનાનાં!
૨ સરસિજ કુંજ નિવાસવિલાસ રસાળા
હરિ શકતો વિધિરોષ સમૂળા;
પણ નથિ, હંસ, સમર્થ અસાધુ વિધિ પણ

તુજ પયવારિવિવેકકલા સુવિચક્ષણુ
વા તુજ એ યશનો હરવા કણુ.
3 જા વ્હાલા, જે જવૂં ધાર્યૂં; સુખે માર્ગે સિધાવ તૂં:
મ્હારો ય ત્યાં હજો જન્મ ઠરે તૂં જઇને જિહાં.
૪ આવ! જા! પડ! ઊભો થા! બોલ! ચૂપ રહે અલ્યા!
—આશા ગુલામ અર્થીથી શેઠ એમ કરે મઝા!

## ૨૧ વાલ્મીકિ

મા હજો વ્યાધ, રે ત્હારૂં ઊજળૂં કોઈ યે સમે!
જોડૂં રતિ રમે ક્રૌંચ, ધિક્ક તેં એકને હણ્યૂં!

## ૨૨ ગ–અ–થ

ફાલ્ગુન કિસલય ચહે, ચહે હેમંતક ફલ તૂં?
કલાકેલિ ઉલ્લાસ? ચહે વા તુષ્ટિ પુષ્ટિ તૂં?
ભૂ સૌન્દર્ય સમેત ચહે શૂં સ્વર્ગસુધા તૂં?
—'શકુંતલા!' વદું, એક પદે ત્યાં સર્વ વદાતું!

## ૨૩ લૅવેટર

સ્તુતિખોરાથી ઉતરતો જાણો નિંદાખોર;
છેક ઉતરતો, જેહને બધાજ પદધુળતાલ.

## ૨૪ બ. શૉ

કલાક્ષેત્રમાં સર્વથા તે નિષિદ્ધ
ન જે જીવનક્ષેત્રકાજે વિશુદ્ધ.
વગેરે.

## વીર નર્મદ

(૧) જુધ્ધ રમણનો રૈંગીલો રત્નાકર !
અહો તુજ પ્રેમશૌર્ય ને શૌર્યપ્રેમનાં ગર્જન ગજબ અમર !

## નર્મદનો ગુજરાતીઓને બોધ

(૨) ન શોક કરશો કદાપિ રસિકો નિહાળિ મુજ તાવણી,
જુવો સકલ જીવજીવન, ન કોઇ બેદરદ ભાળશો;
ભલે દરદ; ઘા ભલે, અપજસો ભલે, અભિભવો ભલે,
સદા ય ઉર પ્રેમમાં રુધિર જો રહે ઉચ્છલત શૌર્યમાં.

## કલાપી

મૃદુ કેકા તુજ કંપે રે રતિવિદ્ધ શી !
ઘેલાં કરતી અભિનવ રસભર હૈયાં જો
ગુર્જર કુંજે કરુણ કલાધર મોરલા !

## લેખક બંધુઓને

| | |
|---|---|
| ૧ રસના સ્રષ્ટા ચતુષ્કો<br>તેના સ્તુતિપાઠક હે, | અજબ રચ્યું ખડબચડ ઘાટ તેના<br>ન શકિત આસકિત બલવંત. |
| ૨ કાગ કહે કોકિલને<br>કાબર કહે અરે બસ ! | કા ! કા ! કા ! કૉયલડા, તું કાળો !<br>કાકા બેસૂર ! એ મધુરો ! |
| ૩ પ્રતિભાતણાં તપોફલ<br>કથા કહાણિએ રાચો, | મળે તપસ્યા પ્રમાણમાં, હે ભાઇ !<br>રિઝવોજી દલ કવને દલપતશાઇ. |
| ૪ ભોગે સુંદર, હ્રદયે સુંદર,<br>કહો ત્રિતંતૂમાંથી | પણ તન ન સુંદર નયને જો,<br>ઉત્તમ કયો ગણવાનો તો ? |
| ૫ લાભાલાભ જ જેને<br>તેનૂં ભલું શી રીતે | નર્યાં તથાપિ ન સુઝે ન સમઝાયે.<br>બલવંતે રે<br>બ્રહ્માએ પણ કરિ શકાયે. |

૬ આળ મુકે દે ગાળ ઉત્તર એવાને કશાં ?
મોં એવાનાં બાળ : —દ્રૈષ અસૂયા રાસભાં !
૭ અકાળે ખ્યાત થાતા ને ખોતા અકાળ ખ્યાતને
એ બેયથી વિચારોજી કેટલી હાણ માતને.
૮ તત્કાળ છાપ ન સૈભવે સમરેખ જો,
વળિ કાળ સર્વ વિવેચકોનો કાળ;
તાજાં વિવેચન રત રતે ચિમળે ખરે,
ફૂટે વળી રત રતે અભિનવ ફાળ.
૯ અનુચિત પરિહાસો અટ્ટહાસોપહાસો
અગર કવિ અરિસ્તો–ફેનિસે તો વધાવ્યા;
નહિ રસ તદપી એ શુધ્ધ કે શિષ્ટ ભ્રાતર,
અપરસરચનાએ માત્ર રાચે કપાતર !

## ઘડપણ સામે કટાક્ષ

હસમુખ કહે કરચળિને 'સખે, (બી). આજ હું-સહે જરા હસ નેઃ'
કરચળિ પૂછે–'હું ?'—ત્યાં વાગી ગઈ જ ખૂણ
લાગી ગઈ એક લોચનને !

## પ્રતિકાવ્ય

'લાઈવ્સ ઑફ ગ્રેટમેન'ના ઇંગ્રેજી પ્રતિકાવ્યનો તરજુમો

મહાજનોતણાં ચરિત્ર વાંચતાં નિહાળિયેં
ઘણાંય પત્ર, જે ફરી ફરી ઘડો દિયે
આપણું ય પત્ર ચિટ્ઠિ રાખિયેં અનેકસાત્ !
–થંત ભલૂં સળીથિ જો હતે કર્યાં જ ભસ્મસાત્!

## ક્રિકેટર હૉબ્સ : હળવું કાવ્ય,

[ક્રિલિંબો ખાતે ૨૮–૬–૧૯૨૬ ને રોજ રમાતી મૅચ દરમિયાન લંડન ચેમ્બર ઑફ કૉમર્સે ત્યાં તાર મારફત મોકલેલી કડીનો તરજુમો]

રાષ્ટ્રો મહીં વિપ્લવો ઉત્પાતો ભલે
ને શે'રનાણું છો રસાતલ જૈ પડે;
એ સૌ, બિરાદર, રોદણાં છે રોજનાં,
–આજે અહો આ હૉબ્સકેરું બૅટ વીજજવે ફરે!
વગેરે વગેરે વગેરે

## પર્લ બક કૃત 'મધર' નામે નવલ વાંચીને

સુખસર્પવો, દુખડુંગરો, મજુરી સખત,
–ધનહીન, આપદ લીન,–શાં લખિયાં લખત
આ ખેડુ ગામડિપણુ તણે ભાલે ધખત!
વગેરે વગેરે વગેરે.

## પરિશિષ્ઠ

—૧—

### હો વાંસલડી

(ગુચ્છ ૧, 'કલારાજ્ઞીમાં આ છઠ્ઠી મણકો: પૃ. ૧૭)

અલૌકિક! અભૌતિક!
હાંરે તુજ જાદૂ કામણગારાં!
હાંરે તુજ દેહ ગેહ ભમરાળાં —હો વાંસલડી! ધ્રુવ.
વાસ્તવથી પણ વાસ્તવ ત્હારાં શ્વાસ નાડિ સુર ટૌકા:
ખ્વાબથકી પણ ખ્વાબી ત્હારાં વીક્ષણ નર્ત્તન લટકા —હો વાં૦ ૧

જેઠતણા તડકામાં ત્હારી બળબળતી લૂ બળતી:
કુમુદો પર શીતલ કૌમુદી પણ તુજ હિમબુંદે ઠરતી —હો વાં૦ ૨

વીરપુરુષનાં સાહસ શિખરે ચડત દિઠાં તુજ ટેકે:
સુંદરીઓની મોહનીમાં શી અલકલટો તુજ મ્હેકે —હો વાં૦ ૩

ન દિઠો જોગી ન દિઠો ધર્મોદ્ધારક કો ઇતિહાસે,
જેની અલકમલકની કિરણાવળ નવ ગુંથિ તુજ શ્વાસે —હો વાં૦ ૪

પ્રજાસમુંદર ઉછળે ગર્જે ભાગે સર્જે તુફાને,
ત્યાં પણ ત્હારાં મુક્તક પ્રેરક પડતાં સરવે કાને —હો વાં૦ ૫

—૨—

## 'પૂછું મ્હને કરેવ'

(એની છેલ્લી કડી: પૃ. ૨૪)

કૉનૂં આખૂં, કૉનું હયૂં ગળેલું,
કૉની સાચી કૉનિ ખોટી પરીક્ષા,
એ પ્રશ્નોને તેજ જાણું ઉકેલી
ઉકેલતો સાર નિઃસારનો જે,
નિઃસાર ગાળિ શકતો વળિ સારમાંથી.

—૩—

## ધાર્મિક સાહિત્યે ઈશ્વર

(ગુચ્છ ૧ લાને અંતે, પૃ. ૨૫ પછી આ)

મનુ, ત્હારા બાપૂનું શિર વ્યોમ મસ્તકે
ભુજા બાપૂનિ આંબતી દશે દિશે:
બાપુ ફૂંકે ફુંકે વાયુ ઉછળતા,
બાપુ મુકકે મુઠકે ખંડ બાંગતા:

પાય બાપૂના પાતાલ કાણાં કરે,
સાતે સિંધુ વક્ષ વજ્રને નમી પડે:
ઉર બાપૂનું વિરાટે છાંટતૂં અમી,
દગ બાપુનીથી વીજળી જતી શમીઃ
મનુ, બાપુ એ પિછાન ત્હારા, ભાઈ રે,
સાહિત્યામૃતે વસે સદા સમાઈ રે

—૪—

## હેમચંદ્રાચાર્ય

નિંદો અમને કોઈ જન સ્તવો અગર જન કોયે,
નવ નિંદાસ્તુતિ કોઈની ભણિયે અમો કદીએ.

—૫—

## જાપાની કવિ હિતોમારોની એક કૃતિ

('વિરહ'ના સૂત્રવાક્ય તળે આ બીજું: પૃ. ૭૬)

થઈ ત્રિયામા અગણીતયામા
ઘાટીપથો દુર્ગ ઉંચા અતીસે;
'ભામા!' પુકારંત રથાંગ 'ભામા!'
ત્રુટી પખે આરડતો ચિસે ચિસે,
પડ્યો ભુલો આથડતો દિશે દિશે,
—શિંધે ય છોડયો વિધુરી નિશામાં.

—૬—

## ભટ્ટ નારાયણ

જે જે શસ્ત્રાસ્ત્રધારી ભુજબલમદિલા પાંડવી સૈન્યકેરા
જે જે પાંચાલ દેશે શિશુ મુછધર કે હો હજી માતકૂખે
જે જે જોઈ રહ્યા તે અધમ ગજબ હત્યા, થતા જે હ સામે,
—તે તે પ્રત્યેકનો રે જગત સકલનો કાળનો કાળ આ હૂં!

—૭—

## ભાંગલું ભરૂચ

(પૂણા અને મુંબાઈ, પૃ. ૨૯૨, એની આગળ લેવું)

ભરૂચ, તુજ રાક્ષસો, રઘુયદુકુલો, હૈહયો,
સુરાન્વયિ, યુનાનિઓ, ક્ષતરપો, હરોપાસકો,
પિશાચ, વળિ ગુપ્ત, વાલભ, અરબ્, મહારાષ્ટ્રિઓ,
ગયા ભુસત એકમેક, નદપૂર શા બહુ ગયા,
ઉગ્યા ક્યમ, ટક્યા શિ રીત, જાને ન શાણે શમ્યા,
સદાસુકૃત નર્મદાસુત તું, અર્ણવાનુજ તું, વણ ઢગેન્યહાલ હું,
નમ્યૂં તું પાટણવણી, પ્રાનુમ્યું દેહિલસુલ્તાનને,
અહમ્મદ, અકબ્બરે, ડચ, ફિરંગિ, ઇંગ્રેજને.

ગુણાઢ્ય તુજ કથક શ્રેષ્ઠ, તુજ સૂરિ હીર અકબ્બગુરૂ:
—ન સૂક્ત નવ મંત્ર એક પણ તેં વિભૂતિ આહ્વોતણા
ઉતારિ દિલ હૃદ્રસાપ્લવનથી અમર સંઘર્યો,
ન એ પગલિયે કર્યાંહીં પુનિત બામણૂં તાહરૂં.

પુરાતનવરિષ્ઠ, કાલકચરેલ તૂં ફરિફરી,
સુદીર્ઘ તુજ આયુ કાલજિત સોચ્યું નેકે ઘડી. ૧૪

ગુચ્છ ૭ મો :

અનુક્રમ

## કણિકા–પરિશિષ્ટ



[ગુચ્છ સાતમો સંપૂર્ણ ]

## સૂચિ

(સંખ્યાંક ખ્હેલાં લીટીવાળી કૃતિ સૉનેટ છે.)

——o o o——





# ભણકાર

## ટિપ્પણ

### પ્રથમ ગુચ્છ

"મ્હારાં સૉનેટ" માંનાં વિવરણ અહીં ફરી છાપ્યાં નથી. અને આ ચોપડીનું કદ બને તેટલું ન્હાનું રાખવાને આપું છું તે ટિપ્પણ પણ બનતાં સુધી ટુંકાવેલાં છે.

**કવિની સ્નેહતૃષ્ણા**; ૮ આ હૃદયના આધાર બને.

**કવિનું કર્તવ્ય** ૪ નિજ + આત્મા = નિજાત્મા; 'દધિ=ઉદધિ; 'ધ, 'થ, 'થવા 'નિલ=અથ, અથ, અથવા, અનિલ: 'નુભવિયે = અનુભવિયે; દી'સ =દીવસ ભાવના+આત્મ = ભાવનાત્મ, અણિ'લ = અણિયલ: એમ બીજા દાખલાય જોવામાં આવશે, તે આ નમૂના પ્રમાણે બેસાડી લેવા. ૧૯ **કરણ:** જ્ઞાનેંદ્રિયો કર્મેન્દ્રિયો મળીને દશે.

**ગાનમહિમા:** ૧૩ મદન વા પ્રેમને જીવન સર્વસ્વ ગણે.

**કવિઓનો રાસ** સારિગમ..., સુરસપ્તકમાં ચડઉતરે. ૧૧ ઉદ્‌ભટ: પરાક્રમી.

**ચિત્રકૂટને** ચિત્ર કૂટ: (૧) ચિત્રોનો સમૂહ, અને ધર્મી ઉપરથી ધર્મ એ ન્યાયે- ચિત્રકલા. (૨) શ્રી રવિશંકર રાવળના અમદાવાદમાં બંગલાનું વિશેષ નામ: એ બંગલાના વાસ્તુને દિવસે આ લખાયું. આ કૃતિને ૯ ઠા ગુચ્છમાંય મુકાત; પણ કવિતા અને ચિત્રકલાના સંબંધનો વિષય એમાં છેડેલો છે તેને અંગત પ્રસંગ કરતાં વિશેષ મહત્વનો ગણી અહીં મુકી છે. ૧ શ્રી રવિશંકરને ગુજરાતના અર્વાચીન ચિત્રકારોમાં છેક સામાન્ય વ્યક્તિ ગણો, પ્રથમ પ્હેલો ચિત્રકાર ગણો, આખા વર્ગનો રવિ ગણો, ગમે તે ગણો.

**કાલિદાસ** સંસ્કૃતમાંથી સમશ્લોકી તરજુમા કરવા જતાં લખાણ અતિસંસ્કૃત-ગુજરાતી બને જ છે: આ તરજુમો તો ઇંગ્રેજી કૃતિનો છે તથાપિ મૂલનો બધો અર્થ ઉદ્‌ભાવિત કરીને સમાવવા જતાં આ કૃતિ પણ એવી બની છે. **સુધર્મ** સારો પ્રયોગ નથી: ધર્મના ઉત્તમ છડીદાર એમ લેવું: રાજદંડધારકોમાં ઉત્તમ.

**કલારાણી** કવિતા પ્હેલા બે મણકા ફ્રેંચ કવિ ગોતિયેની એક કૃતિના બે જુદા જુદા ઇંગ્રેજી તરજુમાના અનુવાદ છે; જુદે જુદે સમયે લખેલા: ત્રીજો મણકો ફિરદૌસીની એક જાણીતી કડીનો તરજુમો છે, છેલ્લા બે સ્વતંત્ર રચના છે.

(૩) ૯ આદિ: તીર્થંકરોમાંના પ્રથમ આદિનાથ, આપણને પરિચિત આપણા ધર્મ અને ઇતિહાસમાંના દાખલા આપ્યા છે, જે ફ્રેન્ચ કૃતિમાં નાજ હોય.

(૪) ૧૫ સિક્ક: સિક્કો. ૧૭ પરાણુ, સપરાણુ, અપરાણુ, જેમાં પરાણુ=સત્વ, બલ,—એવા પ્રયોગ કાન્હડદે પ્રબંધએ જુના કાવ્યમાંથી શીખ્યો છું. આપણી જુની ગુજરાતીમાં ઘણા ય શબ્દો અને પ્રયોગો છે જે ફરી ચલણી કરવા જેવા છે. 'પરાણે' શબ્દ તો ચલણી રહેલો જ છે. ૧૯ લયપદી: જેનાં પદો લયાન્વિત.

(૫) પરિસર, પ્રાસાદ ફરતો ચારે બાજુનો પ્રદેશ. ૮ મૃગેન્દ્ર, પ્રાણી જાતિઓમાં શ્રેષ્ઠ; મૃગક, કનિષ્ઠ.

**શ્રી કુસુમ મંડળને** પુલોનિયસ, પોલોનિયસ, શેક્સ્પીયરના હેમ્લેટ નાટકમાં રાજાનો મુખ્ય મંત્રી, દોઢડાહ્યા. બુદ્ધવાક્ય—To thine own self be true—એનું સૂત્રવાક્ય છે. 'કુસુમ' પૂણામાં ગુજરાતી બંધુસમાજ મંડળે અને ત્યાંની ગુજરાતી હાઇસ્કૂલના શિક્ષકમંડળે થોડો વખત ચલાવેલું ત્રિમાસિક. પૃથ્વીતિલક આપોઆપ પૃથ્વીના લયપ્રવાહમાંથીજ ફુટી આવેલો નવો છંદ છે. એના પ્રથમ દર્શન 'આગિયા'માં થાય છે પણ આ તો નવો છંદ છે એવું ભાન મહેનિ વર્ષો પછી થવા પામ્યું.

**સર્જક કવિ અને લોકપ્રિયતા** ડ્રૅમૅટિક લિરિક જાતિનો એક પ્રકાર એવો છે કે કૃતિ હોય અમુક આખા વર્ગ માટે પણ લખી હોય પ્રથમ પુરુષ સર્વનામે, એટલે અંગત હોય ને એમ, ઉક્તિને સીધી તીક્ષ્ણતાને ચોટનો લાભ મળે માટે આ શૈલી છે, અને કબીર આદિના ભજનોમાં પણ જાણીતી છે. એવી કૃતિઓ ઉપરથી સૈકાઓ પછીના ભક્તો તેમાં કબીર આદિના અંગત ઈતિહાસના પ્રસંગ ચિતરાયલા જુવે છે; તે ફાંફાં છે. સ્ત્રીના પ્હેરવેશ વાળો નટ સ્ત્રી બનતો નથી પુરુષ મટતો નથી. તેમ આખા વર્ગને સ્પર્શતી પણ અંગત શૈલીએ લખાયલી કૃતિ અંગત જ છે એમ ઠોકી બેસાડવા મથવું તે ય ફાંફાં છે. સર્જક કવિઓ અને કલાકારોની કૃતિઓને લોકાદર મળતાં વાર લાગે છે કેમ કે એમનું વક્તવ્ય એમની શૈલી ભાષા, એમના અલંકાર લય, બધૂં જ અપરિચિત, તે ધીરેધીરે સમજમાં ઉતરે પછી જ તેના રસ અને ધ્વનિ પૂરેપૂરા ગ્રહણ થઈ શકે. આ તેમ આ પછીની બે કૃતિઓ મેં મ્હારી જાત ઉપર લખી નથી, સર્જક કવિઓ અને કલાકારોના વર્ગને ઉદ્દેશીને જ લખી છે. તથાપિ તેને અંગત ઠોકી બેસાડવા મથનાર

એમ શાને કરતા હશે તે તેઓ જાણે. સર્જક કવિ જ સાચા કવિ એ બેશક મ્હારૂં મત છે. હું જાતે કવિ હોઈશ તો તે મ્હારામાં જે કંઇ સર્જકપણું હશે તેટલા પુરતો જ, એ મ્હારો દાવો પણ જાણીતો છે. પરંતુ આને ઉપલી કૃતિઓનો સાચો અર્થ શો છે એ સવાલ સાથે કશી નિસબત નથી. અને તથાપિ ગોટાળો ઉત્પન્ન કરવા મથનારા આનો લાભ પણ લઈ લે એ સમજાય એવું છે.

૪ મ્હાવા બદલે મ્હાવ વાંચવું. સાચો પ્રેમી પ્રીતીપાત્ર માટે સદા આમ જ વાંછે કે ભલે તે પોતાનૂં જીવન પોતાને જ ફાવતી રીતે જીવે; સંપૂર્ણ સ્વતંત્રતાએ વિહરે; પ્રેમીની ખાતર કશો જ ભોગ ન આપે.

૧૩ ઝાંય શી કળાય વાંચવું. ઝાંય = તેજ.

**પ્રતિધ્વનિ** ૫ વિરાટમાં ચાલી રહેલા અવાજોમાં કરુણપ્રધાન ઘણા વધારે.

**સર્જક કવિની** ૪ સલીલ: લીલાસહ.

**નવ્ય કવિતા** ૮ દેવોના જેવા ભોગવિલાસોએ પણ.

**ગુર્જર કવિતા** બહો છોપા અને રોળાના મિશ્રણ જેવા આ નવા છંદને શું નામ આપવું? ૧ ગૌતમપત્ની અહલ્યાને ઇંદ્રે છેતરી તેથી ગૌતમે એને શાપ દીધો તેમાંથી શ્રી રામચંદ્રની ચરણરજે એને મુક્તિ મળી, એ આખી કથા જાણીતી છે. આ કડીમાંની ભાવનાના વિસ્તૃત નિરૂપણ માટે જુવો મ્હારાં "નવીન કવિતા વિષે વ્યાખ્યાનો."

**કવિને** ૧ નિર્મિત બદલે **અશિથિલ** વાંચવું. ૩ વિમર્શક: વિચારો સુઝાડે વિચાર કરતા કરી મુકે એવા.

**પૂછૂં મ્હને કદેવ** વિસ્તૃત વિવરણ માટે જુવો "આપણી કવિતા સમૃદ્ધિ" ૧ લી આવૃત્તિ   ૨૪ ભાંગે તે પોપટ ન ભાંગે તે સૂડો,

પંખીની જાતમાં પોપટજી રૂડો—જુની લોકોક્તિ. કીર: ઉત્તમ જાતવાન પોપટ. "બુદ્ધ"માં આને મધુકીર અને મધુશુક કહ્યો છે બાણે કાદમ્બરીમાં વૈશમ્પાયનની કલ્પના પણ આપણી જુની કથાઓમાંથી લીધેલી છે. સવે: સર્વ (જુની ગુજરાતી)

**સાચો કવિ** (૧) વસંતતિલકા (૨) ઝૂલણા.

(૨) ૨ સોતાં; સહિત. ૩ સંકલન-પાટ; કલા.

**ટિપ્પણમાં પ્રથમ ગુચ્છ સમાપ્ત.**

## ટિપ્પણ

## દ્વિતીય ગુચ્છ

**આરોહણ**

પ્રવેશક ૧—આ ઉદ્‌ગાર કાવ્ય (Ode ઓડ)નું બીજક મ્હારો મિત્ર કાંત ખ્રિસ્તી થયો પાછો આર્યસમાજમાં જોડાયો વગેરે અનુભવ? ના, એ અનુભવ બીજે નંબરે મુકાય. પ્હેલું સ્થાન તો મ્હારા જાતઅનુભવનું છે. કઇંક વિગત નાંખું. ઈ. ૧૮૮૧ થી ૮૬–૭ લગી પ્રથમ રાજકોટ હાઇસ્કૂલમાં પછી જુદી જુદી કૉલેજોમાં અમે ભણ્યા, તે અમારા મંડળમાંના કેટલાક રાજકોટ મિશનના વિદ્વાન જુવાન પાદરી સ્કૉટના * વધતા જતા સમાગમમાં આવેલા. 'સ્કૉટ ગુજરાતી અને સંસ્કૃત ભાષા ભણતો, બંને સાહિત્યનો રીતસર અભ્યાસ કરતો, એયમાં અમને કેટલાકને સાથે રાખતો, શેકસ્પીયરનો વર્ગ નિયમસર ચલાવતો તેમાં અમે જતા, એના પુસ્તકાલયમાંથી નવલો કાવ્યો જીવનચરિત્રો વાંચવા લેતા, ન સમઝાય તે એ હોંસે સમઝાવતો, દર અઠવાડિયે થોડાને ચ્હા પીવા બોલાવતો, મેળા ઉત્સવાદિમાં સાથે થઈ જતો, વગેરે. સાથે સાથે ધર્મબોધ હિંદુધર્મ અને સમાજની ટીકા કયારે કેવી રીતે કેટલી કરી લેતો તે તો યાદ નથી, પણ "સોબતે અસર" એ ન્યાયે શાળાઓમાં રોજ પીતા હતા તે હિંદુતત્વવિમુખતા અમારામાં વધતી ચાલી અને યુરોપીત્વથી અભિન્ન ખ્રિસ્તી ધર્મ તરફ અમે આકર્ષાયા. કૉલેજાભ્યાસનાં વર્ષો દરમિયાન રજાઓ લાંબી, ત્યારે વળી અમે પાદરી–બંગલે વધારે જઈ શકતા. અમારા મંડળમાંનો એક ખ્રિસ્તી થયો જ, બીજાએ ખ્રિસ્તી "દ્વિજત્વ"–દીક્ષા

---

* હ્યુ આર. સ્કૉટ લાંબુ જીવ્યો, ઘણાં વર્ષ ગુજરાતમાં રહ્યો. ગુજરાતી ભાષા અને સાહિત્યનો પંડિત બન્યો. મ્હારી તરફ એનાં સદ્‌ભાવ અને આત્મીયતા કાયમ ટકી રહ્યાં. એ મ્હારૂં દરેક પ્રકાશન વાંચતો કેટલીકવાર તે ઉપરથી ચર્ચા કરતો તેમાં એની તટસ્થ દૃષ્ટિની કેટલીક વાસ્તવ પ્રતીતિઓ મ્હને ચોંકાવતી અને ઘાયલ કરતી તથાપિ મ્હારા પોતાના વિચારતંત્રમાં ઓતપ્રોત થઈ જતી. ઉત્તરાવસ્થામાં પણ એ મોટરસાઇકલે ચડી દર અઠવાડિયે સુરતથી નાસિક આવજા કરતો, નાસિકની ગોફ–ગાહનાં એ ચક્કર મારી ન આવે તો તનદુરસ્તી ટકે નહીં; એમ એ દૃઢ માનતો. એ મિતભાષી સંતોષી સુઘડ અને મિત્રતામાં કુંદન હતો. એવા સુશીલ ઉદાર સંસ્કારી સંતોષી અને નિયમિત ચીલામાં સેવા ભાવે આખું જીવન સમર્પતા માણસો દેશના મધ્યમ વર્ગમાં જેટલા તેટલી તે દેશમાં સાત્વિકતા.

તો ન લીધી, પણ આખો જન્મારો હૃદયે ખ્રિસ્તી (ઘણા રીતસર વટલેલ ખ્રિસ્તીઓ કરતાં વધારે સારો ખ્રિસ્તી) રહ્યો. થાઉં—ન થાઉં એ લાગણીપૂરીની દુર્દશામાં બીજાં એકબેનાં અતિમહત્ત્વનાં વર્ષો નાસ્તિ વરસાદ કુતઃ ખેતી એમ વણસી ગયાં. મ્હારાં વડીલોને ય ચિંતા થયલી, રખે છોકરો વટલે!—તે ઇ. ૧૮૮૬ લગી ધુંધવાતી રહી ને પછી હોલવાઈ—આમ હિંદયુરોપના વધતા સંસર્ગે દેશ અને પ્રજામાં ધર્મપરિવર્ત્તના મહાપ્રશ્નનું ગાંભીર્ય મ્હને તો જાતઅનુભવે પ્રતીત થઈ ચુકેલું, તે પછી કાંત અને હું દિલોજાન મિત્ર થવા પામ્યા—ઈ. ૧૮૮૭ ની છેવટમાં. ઈ. ૧૮૮૮ માં જ 'આરોહણ'નું ડૉળિયું ઘડયું તે વખતે કાંત ધર્મ પલટાના વમળમાં પડશે—એ આગમાં શેકાશે-બળી જશે ખાખ થશે, એવો એને કે કોઈ મહાજ્યોતિષીને ય ખયાલ પણ નહીં. પરંતુ 'આરોહણ' પૂરૂં તો થયું છેક ઈ ૧૯૦૦ ના મેમાં એટલે એના ગર્ભવાસના પાછલા કાળમાં મણિભાઈની વ્યથા ગૂંચવણો આવેશ વિષાદની લાગણીઓ આદિનો હું સાક્ષી, તેથી એ કૃતિ લાંબાંલચક કુદરતવર્ણનો, સંસારના કોયડા વિષે પર્યેષિક ચાતુર્યયુક્ત કે દૂરાકૃષ્ટ ઘણા વક્રોક્તિ આદિના ઉદ્‌ગારોથી ઉગરી, અને પોતાના વિષયના મહત્ત્વને અપ્રસ્તુત સુંદરતાઓ અને શબ્દખેલોમાં દાબી દેવાના મોટા દોષમાંથી બચી.

૨—મણિભાઈને અને ત્રિભુવન પ્રેમશંકર 'મસ્તકવિ'ને આ૦ પ્રથમથી ખૂબ પસંદ પડી ગયું. મુક્ત છંદ (બ્લૅન્ક વર્સ) માટે પૃથ્વીવૃત્તની અનુપમ યોગ્યતા એઓ ત્યારે જ જોઈ શકયા; જો કે અમારી એ વિષે ચર્ચાઓ તો વર્ષોથી ચાલ્યા કરતી. આ યોગ્યતાને શાસ્ત્રીય શબ્દોમાં આમ વર્ણવાય. પંક્તિના આરંભથી જ નહીં, પંક્તિમાં લગભગ ગમે તે સ્થાનના અક્ષરથી આરંભિયે તો પણ આગળ ચાલતાં પૃથ્વીનો જ લય મળી રહે છે. આ વૃત્તમાં જ. પૃથ્વીને વસંતતિલકા અને શાર્દૂલવિક્રીડિત સાથે આ દૃષ્ટિએ સરખાવવા જેવું છે * અને એથી બીજું લક્ષણ પણ

---

* લગા લલલગાલગા લલલગાલગાગાલગા—પૃથ્વી.

ગાગાલગા લલલગા લલગા લગાગા—વસંતતિલકા.

ગાગાગા લલગાલ ગાલલલગા ગાગાલગા ગાલગા–શા૦.

સરખામણી આ માપો વાપરીને, લલકાર્યા કરી કરીને થઈ શકે; જો કે એવી સરખામણી લાંબો વખત ચલાવ્યા કરે તેવા માણસને જે કોઈ પ્રાકૃત જન સાંભળી જાય ને, તે તો ગાંડો પણ ગણે.

ફળે છે, કે છંદના લયને ઇજા વગર વિરમીપણ શકિયે લઘભગ ગમે ત્યાં, એક પૃથ્વી વૃત્તમાં જ. વળી ગમે ત્યાં એટલે અર્થભાવાદિ માગી લે ત્યાં. મતલબ કે ઇંગ્રેજી આયમ્બ-ધારા જે ગુણોને લઈને બ્લૅન્કવર્સનું ઉત્તમ વાહન બની રહી છે, તે ઘણે અંશે મુકત પૃથ્વી પણ પ્રકાશી શકે. કદાચ આયમ્બ-ધારા જેટલું ગતિવૈવિધ્ય મુક્ત પૃથ્વીમાં ન આવે. ઇંગ્રેજી-ગુજરાતી ભાષાઓનો ભેદ બાજુ પર રાખિયે—અને આપણી ભાષા કોઈ પણ લક્ષણે ઇંગ્રેજીથી ચડતી નથી, એવું મત મ્હારૂં તો નથી—તો બીજી કોઈ રીતે મુકત પૃથ્વી ઇંગ્રેજી બ્લૅન્ક વર્સથી ઉતરતો નહીં નીવડે, અગર જો કે એ કેટલો ખીલી શકે છે તેનો આધાર આપણા ઉછરતા કવિઓ એને કેવોક ખીલવે કસે પરોડે છે, તેના ઉપર છે.

૩—મહાબળેશ્વર, સહ્યાદ્રિ, ગિરનાર, અને આબૂના દૃશ્યોના અંશોને ભેળવીને એક ગગનરોહી ચડાવનું સૌ ગ્રહણ કરી શકે એવું ટૂંકું વર્ણન ઉપજાવ્યું છે. પ્રાધાન્ય ગિરનારનું રહ્યું છે.

૪—કાવ્યના ધ્વનિ અને આશયનું વાંચકને સૂચન મળી જવામાં જે કંઇ ખામી રહી હતી તે અહીં આપેલા છેલ્લા સુધારાવધારા વડે હું આશાળુ છું કે દૂર થઇ જશે. અને નહીં તો પણ હવે આમાં હું રજપણ ફેરફાર કરીશ નહીં. હું પાઠફેર કર્યા જ કરૂં છું તે કેટલાકને માત્ર ફેરફારની ખાતર કરેલા લાગે; આવા પાઠફેર બેશક ત્યાજ્ય છે. મૂળ પાઠ કિમપિદ્રવ્યં બની રહ્યો હોય ત્યાં નવો પાઠ જોતાં કયો અધિકારી સમભાવી વાચક ફરિયાદ ના કરે? પણ સામે મ્હારૂં દૃષ્ટિબિંદુ આ, કે સર્જક પોતાને સારામાં સારા લાગતા પાઠ આપવાને બંધાયલો જ છે. ઉતરતો પાઠ વાચકોને મોંએ ચઢી ગયો ભલે, પણ પોતાના આશય માટે સર્જકને તે ઉતરતો, નવો વધુ બંધબેસતો લાગે છે, તો તે જુના પાઠની 'લોકપ્રિયતા'થી દબાય, એ તો સર્જકની કર્તવ્યચ્યુતિ ગણાય. ૭-૮ હિમ જેવાં શિલાતટ; પર્વતમાંનાં ઝરણાંનાં બરફ જેવાં પાણીથી ભરેલા જ રહેતા સ્ફટિક ગુહાકુંડનાં. લટવું: આટા પડવું. ૯ નદી અને તેમાં મળતા ફાંટા ગિરિની ઉંચાઈથી સાથે લાગાં દેખાય તેથી વિસર્પિ સરિતા કુલ. ૧૩ ઊંચે ઊંચે ચડાય તેમ દૃષ્ટિનો વિસ્તાર વધે તે જાણે દિશાઓ આઘે આઘે જતી પણ દેખાય, લોચન અત્યંત દૂરનું જોઇ શકે, જુવે તેના મર્મ ઉકેલી શકે એવાં તીક્ષ્ણ. અંતર=(૧) છેટું, (૨) મર્મ, ભેદ. ૨૧ ચીનવું: શોધવું ૨૨ ભંગ: (૧) મોજા, (૨) ધ્વંસ; (૩) વૈવિધ્ય. વિધિ: નિયતિ. Destiny

સંકલ્પ: માણસના મનસૂબા અને તેપાર ઉતારવાના પ્રયત્નો. માનવ સંકલ્પોની ભંગમાલાથી ખળભળતો વિધિ સમુદ્ર. ૧૯-૨૬ નર્યો બાષ્પ ('વાટરી વેપર') ની સફેદ પાતળી વાદળીઓની અનંતવિધ અતર્ક્ય સુંદર લીલાઓ અને ચમત્કૃતિઓ, ખાસ કરીને મહાબળેશ્વરમાં જોવા મળે છે. ૨૯-૩૮ 'મુરતિયા' 'પંચભાગ' વગેરે શબ્દો લૌકિક બોલીમાંના તેજ વિશેષ અર્થમાં વાપર્યા છે એમ બતાવવા અવતરણ ચિહ્નો. છળકપટ એમનું બ્રહ્મ તેના સેવકો એવો અર્થ પણ બેસે.

૩૯ **કવિ**—બાઇરન અને બિશપ હીબર. ૫૩ પદવિ: અહીં એમનાં પગલાં થઇ ગયાં છે, થયા કરે છે, તેની નિશાનીઓ. ૫૪ વત્સ: વક્તા પોતે. ૫૯ અર્ધ આછેરી જાગાની, ઝટપથી અદૃશ્ય થઈ જતી હોવાથી 'રોમાન્ટિક' બની જતી. ૬૦ હવાદલ: વાદળાંથી ઊંચે આવી રહેલ આ અવકાશ, અંદર બીજું કશૂં નહીં એવો માત્ર એક ઉપર એક થર ખડકેલ હવાના અભિમાન જેવ. પ્હોંચ: પ્હોંચે, જરા દૂર 'અરું પરું' (પાસે ન આવે) જૂની ગુજરાતી. આવોત્ પ્હોર=આવતી સાલ આ સાલથી દૂર છે તે એમ આ પરું શબ્દનું જ રૂપાંતર? પરું પોતે સં. પરમ્‌ના ઉચ્ચારણ ભેદ જ?

૬૨-૬૩ 'બ્લુ વેલી' સુઘનશ્યામ ખીણ. **ફુસલાવે છે** વાસ્તવિકેતર સુંદરતા વાળી હશે એવી આશા આપી પટાવે લલચાવે છે. દૂર અસ્પષ્ટ અદ્દઉઘાડાં, અધઢાંક્યાં દર્શનના 'રોમાન્સ.' નીચેથી જોનારને 'ડુંગરા દૂરથી રળિયામણા, તો એ ડુંગરા પરથી નીચે જોનારને ખીણ દૂરથી રળિયામણી.

૬૭ **અહો અનિલ:** શું છે તે સમઝાતાં તેને (એરણકો ઉપજતના અનિલને) ન્હોતરે છે. આગલો પાઠ 'રણકાર! હા, અનિલ,'' પણ સારો છે. ૬૮ **યાત્રિ મિષે** યાત્રાળુ મંદિરે મંદિરે ઘંટ વગાડે. તું અનિલ પણ જાણે યાત્રાળુ રમતમાં વગાડે છે અને ચોદિશ ઘુમે છે, જ્યાં જાય ત્યાં સાથે ઘંટારવ વહે છે લઇ જાય છે; તેને સાંભળતાં (આ ચોકખી હવામાં આ શાંત સૃષ્ટિમાં વળી ઉપરથી નીચાણનાં દૂર દૂર ખીણનાં ગામડાંના) ભલાભોળા વ્હેમી લોક ચકિત થાય છે. ગિરિ વિશે તેમાંના ગેબી ચમત્કારો મહાત્માઓ સિદ્ધો જાલંધર જોગીઓ મછંદર મહર્ષિઓ અને ગોપીચંદ રાજર્ષિઓ આદિ વિશે કંઇ કંઇ દંતકથાઓ અફવાઓ અને ઉટાંગો ચાલ્યા કરે છે. વ્હેમી ભોળી સૈકાઓથી હીનમાનસ (ઈન્ફીરીઓરિટી કોમ્પ્લેક્સ) ચાલ્યું આવતું હોય એવી પ્રજાની દંતકથાઓમાં અને 'લોકસાહિત્ય'માં ઇતિહાસ કે સત્ય બીનાઓ કરતાં ચમત્કૃતિ અને 'રોમાન્સ' અને પોલંપોલના ટકા ઘણા વધારે હોય જ.

૭૧ અહીં અને આગળ ઘંટ અને અનિલ એ શબ્દોમાં સ્થૂલ વાચ્યાર્થ ઉપરાંત સૂચિત અર્થ ભળે છે, અને તે પ્રધાન અર્થ બને છે; ચાલુ ઘંટારવ કાનમાં કિમપિ દ્રવ્ય બની જાય તેમ.

૭૪ ત્રિકાલજિત: સનાતન. ૭૬ લાભ્યા, જૂની ગુજરાતી. ૮૦ કજળયા બદલે કજ્જ્યા વાંચવું. ૮૩-૮૪ નવ્ય ધર્મનાં પવિત્ર ધર્મ પુસ્તકો ઈશ્વર પ્રણીત તેના માનવી કર્તાએ "શ્રુત" ઝીલેલાં માત્ર વગેરે મનાતાં મટી જઈ, સામાન્ય માનુષી સાહિત્ય-બીજા ગ્રંથો જેવા જબની રહે: ઇતર ધર્મીઓ તેમાં માત્ર સાહિત્ય જુવે ઈતિહાસ શોધે.

૮૯ **શશિકલા** ઇસ્લામના વાવટા ઉપરનો બીજનો ચંદ્ર. શુદ્ધ કુરાને શરીફ પ્રોક્ત ઈસ્લામ મૂર્તિઓ કે આવાં કોઈપણ ચિત્રો ચિહ્નો સાંકેતિક આકૃતિઓને નિષેધે છે. પણ-જેમ બીજા ધર્મોનું છે તેમ ઈસ્લામનું છે; તેને તેના વિશુદ્ધ સ્વરૂપે બહુ થોડા સમઝેપાળે છે. મુસ્લિમ દુનિયાના મોટા ભાગમાં-જેમ ક્રૂસ=ખ્રિસ્તી ધર્મ તેમ-શશિકલા=મુસ્લિમ ધર્મ.

૯૦ **થી ૯૩** પંક્તિઓ નવી છે. ઈ. ૧૯૨૯ માં કે તે અરસામાં આખું કાવ્ય ઝીણવટથી સમારી લીધું તે વખતે ઉમેરેલી. બીજા સુધારા વધારા ય તે વખતે કે પ્હેલાનાં. ૯૦ ન ÷ અ.પિ. ૧૦૨ સ્વયમ્ ÷ અભોમ (અમોમ). ૯૨ **અથવા:** વાનું વધારે ભારદર્શક રૂપ: 'ઑર એલ્સ,' 'ઑર અધર્વાઇઝ' વગેરે જેવું. ૯૩ ભુરતમંડલ: ભારત. ૧૦૬ ભ્રમભટક ભ્રાંત: સંસારની માયામાં અથડાતાં કૂટાતાં ભૂલા પડેલ પોતાના બાલકને. ૧૦૭ થી: ઉપર શાંતિ કહી છે તેજ પરમ તત્વ પરમાત્મનને અહીં ઉર વગેરે કહ્યું છે. ૧૧૦ ર્=હિત; જેતેમાંથી હિત જ ખેંચી કાઢનાર. ૧૧૩ સમર્પિત સર્વત્યાગી, સંન્યાસી. ૧૧૫ ધ્રુતિલ, તેજોમય.

૧૧૫ **લખ** પ્રત્યક્ષ (ગો. મા. ત્રિ. નો યોજેલો શબ્દ) ૧૨૧ સૂત્રધાર "તુંહિ તુંહિ", કાલ તો માત્ર ત્હારો મુખ્ય નટ.

**રાસ**

અષ્ટપદીની ઢાળ. સમુંક્રાંતિ: ઇવોલ્યૂન. ક્રાંતિ: રેવોલ્યૂશન. અધ: ક્રાં ત: અપક્રાંતિ ડીવોલ્યૂશન. અતિશય ઝડપી અને ઘણા ક્રમ (ડગલાં) ભરાય તે ક્રાંતિ.

૧ **જલ:** પાણી નહીં, કોઈ અનિર્વચનીય અસ્સુરુલ પ્રવાહી, વાયુ કરતાં ય સૂક્ષ્મ, આકાશ કે ઇશ્વર કે એવો કોઈ શબ્દ પાણી કરતાં એને માટે વધારે ઉચિત. "પૃથ્વી પાણી આકાશ તેજ ને વાયુ" એ આપણાં 'પંચભૂતો'માંનું

છેલ્લું 'ભૂત.' એમાંથી તેજ ઉદ્‌ભવે છેઃ જ્યોતિ–અંડ. અને એમ ઉત્તરોતર ચડતે ક્રમે બ્રહ્માંડ ભરચક વિવિધ બનતું આવે છે. તેના સારગ્રહણ રૂપે આ કાવ્ય છે. એ બ્રહ્માંડમાં સર્જક રૂપે સનાતન પ્રવર્તતું સત્વ તે **પંડપતિ.** આગળ આગળ ક્રમો ભરાતા આવે છે, તે **રાસ:** રસજમાવટ વાળી સર્વદા મેળમાં રહેતી ઉદ્‌ગતિ; જેમાં તુટતું સડતું નાશ પામતું જણાય તે પણ વિશેષ અને ઉચ્ચતર સર્જન માટેનો અનિવાર્ય પ્રકાર ગણવાનો છે. આગલી સ્થિતિ તે જનનીના ગર્ભમાં તેમાંથી મળતાં સાધનો વડે પુષ્ટ થઈને સ્વતંત્ર રૂપે ઉત્તર સ્થિતિ આવિર્ભાવ પામે છે આગલી સ્થિતિને પોતામાં પૂરેપૂરી પચાવી લે છે, ત્યાં તો તે પછી પ્રકટ થનારી સ્થિતિ તેના ગર્ભમાં અંડ રૂપે બંધાવા માંડે છે, એવી વર્તુલી ઉદ્‌ગતિ (Screwlike upward motion) માં સમુત્ક્રાંતિનો વિશ્વક્રમ.

૧૦ **પ્રાણીપતિ,** મૃગેંદ્ર, એટલે માનવજાતિ. એ જાતિમાં શ્રેષ્ઠ તે વર્ગ જેણે પોતાના પ્રાણોને પૂરેપૂરા આત્માધીન કર્યા હોય, પંડના આવિર્ભાવમાં વિજય સાધ્યો હોય. ૨૦ **શાસ્ત્રશકિત** વિદ્યાકલા હુન્નર આખું ભૌતિક જ્ઞાન-ક્રિયા–ચક્ર, આ શૂદ્રવિશ-ક્ષત્રિય-બ્રાહ્મણ એ ચાતુવર્ણ્યનો રાસ. આ પ્રમાણે આખામાં ઉંડા વ્યાપક અર્થ જ લેવા. શબ્દોને તાણવા પડે તો તે આ દિશામાં તાણવા. જેટલી વધારે પર્યેષકતાનો વિનિયોગ થાય તેટલીનો કરવો. અંકુર-ફુલ-ફલ-બીજ ન્યાય સર્વત્ર લાગુ પાડવો. કુટુમ્બો, ગોત્રો, ગ્રામો, ન્હાનાં રાજ્ય, મોટાં સામ્રાજ્ય, આખી માનવજાતિનું એક રામરાજ્યઃ ટુંકાવીને—કુટુંબ, નગર-રાજ્ય, પ્રજા-રાજ્ય, રામરાજ્યઃ અને એજ રાસ નર-નૃસાથનો, સ્વતંત્રતા અને નય (લૉ અને ઑર્ડર અને ડિસિપ્લિન શિસ્ત)નો રાસ છે. છકડીઓ હીરાના છ પાસાઓનું દર્શન છે, સાતમી હીરાના ગર્ભભાગનું દર્શન છે; પાસાઓની પરસ્પર હદો રૂપ સ્થૂલતાને વટાવી જતાં જે સમરસ સૂક્ષ્મ સત્ત્વ શેષ રહે છે અને પૂરેપૂરૂં ઝળહળે છે, તેનું. સ્થૂલમાંથી ઉચિત પરિપાકે સૂક્ષ્મઃ મમત્વમાંથી સમત્વ. અને પંડ પણ તેના વ્યકિતત્વની દિવાલો છે ત્યાં લગી; એ દિવાલો રૂપ અંતિમ સ્થૂલતા પણ ગળી પડે એટલે આખા રાસનું સમીચીન દર્શન અંતિમ દર્શન આ થાય કે એ સ્વયં પંડપતિનોજ રાસ છે.

યોગીમહિમા

શ્રી દિલીપકુમાર રૉય પ્રકાશિત "અનામિ"માં શ્રી અરવિંદ ઘોષના એક ઇંગ્રેજી કાવ્યથી સૂચન મળતાં તે વિષય ઉદ્ભાવિત રૂપે અને 'રાસ'નું નેતકું બને એ રીતે. દિક, +આંદોલનારો; અસંખ્ય + આસ્ય (મુખ). ૧૨ સુરતવાંછુ એમ એકઠો શબ્દ વાચવો. હર્ષપુલકે એમ એકઠો શબ્દ વાચવો (હર્ષના રોમાંચે એ ગાન.) ૧૬ ભૂત ને એમ બે શબ્દ છૂટા વાચવા: આગે કાળ. ૧૧ રસા પૃથ્વી: ચાંપી=ચાંપેલી. ૧૨ સંધ્યા સુરત વાંછતી કરે છે તે ગાન; પછી સુરતાનુભવથી રોમાંચે એ ગાન. ૧૪ તત + અમાપ. તત વિસ્તાર (એક્સ્ટેન્શન, સ્પેસ)ના અર્થમાં વાપર્યો છે. ૧૫ દુકલ: દંપતી. ૧૭ કલ: માત્રા.

એ પુરુષોત્તમ પરમાત્મન્ અંતરાત્મન્ બ્રહ્મનનાં દર્શન ક્યાં થાય? કોઈ સિદ્ધ યોગી મળે તો તેને જઈને પ્રણમ. એ ત્હારા ઉપર કૃપા કરે અને લઈને તપ ધ્યાન આદિની સીડીએ હાથ ઝાલીને ચડાવી લે, તો. એક તો સાંભળ્યું છે કે યોગી એ દર્શન પોતાના અંતરમાં નિરંતર કરી રહે છે એટલે કે, તે એરૂપ ગણાય; એના ત્હારે શક્ય એવાં નિકટમાં નિકટ દર્શન એ યોગી પોતે; બીજું સાંભળ્યું છે કે તું ઉપલી સીડીએ ચડી શકે તો તું પણ યોગી બની જાત, તું પણ આ દર્શન ત્હારા અંતરમાં નિરંતર કરી શકે. યોગીનો મહિમા આમ બેવડો છે ઇતિશ્રુત્યને. તું માન કે ના માન તેની પરવા વગર આ કહ્યું. કર્તા પોતે કેટલું માને છે કેટલું નથી માનતો એવો સવાલ કાવ્યના અર્થ મર્મ અને રસની નિષ્પતિ માટે અપ્રસ્તુત છે; અથવા તેની ય તરવા વગર આ લખ્યું.

સર્ગદર્શન

૪ કથમે: અતિપ્રયત્ને (તથાપિ આછુંઆછું જ.)

વર્ષાદ પછી પાછલા પ્હોરની એ વાદળી જાણે યોગ અને પ્રેમનાં ખાખી-સોનેરી કિરણોની વિશ્વવ્યાપી જટાથી અલંકૃત અને સર્ગની ચાલી રહેલી પ્રવૃત્તિના સંગીતમાં નિમગ્ન મૂર્તિ જ હોય એવી દેખાઈ. પ્રત્યેક આત્માનો વિકાસ ભવપરંપરાએ ઉત્તરોત્તર તેના પોતાનાં કર્મો અને તેથી પડતા સંસ્કારો દ્વારા સધાય છે, કર્મ પ્રમાણે ફલ એ વિશ્વનિયામક સિદ્ધાંત છે, તે સિદ્ધાંતનો વિશેષ સ્ફોટ કરતી હોય એવી એક વિગત આ દર્શનથી કવિ જાણવા પામે છે, જેથી તેને આ સિદ્ધાંત અને વ્યક્તિના સંકલ્પ સ્વાતંત્ર્ય (ફ્રી વિલ)નો સમન્વય થતો લાગે છે. મૃત્યુએ મૃત્યુએ–દરેક ભવને અંતે–જીવ આ યોગ-પ્રેમના વિશ્વવ્યાપી પ્રવાહમાં

જાય છે અને ત્યાંની સૂક્ષ્મતર દૃષ્ટિએ તે પોતાનાં કર્મો અને અનુભવો રુચિઅરુચિએ સુખદુઃખો જય માનેલા પરાજય માનેલા તે સર્વનો-વધારે શુદ્ધ-તાળો કહાડે છે, અને પછીના ભવ માટે સ્વેચ્છાશક્તિએ જ નવા નિશ્ચયો કરે છે. એ દ્યુતિ અને ધ્વનિ બેશક તેને પોતાની તે સમયની યોગ્યતાની સીમાઓને અનુરૂપ નિશ્ચયો જ દેખાડે. ભવ દરમિયાન તો વ્યક્તિ માત્ર પ્રારબ્ધ અને સંચિતના રમકડાં જેવી દેખાય, તેનો પુરુષાર્થ અતિપરિમિત જ દેખાય, તે ભલે; બે ભવ વચ્ચેના ગાળામાં વ્યક્તિ જે નવા નિશ્ચયો બાંધે છે તેમાં એ યોગ-પ્રેમના મહાપ્રવાહના દ્યુતિ અને ધ્વનિનો એને લાભ મળતો હોવાથી એની સ્વતંત્ર ઈચ્છાશક્તિ-એનો પુરુષાર્થ-વધારે બળ દેખાડે છે.

૨૩ જતા ઠેકાણે થતા વાંચવું. ૩૨ રાગભરી સંધ્યાઃ આપણે સંધ્યા ખીલી કહિયે છ તેવી રંગરંગે ખૂબસૂરત સંધ્યા. તેમાં એ વિશ્વવ્યાપી મૂર્તિ પાછી શમી ગઈ.

શાંતિ છેલ્લી કૃતિ વર્ષાઋતુની એક વાદળીનાં વિશ્વશંકર્ષણ મૂર્તિરૂપે દર્શન કરે છે. આ કૃતિ નદીના મોટા વિસ્તાર ઉપર આવી રહેલી એક ચાંદની રાત્રિના પ્રશાંત ગભીર અને ગેબી ઉત્તરાર્ધનાં, જીવનના જ્વર અને દર્દ શમાવતી અંબા રૂપે, દર્શન કરે છે. છેલ્લી લીટી દ્વયર્થી છેઃ બાળ અંબાને નહીં વિસારે; બાળને અંબા નહીં વિસારે (એવી શ્રદ્ધા રાખું છું.) હિતેચ્છુ વડીલ અને બાલકના અન્યોન્ય સ્નેહસંબંધ એવા જ હોય. પરાક્રમણઃ સ્વરૂપના પરના ધસારા.

રાગદ્વેષ રહિતતા તે શાંતિ નથી પણ શાંતિના પ્રવેશદ્વાર જેવી અનશાંતિની સ્થિતિ છે. વિધુ અરધઃ બરાબર અર્ધો ચંદ્ર એમ અર્થ કરવાની જરૂર નથી; શુકલ કૃષ્ણ બંનેમાં લગભગ પાંચમથી બારસ લગીની ચૌદેક રાતમાંથી ગમે તે આશરે મધરાતથી લગભગ અઢીત્રણ કલાક સારી ચાંદની વાળી ગમે તે રાત ચાલે.

**રેવા**

પ્રથમ ખંડ પૂરો છે. આગળ ચાલે એવો ઝાઝો સંભવ નથી. પાંચ પંક્તિ મંદાક્રાંતા છેલ્લી સ્રગ્ધરાની એમ આ કડીમાં ૧૦૬ વર્ણો (સિલેબલ) આવે છે. પ્હેલા છંદના નામના પૂર્વાર્ધ સાથે બીજાનો અંત ભાગ મેળવીને આને

"મંદાધરા" નામ આપું છું. વિચાર પ્રૌઢિ અને શૈલી પ્રસાદ વગરના એના ઉપયોગ હાંસીપાત્ર થવાના વગેરે મેં આને પ્રથમ પ્રકટ કરતાં (બીજી ધારાના) ટિપ્પણમાં લખેલું છે જ.

અવતરણની પ્હેલી લીટીમાં ઉપાંત્ય સ્થાને ye શબ્દ ઉમેરીને એ લીટી વાંચવી. ૧૭ સૌમ્ય વાંચવું. કદાચ ઉપલી બે માત્રા કેટલીક પ્રતોમાં રહી પણ હોય. ૨૪ થાન=માતાનાં. ૨૭ રેવડી બાળકોને બહુ ભાવે. ૩૪ શબને અગ્નિસંસ્કાર માટેનો અગ્નિ તોયડીમાં લઈને દૌહિત્ર પૌત્ર કે કનિષ્ઠ પુત્ર સૌ પ્હેલો ચાલે છે. ૪૫ તાણું જે ભવ્ય બદલે જે છોડી દઈ તણું ભવ્ય વાંચવું. ૩૭-૪૮ પુરુષપ્રકૃતિની સનાતન જોડ અન્યોન્ય ક્રિયા પ્રતિક્રિયા કરતી જ રહે છે. બાલ્ય અને કિશોરાવસ્થામાં પ્રકૃતિનો જે ખંડ દેહીનું વતન તે આખી પ્રકૃતિની ટૂંકાવેલી છબી લેખે દેહીના ચિત્તે આખો જન્મારો છપાઇ રહે છે. આ કાવ્યમાં વકતા અને રેવા (નર્મદા નદી) આ રૂપનાં પુરુષપ્રકૃતિ પણ છે. ૫૧ કિશોર કિશોરી યુવક યુવતીનાં બધાં અપકૃત્યો પાપ નથી હોતાં, જિજ્ઞાસા અનુભવતૃષા પ્રેરિત, જોઇએ તો ખરા શું થાય છે એવી વૃત્તિવાળાં ઘણાં હોય છે. ૫૩ ઉત્પ્લુતિ: ઊંચે કુદવું, ઉડ્ડયન. ૫૪ ગહ્વર: ઉંડાણો કોતરો અંધારા ખૂણા.

૫૬ અમે ચાર તથા અમારું બોલું કુટુંબ તે પાંચમું. આ પાંચમી વ્યક્તિ, આ કુટુંબસંસ્થાનો આત્મા-કુલીનતા: જે વંશપરંપરયા ઉતરી આવેલ તથા પછીની પેઢીઓને વારસે દેવાની તે. બાપુ આ કુલીનતાના ભક્ત; કાયદા અને નીતિની દૃષ્ટિએ વા ચાલી રહેલ વ્યવહાર મુજબ જરા વાંધો નહીં, એવું કેટલુંક પણ એ નિષેધે-'ના આપણાથી એ થાય?' એવો એમનો વાંધો આવે કે થઇ ચુક્યું, આખું પ્રકરણ સમાપ્ત! ૬૭-૭૨ પત્નીની અત્યંત નિ:સ્વાર્થતા અને સંપૂર્ણ કુલભક્તિ વર્ણવે છે. ૭૩ બનાવવા. કાવ્યદેશના ઉત્તમ ભાગોને ત્રણ લીટીમાં સ્પર્શે છે. ૮૨ વાને, વર્ણે; આકૃતિએ.

૮૪ આ દુન્યવી રુજ અને રજ, સંતાપો અને મેલો: રુજનીરજ એમ પણ લેવાય. પણ દ્વંદ્વ સમાસ વધારે સારો અર્થ આપે છે. ૮૮ સ્ત્રીજાતના સ્વાધ્યાયો, ઉચ્ચનીચ તમામ ઘરકામ અને એ કામને તથા ઘરમાં સુખ સુશોભન આદિને લગતી તમામ વિદ્યાઓ, વિજ્ઞાનો, કલાકારીગરીઓ જેમાં સૌથી મોટાં (૧) વૈદ્યક (૨) રંગ અને ચિત્રકલા (૩) નૃત્ય સંગીતને ય ગણિયે તો સ્ત્રીના સ્વાધ્યા

યોનો પ્રદેશ પુરુષના કરતાં જરા ય ઉતરતા કે ટુંકો નથી; વળી તમા નરી બુદ્ધિની કેળવણીમાં ય કશી ઊણપ પાલવે નહીં એવો પણ છે. ૮૬ થી ૯૦ સ્ત્રી જાતના પુરુષજાતિને સમાન હક્કોનો આખો વાદ ન્યાયદૃષ્ટિ (સેન્સ ઓફ જસ્ટિસ) અને સમાનતા જ કુદરતી છે (નેચરલ ઇક્વૉલિટી) એ દૃષ્ટિ ઉપર માંડયો છે. બે વચ્ચે સમાનતા કુદરતી નથી એમ વિજ્ઞાન સિદ્ધ કરે વળી સ્ત્રી જાતિની આત્મસંવિદ્ (સેલ્ફકૉન્શિયસનેસ) નિઃસંદેહ પોકારી રહે, તો એદલીલ પણ નબળી પડી જાય એવો આ પ્રશ્ન છે. પૌર્વાત્ય સ્ત્રીઓની સહજ ફિલસુરી સાદી સમજ (ઇન્સ્ટિંક્ટિવ ફિલોસોફી, કૉમન સેન્સ) બે જાતિ વચ્ચે સમાનતા કુદરતી છે અને હોવી જોઇએ એ પાયો જ સ્વીકારતી નથી. પ્હેલાં કર્તવ્ય પછી હક્ક; અને કર્તવ્ય વ્હેંચણ (ડિવિઝન ઓફ રિસ્પોન્સિબિલિટીઝ) કુદરતી શક્તિઓ યોગ્યતાઓ આદિ માટે ભાગે તો નીમીજ આપે છે. 'ગુલામી માનસ' વગેરે અપશબ્દો વાપર્યે પૌર્વાત્ય સ્ત્રીજાતિ પોતાના દૃઢ ચારિત્રમાં ચલાયમાન નથી થતી. આ મહાપ્રશ્ન વિષે અત્રે આથી વધારે લખવું અશક્ય છે. ૯૫-૯૬ એ અમારો બાલક મ્હારાં આંગળાં ધાવે, મ્હારો ખોળો ખુંદે ને બગાડે, ખભે ચડી ચોટલી વગેરે ખેંચી મ્હને સતાવે અને બ્હાર લઇ જવાની કે એ ઇચ્છે તે એને કરી આપવાની ફરજ પાડે, વગેરે. *

(ટિપ્પણુમાં ગુચ્છ બીજો સમાપ્ત.)

---

* ગ્રંથપૂર માપવાને આપણું અક્રમ છે શ્લોક=૩૨ વર્ણો (સિલેબલ). આ માપે રૈવાની ૧૮ કડી=૯૪૪ વર્ણો=૯૦॥। શ્લોક. મૂલ યોજના હતી ૫૪ થી ૭૨ કડીની. આરોહણનું શ્લોકપૂર પંક્તિ ૧૨૧×૧૭÷૩૨=૬૪ શ્લોક + ૯ વર્ણો. રાજ્યાભિષેકની રાતનું શ્લોકપૂર, પંક્તિ ૫૧૫×૧૭÷૩૨=૨૭૩ શ્લોક. ૧૯ વર્ણો વગેરે.

## ટિપ્પણ

## તૃતીય ગુચ્છ

**પ્રેમનો દિવસ.**

પ્રવેશક. અઢાર ડ્રામાટિક (પાત્રલક્ષી) લિરિકો મોટે ભાગે સૉનેટોનું આ આખ્યાનક છેક જ આવાં વસ્તુવાળું છે. કાગળ હજી લીલોપોચો હોય ને તેમાં બીબાં દાબીને લીટીઓ અને (વાટર લાઇન) આકૃતિ પાડે છે, એવાં અત્યંત આછાં વસ્તુની પશ્ચાદ્‌ભૂમાં અત્રે બે હૃદયની ઉત્તરોત્તર સ્થિતિઓ ઉપસાવવાનો જ આશય છે. ત્રીજું પાત્ર જ નથી; નાયક નાયિકાનાં નામે પાડેલાં નથી, તો આપણી મધ્યકાલીન "કવિતા"માંની 'નખશિખ વર્ણન' જેવી વ્યર્થતાઓને અત્ર પ્રવેશ જ ક્યાંથી મળે! પ્રસંગ પછી પ્રસંગ આવે છે, તે બને તેટલા થોડા છે, સાદા છે, એકેમાં ચમત્કાર કે નવીનતાની છાંટ પણ નથી. દરેક મણકો નાયક કે નાયિકાની ઉક્તિ છે, જે દ્વારા જ પ્રસંગ સુચવાય છે; અને વળી પ્રસંગો વચ્ચેના લાંબાટુંકા ગાળા પણ વાચક કલ્પીલે એમ રાખ્યું છે. મૂળ આશય સૉનેટમાળા રચવાનો હતો, પણ કોઇ પ્રસંગ માટે લાંબી કે ગેય કૃતિ આવશ્યક લાગતાં, મણકા તેટલાજ સૉનેટ નથી.

૨ આ વખતે છાપતાં (જરૂરી પાઠફેર ઉપરાંત) બે મોટા ફેરફાર કર્યા છે.

(૧) 'છંદોભંગે' નામે મણકો નવો છે, એ વિષે જુવો એના ઉપરનું ટિપ્પણ.

(૨) 'ફૉયસાગર' નામે આમાં મૂળ મુકેલું સૉનેટ ફેરવી નાખવું પડયું છે. મેં મુળ વર્ણવેલું એ ઇ. ૧૯૦૪ પ્હેલાંનું તળાવ અજમેરથી સાતઆઠ માઇલ આઘે ડુંગરા અને બાળા પર્વત કહી શકાય એવી ધારોની વિશાળ ભૂમિકા વચ્ચે રચાયલું એકાંત સુરેખ અને 'સાગર' કહી શકાય એવું મોટું જલાશય હતું. એ સ્થાન તો હજી છે, ત્યાંજ છે, ઓળખાય છેય તેજ નામે. પરંતુ આપણી કહેવાતી પ્રગતિએ એનું તમામ સૌન્દર્ય હરી લીધું છે. કોઑપરેટીવ હાઉસિંગ સોસાયટીઓની એટલે સહકારી પરાંનિર્માણની પ્રવૃત્તિ અજમેર પ્હોંચી, એટલે અજમેર અને ફૉયસાગર વચ્ચેનો આખો ગાળો ન્હાનામોટાં મકાનો અને 'બંગલા'ની હારોથી ભરાઇ ગયો છે, રમણીય કુદરત વચ્ચે દૂર આવી રહેલ એ સ્થળની એકાંતતા ઋતુઋતુની વિવિધ આકર્ષકતા વગેરે ઉડી જ ગયાં છે. એ સૉનેટ લખ્યા પછી ઘણે વર્ષે કામપ્રસંગે પાછો હું અજમેર ગયો અને આ ફેરફાર જોઇને મ્હને પોતાને જ આઘાત લાગ્યો. અરરર, મ્હારાં ફૉયસાગરને, ગુજરાતી કવિતામાં મેં સૌન્દર્યના એક નમૂના લેખે સ્થાપેલાં ફૉયસાગરને આ અર્વાચીન પ્રગતિએ તો મારીજ નાખ્યું!

એટલે મેં તેજ રાત્રે એ મણકો ફેરવી નાખ્યો. આખ્યાનકમાં તે બિન્દુએ જે ભાવ વિગત આદિ આવશ્યક હતા તે તમામ રાખ્યાં, કદાચ કંઈક વિશેષ ઉપસાવ્યાં, અને એ વર્ણન ઉપર 'ફ્રૉય સાગર' એમ નામની ચિઠ્ઠી ચોડેલી હતી તે ફાડીને ફેંકી દીધી, સ્થલને કલ્પિત જ બનાવી લીધું. જે રચનામાં બીજું એકે વાસ્તવિક સ્થાન આવતું ન્હોતું, તેમાં આ એકનો નિર્દેશ, ન્હોતો તથાપિ દોષ પણ ગણી શકાય એમ પણ હતું, તે દોષમાંથી પણ આ રીતે મ્હારી રચના મુક્ત થઈ.

૩ આ કૃતિના ગર્ભમાં પ્રેમ, જીવન, સંસારધર્મો આદિનાં નિરૂપણ કઈ જાતના છે? સફળ છે ખરાં? આ લિરિકોમાંથી કેટલાંક તો શુષ્ક ફિલસૂરી ડહોળાણ જ ને? આખ્યાન લિરિક કે ખંડકાવ્ય જેવી કોઇ પણ જાણીતી જાતિમાં ભાગ્યે આવે એવો આ 'તુરીય' પ્રકાર કવિતાની કઈ જાતિમાં આવે? –વગેરે પ્રશ્નો અધિકારી વાચકો માટે જ રાખવા ઉત્તમ.

૪ આ આખ્યાનક એટલે આ પછીના ગુચ્છમાં જોઇએ, તથાપિ –આ છે લિરિકોની માલા, વર્ણનકાવ્ય નથી, આનો અંત આવે છે કરુણ, વળી આ છે કલ્પિત, આ પછી મુકેલ 'વિરહ' છે કવિતામાં જેટલે દરજ્જે વાસ્તવિક્તા આવી શકે તેટલું વાસ્તવિક, તથાપિ એ બે રચના વચ્ચેનાં સામ્ય વૈષમ્ય જોવા મન થાય એવું એ બેનું જોટકું પણ છે, –એમ બંનેને 'શાખપાડોશી' રાખ્યાં છે.

**અર્પણ**

ઈ. ૧૯૧૩ની એક અદ્‌ભુત બીજના વર્ણન સાથે અર્પણના વિષયને સાંકળી લીધો છે. વિષયોના અન્યોન્યાશ્રયની અર્ધસ્ફુટતાએ કંઈક દૂરાકૃષ્ટતા તો કંઈક લાલિત્યે આવ્યું છે. દરેક રેખા બંને વિષયને લાગુ ના જ પડે. પણ કઈ રેખા કોને લાગુ પડતી હશે એવી જરાપણ શંકા થાય એવું આ મિશ્રણ નથી. સંધ્યા અને દેવીની અન્યોન્ય ઉપમાનોપમેયતામાંથી ફૂટતી તો કંઇક તેને પોષતી રવિ અને કવિની ઉપમાનોપમેયતા છે, વળી આ જોડ યુગલમાંથી બીજાં અસ્ફુટ ઉપમાનોપમેય ફૂટે છે. અને આ બધું આમ પૃથક્કરણે દુર્ઘટ લાગે છે, પણ કૃતિને વાંચતાં અર્થ અને ભાવ તુર્ત બેસી જાય છે.

૩–૪ આ લીટીઓ મૂલથી જ લખેલી; પણ પ્રકાશન વખતે છોડી દીધેલી.

વર્ષો લગી અમારા સહજીવનની એવી ખાનગી અને અંગત વિગતોનું સ્મરણ મ્હારાથી રહેવાતું નહીં. પછીની કડીઓ છ પંક્તિની છે તો આ ચારની જ કેમ –એવો સવાલ કોઈ વાચકને સ્ફુરેલો પણ જાણ્યો નથી; ભણકારના કોઇ શિક્ષકે પણ મ્હને પૂછેલો નથી. કવિતાના ઘાટ મનસ્વી નથી હોતા, મર્મમાં ઉતરાય નહીં ત્યાંલગી કવિતા કવિતા નથી, વગેરે ભાન આપણા ઉત્તમ વાચકોમાં પણ હજી થોડું જ જોવામાં આવે છે.
૧૭ પ્રેમ કાવ્યઃ 'પ્રેમનો દિવસ' એ કાવ્ય; પ્રેમ જેનો વિષય છે તે કાવ્ય. ૧૮–૨૪ એ કાવ્યના મણકાઓને કહ્યું છે. તાત, કવિ; ત્હમને પદ્યબંધના દેહમાં બાંધી ત્હમારાં વ્યક્તિત્વ સર્જનાર. સંધ્યાની વાદળીઓ એ સર્વ હિતના ઢગલા લીલાવલિએ સાધતી ફુલના ઢગલાઓ જેવી શાંત ઘેરા તેજોમય રંગોમાં ખીલી રહેલી છે, તેમના વ્યક્તિત્વનો તાત–રવિ. અદૃશ્યક્રિયઃ અદૃશ્ય રહેલો, ક્રિયા કરતો જણાતો જ નથી, તથાપિ. ૨૪ ઇંદુલેખાઃ (૧) માતા ચંદ્રમણી, (૨) શશિલેખા, તેનાવાળી સંધ્યા. આ પંક્તિ એકલી જ લેતાં–જુવો, પેલી બીજ દેખાય, એ અર્થ પણ.

**પ્રેમની ઉષા**

૭ શોભા, સુશોભિત પૂતળી જેવી નાયિકા. ૧૦ એ તો આમ બન્યું. એ અહીં છે દર્શક સર્વનામ. ૧૪ ચાંદાસુરજ સનાતન અનંગ પ્રેમનો તાપવાળો કે ઠંડો પ્રકાશ. પ્હેલું શરીર જન્મે પછી તેમાં આત્માનો આવિર્ભાવ; આરંભ પશુવાસના વા મદનથી; પછી તેનું પ્રેમમાં રૂપાંતર કે ઉચ્ચીકરણ.

**અદૃષ્ટિ દર્શન**

૫ છેલ્લી માટે સલામની. પણ આગગાડી ઉપડે તે પ્હેલાં મિકૉશન, કૉશન, શન–એમ ત્રણચાર સીસોટીઓ ઉપરાઉપર થાય છે, તેમ અહીં પણ.

**નાયકનું ચિંતવન**

નિવહ, સંસાર. ૧૦ જડ બની, ઠરી જઇ. ૧૧ બાળપણ રૂપે અબ્રોના ઝુલતા મંડપમાં: ઝુલતો, આઘો પાછો ઉપરતળે આંદોલ્યા કરતો.

**નાયકનું પ્રાયશ્ચિત [૧]**

૧૦ ધૈર્ય વાંચવું.

**નાયિકાનું ઉત્તર**

૧૪ હિતસાધુ, હિતૈકલક્ષી માટે સાધુ.

પ્રેમનો પ્રાતઃકાલ [૨]

૨ તનમન ઉર + આત્મા + ઊર્વિ: તનમન ઉર=ઊર્વિ; આત્મા=નભસ.

પોઢો પોપટ

છંદ માપમાં પંક્તિનો એક અંશ બેવડયો હોય તેવા છંદને અભ્યસ્ત કહે છે, આખી પંક્તિને બદલે તેના ન્હાના કે મોટા અંશની એક પંક્તિ બનાવી લીધી હોય તેને ખંડવૃત્ત કહે છે– ખંડ શિખરિણી, અભ્યસ્ત મંદાક્રાંતા, ખંડ હરિગીત, વગેરે. ૧ ચંદ્રિકા શબ્દનો એક અર્થ ઝાળી છે. (ફા) અસપ=અશ્વ. ૧૩–૧૪ મદનની એ આધવેદિની મંગળફેરે પ્રદક્ષિણા કરી, પ્રતિજ્ઞાઓ સાથે ગૃહસ્થી ધર્મો પાળવા પળાવવાને એક નવા કુટુંબનું બીજ રોપશો. ૧૯ વીજળી જેવી વહુ. ૨૧ પિતાજી, એક પક્ષે સૂર્ય.

વર વહુ અમે

'ઍઝ થૂ ધિ લૅન્ડ ઑટ ઈવ વિ વેણ્ટ' એ ટેનિસન–'પ્રિન્સેસ' માંના ગીતનો અનુવાદ. 'પ્રિન્સેસ' માંથી એક બીજા ગીતનો અનુવાદ કર્યો પછી કોઈક માસિકમાં પ્રકટ થયેલો, તેની નકલ મ્હારી કને રહી નથી, ક્યારે ક્યાં પ્રકટ કરેલો તે યાદ આવતું નથી. 'ભણકાર' ની આવૃત્તિ વાચનાર કોઈને મ્હારી આ કે બીજી (આમાં નકલને અભાવે અને વિસ્મૃતિએ રહી ગયેલી 'દુર્દિન' જેવી) કૃતિઓ જડે તો તે વિષે મ્હને ચોક્કસ સ્થાન નિર્દેશ સાથે જણાવવા કૃપા કરવી. મોડી મળેલી કેટલીક તો અત્રે છેલ્લા ગુચ્છ પછી 'પરિશિષ્ટ' માં આપી છે. તે ઉપરાંત પણ ચાર છ હજી રહી જાય છે તે માટે આ ખાસ વિનંતિ કરૂં છું. 'પ્રિન્સેસ'માંથી એક ત્રિજા ગીતના તરજુમા સારૂ જુવો 'વધારે કહેવૂં ના', પૃ ૧૪૬.

કન્યાદાન

૨ દિલાવર, મહાન અને ઉદાર. ૧૨ લતા, ડાળ. ૨૯ મ્હારા ઘટનું વ્યક્તિત્વ. ૩૭ કૃતિઃકૃતકૃત્ય કર્તા. ૪૧ સુધારીને વાંચો–સજોડ વર માગિયે સભર અંતરે પૂજતાં,

છંદોમંગે

કુટુંબમાં કન્યાદાન પછીના કોઈ શુભ પ્રસંગ દરમિયાન આ પ્રસંગ મુકયો. મદન અને રતિને પ્રાચીન ગ્રીકોનાં દેવદેવી જેવાં ગણ્યાં છે. એ ગ્રીક નામો વાચકોને અપરિચિત માટે જ મુકયા નથી. કામદેવ અને તેની દેવી મનુષ્ય શરીર યુગલને પોતાનું વિહારસ્થાન બનાવી લે છે અને તે યુગલનો સુરત વિહાર ખરી રીતે આ દેવદેવીવિહાર છે; એ દૃષ્ટિએ અહીં વર્ણન

કર્યું છે. પ્રેમના અથેતિ પ્રવાહ આલેખન સુરતવર્ણન વગર અપૂર્ણ ગણાય, બીજી બાજુ આપણું હાલનું ચોખલિયું રૂચિતંત્ર સુરતવર્ણનને શિષ્ટ વિષય ગણતાં ખંચાય છે, એ મુશ્કેલી અહીં એ વર્ણન આ નવી રીતે યોજીને ટાળી છે. મદન અને રતિ ઉ-તેજાય અને આ મધ્યવયસ્ક જોડાને પણ પોતાના વિહાર માટે લાયક ભૂમિકા ગણે અને તેમાં ઉતરે એમ વિભાવાનુભાવાદિનું જરા નવું આયોજન કર્યું છે.

**વર્ષાની એક સુંદર સાંઝ**

૪ તુરણ: તોરણ. મોતીનાં તોરણો શાં તારાઝુમખાં વ્યોમતંબુની ફરતી કનાંતો જેવી અભ્રમાલાઓને શોભાવી રહે છે. ૨૧ દિવ્ય ઝાંય: લોકોત્તર સુંદર અવર્ણનીય તેજ.

**સતી**

૧૪ કુરબાની; ખૂબ ખુશ થઇને મોટી બક્ષીસ; (૨) હજ કરવા જનારને ત્યાં કુરબાની કરવાને જે રકમ અપાય તે. પસલી: બ્હેનને ભાઈ આવે તે. ભૂંડાપો: હિંદુ વિધવાને સૌ સગાં મળીને ભરણપોષણમાં મદદ તરીકે આપે છે તે. ૩૧ બાલકોના "ઘર ઘર" ખેલ. ૩૭ ભવભાવન: મ્હારા ભવને ભાવનામય અને ઉદાત્ત બનાવી ઉજાળનાર. ૩૮ વછોડાવ્યો, બલાત્કારે છોડવ્યો.

**વિરહ**

પ્રવેશક:—૧ આ અને આ ગુચ્છમાંની બાકીની કૃતિઓ અંગત ગુચ્છમાં મુકાત. પણ આ સર્વ (જે પ્રશસ્તિઓ છે તે પણ) શોકોદ્‌ગારો છે, તેમને આમ જુદા ગુચ્છમાં એકસાથે મુકી દીધા છે.

૨ શૂળ અને કાલક્રમે શાંતિ એ બેને એક કૃતિનાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ કહિયે તેથી આખી કૃતિમાં ઐકય ના હોય તો તે ઓછું જ આવી જવાનું. વાસ્તવિક ઐતિહાસિક હકીકતને વળગતાં કલાદૃષ્ટિએ જે કંઇ કસરકસર જણાય તેને સહી લેવી અનિવાર્ય છે. લાંબે ગાળે લખાયલી કૃતિઓ જેવી લખાવા પામી તેવી તેમને છાપતાં ભાવ શૈલી કે કોઈ રીતના ઐકયને સારું કશો ફેરફાર કરેલો નથી. વળી પૂર્વાર્ધ શરૂ થાય છે કાવ્યવિષયની હયાતીમાં. એટલે અગર જો કે એ ખંડો ઉપર મોતની ઘેરી છાયા પડે છે, તો પણ વિરહ તો ૭ મા મણકાથી જ શરૂ થાય છે.

ભાવસિંહજી એ ખટપટોને ચાલવા દેતા; પણ તેનું મોંમાથું બંધાવા આવે એટલે તેને એવી દાબી દેતા કે ફરી એ માણસ તો માથું ઊંચુ કરી જ ના શકે. અને પટ્ટણી આવી ખટપટ ચાલતી હોય તે દરમિયાન તદ્દન નિશ્ચિંત. પટ્ટણીને મુંબાઈ ગવર્નરની અને પછી સેક્રેટરી ઑફ સ્ટેટની કાઉન્સિલમાં નીમાવ્યા, ભાવસિંહજીએ પોતે ખાસ આગ્રહ કરીને.

૩૬ ભાવનગર દિવાન ગગાભાઇ (ગૌરીશંકર ઓઝા), જૂનાગઢ દિવાન ગોકુળજી ઝાલા, કચ્છ અને વડોદરા દિવાન મણિભાઈ જસભાઇ, જૂનાગઢ કચ્છ અને પાલીટાણા દિવાન ચુનીલાલ, જૂનાગઢ દિવાન હરિદાસ વિહારિદાસ દેસાઈ—રાજપ્રકરણી એ નામાંકિત વ્યક્તિઓ.

૪૧ પાત્ર, સુપાત્ર: મુંબાઈના હિંદુપારસી સુપાત્ર શેઠિયા કોઈવાર દેવાળું કહાડવાની અણી ઉપર આવી જાય ત્યારે; કાઠિયાવાડમાં પણ નાયબ દિવાન કે દિવાન પદ લગી પ્હોંચેલ ભીડમાં આવે ત્યારે; પોતાકને પૂરતી ત્રેવડ ના હોય તો પણ જ્યાંથી મળે ત્યાંથી માગી મેળવીને તેવાની આપત્તિ દૂર કરે. ૪૫ ખેલદિલ: ખેલાડીનું દિલ, સ્પૉર્ટસમૅનશિપ. ૪૬ નય રાજનીતિ. ૪૯ રાજ્ઞે મૅકડોનાલ્ડ. રસૂલખાનજી, જુનાગઢના નવાબ સાહેબ. ૫૭ કૃષ્ણ, ભાવનગરના હાલના મહારાજા સાહેબ અનત, શ્રી અનંતરાય પટણી, હાલના દિવાન. ૫૮ ઝાંખ, નજીક આવી પુગેલ મહાયુધ્ધ અને મહાક્રાંતિની.

**એક મિત્રનું.** ૩–૬ છોકરાં છૈયાં, કામકાજ, આશાઉમેદ વગેરે "થડ" (મરનાર) આસપાસની અને એની આખી લીલી વાડી ઉપર જાણે હિમ પડયું એમ બની જાય. ૮ કુટુંબકબાલો. ૯ મોત નામે અશુભ. ૧૦ પોતાનાં આશાચક્ષુઓ. ૧૧ પોતાથી થઈ ગયેલ પાપો અને ભૂલો ઉતાવળ અને અવિચાર ગુસ્સા તોર પશુતા વગેરે માટે પરતાતો થઈ ગયેલ તેમ થયા:જ કરતાં. ૧૪ રૂપસી (આ શબ્દ રવીંદ્ર ટાગોરનો છે), સુંદર.

**જયશંકર પીતાંબરદાસ ત્રિવેદી.** પંક્તિ ૧૪ પછીની ઇંગ્રેજી કડી અને અનુવાદ માત્ર જગાપુરક લટકણિયું છે. કૃતિ ૧૪ મી પંક્તિએ પૂરી થાય છે.

૧–૬ એકલા લેખકને નહીં, લેખક વાચક જીવસૃષ્ટિ આખીને લાગુ પડે છે. અને આ અસંખ્ય દુ:ખનીચિઓમાં કિશોરવયિ પ્રેમ મધ્યવયિ મદના ઉછાળા વગેરે પણ વૃધ્ધને સંભારતાં દુ:ખ પ્રધાનજ હતા એમ લાગે છે; તથા તેની આસપાસનાં બંધુઓ મિત્રો પરિચયીઓમાંથી એક પછી એક મરતાં જાય છે

૨૮ કમઠ: કાચબો ૪૦ ઘરથી: આપણા દાંપત્યજીવનના આરંભથી.

જવાબ ૫૦ ભવનાં દ્વાર બે, પ્રવેશદ્વાર અને નિષ્ક્રમણદ્વાર.

આરતી આની પ્હેલી લીટીને ૬૭ મી ગણી છે એટલે પૂર્વાર્ધ ૧૯૨ પંક્તિનો ગણ્યો; પણ એમાં ૧૧ તો નથી એટલે ખરી રીતે પૂર્વાર્ધ ૧૮૧ પંક્તિનો છે, ઉત્તરાર્ધને એક સળંગ કૃતિ નથી ગણી; છૂટા મણકાઓની સેર જ ગણી છે એટલે એની સળંગ પંક્તિગણના ય નથી કરી. બંને ભાગમાં ઐક્ય વિરહદુઃખે જેની આખી સૃષ્ટિ ગ્લાન થઈ ગઈ છે એવા પતિના પાત્રનું જ છે.

૭૧ સ્વાર્થ: મ્હારાં આવા રતન વિનાનો હું થવાનો જો!— એ સ્વાર્થ.

૭૯ ગુરૂભાવ: અગુરુ: ગુરુ: ભવતિ ઇતિ ગુરૂભાવ:- સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે. તેમજ અવશં વશં ક્રિયતે ઇતિ વશીકાર:- ૮૨ સુધારીને રતિતણા વાંચવું.

૮૬ કવિતામાં આમ અડી આવે છે તેવી કૌંસમાં શબ્દોવાળી વાક્યરચના હું ધારૂં છું મ્હારા પ્હેલાં કોઇએ વાપરેલી નથી! ૮૮ એના આરંભને.

૯૧ ભૂત: હું પોતે એ દૂરના ભૂતકાળમાં અત્યારે દટાઇ ગયેલો ખરેખર ત્યારે કેવો હતો તે મ્હને પણ પોતાને બરાબર નથી યાદ. ૯૮ કાંત, ન્હાનાલાલ, મનઃસુખ આદિ સ્વપ્ન શબ્દને આમ આઇડીયલ (આદર્શ, ભાવના) ના અર્થમાં વારંવાર વાપર્યા કરે છે તે ઠીક નથી, પરંતુ કોઈકવાર એ અર્થ માટે એ જ શબ્દ, બીજો વાપરી જ શકાતો નથી, જેમ અહીં.

૧૦૪ બાષ્પ (પાણીનાં બિંદુ નહીં પણ મેઘમાં જે વાયુકણોના રૂપમાં હોય છે તે) ઝરમર. એની શિખાઓ ઉંચામાં ઉંચા વાદળાંના થરોની ટોચોથી ય ઉંચે કલગી- રૂપે ઉડી રહે, તે જ પાણી પીનારો હું બપૈયો. પૂર્વપશ્ચિમ કોઇ પણ દેવકથા કે કલ્પિત પંખી જીવનકલ્પના કરતાં અહીં જરા જુદી કલ્પના છે. અતિશયા નામતિશય: સાચો છે. મ્હને 'સ્ત્રીહઠ, રાજ હઠ, બાળ હઠ' કરતાં one-idea'd fanatic હઠ જ હઠની પરાકાષ્ઠા લાગે છે. જે હઠ શહીદો ઉપજાવે છે, કેસરિયાં અને 'હારા કિરિ' (હાટ+કીર્ત્તનમ્?) કરાવે છે, સત ચટાવે છે તે હઠ. ૧૧૦-૧ એ ગુમાનદેવનું ધામ (કપિ=હનૂમાન) અને એ કાવેરી મ્હારાં કિશોરવય લગી શાં સુંદર સ્થળો હતાં જો! અમે દર શિયાળે હોડિયામાં બેસી થોડા માઈલનો પંથ કરી મળસ્કે પાર ઉતરતાં ત્યાં ગાડાંઓમાં ગોઠવાતાં દરેક વાગે પ્હોંચી જતાં,

એ ત્રણ રાત (ઘણું ખરૂં શુક્ર શનિ રવિ) ત્યાં ગાળતાં રોજ ખરે બપોરે માલપુડા અને કેશરી જાયફળી દૂધપાક ખાતાં અને પાછાં ગાડાં ને હોડી વાટે ભરૂચ આવી જતાં 'પ્રેમના દિવસ' માં ફ્રોયસ.ગરની જેવી અવદશા નોંધી છે, તેવીજ આ કાવેરી ને ગુમાનદેવની થઇ ગઈ છે. ૧૨૯ 'પ્રેમના દિવસ' માંની **અનન્યતા** કાલ્પનિક, તાર્કિક; આ ભૌતિક તથાપિ વાસ્તવિક, એક નાડી, એક લોહીની, પરમ દૈન્યની અનન્યતા.

૧૩૦ આશ, બંને અર્થ. ૧૩૧ ખુટલ: દગાબાજ, થાપ આપીઆપીને આગીને સમયે દગો દેનાર. ૧૩૬ દુર્ગુણ+આંધ. ૧૪૦-૧૫૧ જુવો આરોહણ અંતભાગ.

**જીવતું મોત** ૧૫૯ વહે, સકર્મક. ૧૬૦ વહે, અકર્મક. ૧૬૨ સહજ, **નૈસર્ગિક** ('નૅચરલ') ૧૬૬ **વહન.** પ્રસંગો: દીપનું રૂપક ચાલુ. **બંકિમાં,** વાંકડિયાં અને મનોહર. ૧૬૮ મ્હને ફરી પરણાવવા. **કાંત** વિષે મેં બતાવ્યું છે કે કેટલેક સ્થલે તે પોતાને ઇષ્ટ ખ્રિસ્તી અર્થ શ્લેષ કે બીજા અલંકારે ઢાંકે છે. અહીં આ વક્તવ્ય માત્ર સૂચવ્યું છે, પરંપરિત રૂપક તળે ઢાંકેલું છે. હું નસીબદાર, એક નહીં બે મિત્રોએ મ્હારી આ આપત્તિમાં મિત્રધર્મ બજાવવાને પૂરતા પ્રયત્ન કરેલા; બંને એક પછી એક ગત થયા તેનેય વર્ષો થઇ ગયાં છે એટલે વળી મ્હને મ્હારો પોતાનો એ ભૂતકાલ કોઇ બીજાનોજ હોય એવો કેવળ ઇતિહાસ થઈ ગયો છે.

૧૭૪ **ક્ષણિક વા સવાક્ષણિક:** આ સ્વરવ્યંજન યોજનામાં કુસ્કું સંભળાય છે? 'પટઘા પદાઘાતના' જેવી રચનામાંના શબ્દાલંકાર સૌ જોઈ શકે છે; આ વધારે સૂક્ષ્મ 'પ્રતિશબ્દ' નો અલંકાર મેં પ્રથમ જોયેલો ટેનિસનમાં. ૧૭૮ એ જ્ઞાનજ્યોત તો નરી ઝાળ છે.

**ધુતિકણી** ૧૮૦ સજી, ધારણ કરી. ૧૮૩ શબ્દછાયા: ચ્હેરો દેખું ત્યારે કંઠ સાંભળતો નથી, કંઠ સાંભળું ત્યારે ચ્હેરો દેખતો નથી. બંને એક સાથે, જાણે એ પોતે સામે ઉભેલી બોલતી હોય એમ, અનુભવું એ તો ચોકખી ગાંડપણની દશા: એ દશા માત્ર એક ટગલું=છેટે રહી છે. ૧૮૬ આમ ને આમ કેટલાક વખતથી રાત ને દિવસ જાય છે. ૧૯૦ સમજું છું કે મ્હારા ઉપર આ આક્રમણો ભયંકર છે. ગમે તે ક્ષણે ગાંડા જ થઈ જવાય એવી દશા ચાલી રહી છે.

નવલમાં એક પાતરનું ગીત. જે જુવાન સાથે એની મુગ્ધ વયેજ પ્રીત બંધાઇ, વિના લગ્ને એણે જેને જાત સોંપી દીધી; તે 'શીલહર' ને આ ઉક્તિ છે. લગ્ન કરવા બેયનો નિશ્ચય હતો પણ એ તો રહી ગયું, અને આ બીચારીને એ એક ડગલાનું પરિણામ આખો જન્મારો પાતર લેખે ગાળવો પડયો એવું આવ્યું એ મ્હારા એક પૂરા સ્વજન!– એ જ આ ગીતની 'હાય' છે.

દુષ્કાળ નિર્બંધ [આ જડબાં તોડ શબ્દ કે હ. ધ્રુ. નો છે, હું એને બદલે પસંદ કરૂં છું–મુક્ત] અનુષ્ટુપ. મહાભારતના શકુંતલોપાખ્યાન જેવા જૂનામાં જૂના થરનો છંદ આ છે. તેમાં પ્રાસ નહીં, મેં મોટે ભાગે રાખ્યા છે. ઈ. ૧૯૨૦ માં આખું ખોખું ઘડી તેનો આ પ્હેલો ભાગ પૂરો લખ્યો. પછી સુધારા બહુ જૂજ [ઘણું ખરૂં છંદશુદ્ધિ માટેના જ]. ૨ ગાઉન, બ્લાઉઝ, ટીપઈ, વગેરે શબ્દો બે વર્ણીજ છે; અ–ઈ માટે આપણી લિપિમાં ઐ ચિહ્ન છે; આઈ આઉ પણ એવા સંયુક્ત સ્વર છે, એક જ પ્રયત્ને બોલાય છે એક જ ચિહ્ને લખાવા જોઇએ, પણ તેવા ચિહ્ન લિપિમાં ના હોય ત્યારે ત્રણવર્ણી શબ્દનો દેખાવ થાય છે તે માત્ર દેખાવ છે. 'બ્લા–ઉ–ઝ' 'પ–ઈ–સો' એમ ત્રિવર્ણી ઉચ્ચારણ ન કરવું. [વર્ણી=સિલેબલ]. ૫ દેવી, દેવયાની નામનું ટુંકુ રૂપ. દેવુ પણ સાંભળ્યું છે પણ અત્રે વાપર્યું નથી. રંભા, શ્રીપાળજી અને દેવયાનીની પુત્રી, મનુ તેમનો પુત્ર. ભાભી, શ્રીપાળજીની બ્હેન વિધવા. ૭૪ રાની મૃગી, વગડાની હરણી. ૭૭ ભાંડુનું બહુવ. ૮૨ નૌશિલ્પી, વ્હાણો બાંધનારો મિસ્ત્રી. ૮૮ અલિ, રસભિક્ષુ, ફુલોની આસપાસ ગુંજે, તેમ પ્રેમપિપાસુ યુવકો આની આસપાસ. આમ ઉપમાન શબ્દ વડેજ વદાતા રૂપકને યુરોપી અલંકારશાસ્ત્રીઓ 'મેટાફર' કહે છે. મુક્તક શૈલી કુદરતી રીતેજ અલંકાર પ્રચુર હોય. એ શૈલિમાં પ્રવાહિતાનો ગુણનાજ હોય, ત્યારે વર્ણનનો આત્મા અથવા વર્ણનનું તેજ પ્રવાહિતા છે. આમ આખ્યાન કાવ્યને મુક્તક શૈલી નાજ ફાવે; વચ્ચે વચ્ચેજ એકાદ મુક્તક આવી શકે. આખ્યાન જાતિની નહીં એવી કવિતામાં પણ આપણા અર્વાચીન કવિઓએ મુક્તક શૈલી તજી છે. અર્વાચીન કવિતામાં જૂની જેટલી અલંકારસમૃદ્ધિ નથી, તેનું મુખ્ય કારણ કે તેનો સાચો ખુલાસો, મુક્તક શૈલીના ત્યાગને ગણું છું. વળી અર્વાચીન ગુજરાતી કવિતામાં અલંકાર ઘટયા છે તે સાથે અલંકારોની જાત પણ ફરી છે; વકતવ્ય વાચકને આબાદ દેખાય એવા આશોંજ અર્વાચીન કવિ અલંકાર યોજવા ઉચિત ગણે છે. વળી દેખાય=ઇંદ્રિય પ્રત્યક્ષ થાય,

૩ અમ્રત, સં. અમૃત ગુજરાતી કવિઓએ એટલી વાર અમ્રત-અમરત રૂપે લખેલો છે કે આપણી ભાષાના આ સંસ્કૃત કે સાક્ષર યુગમાં પણ તત્સમ રૂપને જ વળગવું અશક્ય છે. જસ, કીરત, મૂરતી, આદિ સેંકડો શબ્દોની આજ સ્થિતિ છે. હું તો જે સંસ્કૃત શબ્દોનો ગુજરાતીમાં ઉપયોગ અતિવિરલ હોય અથવાતો જે નવા જ પ્રયોગમાં આવતા હોય, તેમના જ તત્સમ રૂપોને વળગવું એવા મતનો છું. તદ્ભવ થઇ ગયેલા સેંકડો શબ્દોને પાછા તત્સમ રૂપે જ વાપરવા, તદ્ભવ રૂપે ના જ વાપરવા, એ વલણને અતિસંસ્કૃત કિંવા વૃથા પાંડિત્યનું ગણું છું. ૪ સિંધુલવણ: ચોતર્ફ વ્યાપી રહેલ દુનિયાદારી વ્યવહાર અને પ્રાકૃતજનોનાં શિથિલ આચાર, અપલક્ષણ, વગેરે,

૧૭ જુવો 'સર્ગદર્શન' (પૃ. ૩૯) ધર્મ વગેરે બાબતોમાં મ્હારાં અંગત વલણ અદ્વૈતવેદાંતાનુકૂલ વીશેક વર્ષ રહ્યાં. હવે તો હું અજ્ઞેયવાદી કે નાસ્તિક જ છું.

ચોટી પદ. અમારામાં મૃત્યુ પછી ઉઠમણાને ચોટી કહે છે. ગુજરાતી ભાષાના અવતરણના અભ્યાસીઓએ ચૅાથ સાથે આ ચોટી શબ્દ પણ ધ્યાનમાં રાખવા જેવો છે. અને આપણી કેટલીક નાતોમાં તથા ભરૂચ ખંભાત જેવા આપણા કેટલાક જિલ્લાઓમાં તત્સમમાંથી તદ્ભવ રૂપો પ્રાકૃત વ્યાકરણોમાં જણાવેલી છે તે કરતાં જુદી રીતે સાધેલાં પણ સંખ્યાબંધ મળશે. ૨ ચંચલ આ મ્હારી મોટી પુત્રીનું નામ પણ ચં. હતું. ૭ હેવા, આદત. પૂર્વજન્મની કેમ કે અમારી જ્ઞાતિના વાતાવરણમાં એ વલણ સાધારણ છેજ નહીં. ૯ ભાવિચિંતવન વાંચવું.

અ. સૌ. નર્મદા ભટ્ટ અંજની ગીતનો ઢાળ.

મણિભાઈની પ્હેલી સ્ત્રીનું નામે નર્મદા હતું; તે 'નદી' કહેવાઈ તો આ નર્મદાનું નામ 'ન્હાની' પડ્યું. ખંભાળિયા જામનગર રાજ્યમાંનું.

૨૨ કરવું કારવવું તેમ સહવું સાહવવું; કરતાં કારવતાં તો કાઠીયાવાડી બોલીમાં અતિ વપરાશે 'કામકાજ' જેવો માત્ર બેવડિયો પ્રયોગ થઈ ગયો છે. ૨૩ તું ત્હારા પતિ અને બેયનો મિત્ર હું એમ ત્રિદલ. ૨૪ જગત–રંગ–પર; જગ–તરંગ–પર બંને અર્થ બેસે; અને પર=થી પર (ઉપરનો અર્થ નથી). ૨૮ પોરવવી; પરોવવી.

૩૦ ડિ (ડી) લ હું હંમેશાં એના કાઠિયાવાડી અર્થ 'શરીર'માં વાપરૂં છું. ૩૫ સાચું માનીને. ૪૦ મુઈ એક ગુરૂ; તેમ જ જાઉં (ક્વચિત્ જૈ જોડણી) 'ભાઇ' પણ કેટલેક ઠેકાણે એક ગુરૂજ બની જાય. આવા દાખલામાંના ઇ ઉ ને 'દ્રુત' કહી શકાય —પિંગળની દૃષ્ટિએ; ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઉ+ઇ, આ+ઇ, આ+ઉ, ઓ+ઉ વગેરે સંયુક્ત સ્વર છે. અને હવે સૌ સ્વીકારે છે કે મુ–ઇ એમ ચીપીને બે લઘુ ગણતાં તો બોલી પ્રયોગની સજીવન તીક્ષ્ણતા ઉડીજ જાય. પિંગળશાસ્ત્ર ભલે તે નિયમો બાંધે; કવિઓ એ નિયમોના કેટલાક અપવાદ પોતપોતાની ભાષાની પ્રકૃતિ અને લોકવાચાની ખાસિયતને પ્રમાણેના મેળવી જ લેવાના. કવિઓ પોતે જ યગણ મગણની લાકડીએ ટેકતા ટેકતા ઘચડિયા જેવા જ ચાલે-ત્યાં કવિતા બીચારી નિરુપાય! પછીની લીટીમાં પણ સમ = ૧ ગુરુ, ભાઇ = ૧ ગુરુ. (અંજની ગીતનું માપ-આઠ ગુરુની ત્રણ લીટી, ૪ થી પાંચ ગુરુ. પણ અહીં મેં ૪ થી લીટી પાંચ નહીં ને ચાર ગુરુની રાખી છે, એ છેક ઝીણા ફેરફારથી આખા છંદનાં ગતિ, રૂપ, અને 'રસ' ફરી જાય છે. વળી એક કડીમાં ચાર ને બદલે પાંચ લીટી રાખી છે. કડીની છેલ્લી લીટી આગલીની સાથે છાપી લીધી છે તે તો માત્ર જગા બચાવવાને.) ૪૩ સીધેસીધો જ અન્વય કરવોઃ—આંસુની ધારમાં ત્રુટંત નિસાસા પણ ગરતા જાય છે. ૬૧ દેવોના સમયથી, જ્યારે દેવદેવી નરનારી અન્યોન્ય સંભાષણ સહચાર આદિ કરતાં તે પ્રાગૈતિહાસિક અરલુસૂલ યુગથી. ૬૯ વેનાની=શૂન્ય નહીં ઈષત્. ઓછાં, ખાસ દીસી આવે એવાં નહીં.

**કોકિલ વિલાપ**

બીજી ધારામાં આ છાપેલું ત્યારે ભગવાનલાલ ભટ્ટ જેવા મિત્રોની મતિએ છોડી દીધેલા અંશ અહીં મૂલ લખેલ તેમજ પ્રકટ કરૂં છું. ન્તનું મ્હને જે દર્શન થયેલું તેની સમગ્ર તસવીરમાં એ રેખાએ પણ ાવશ્યક છે. આત્મીય જન કે મહાજન માટે કવિ વિલાપ લખે તે તો ળગાળ પ્રશસ્તિ જ હોવો જોઇએ, વડીલનું સંતાન કે શિષ્ય જીવનચરિત લખે તો તેને દેવોપમ ચીતરે એવું જ થવું જોઈએ, એ વિનયસૂત્રો મ્હને અમાન્ય છે, રસ્કરણીય જ લાગે છે. નબ્રૂયાત્સત્યમપ્રિયં એ સ્મૃતિવાકયને આપણે હાથે ાવો આવો વિપર્યય આપણા આર્ય પૂર્વજોને શરમિંદા જ બનાવી રહ્યો છે. આ ર્ં જુઠાણાંએ આપણામાં જે સૈકાઓથી ઘર ઘાલ્યું છે, તે ગલીચીને આપણે

જેમ બને તેમ જલ્દી અને સંપૂર્ણતાએ ધોઈ નાખી સ્વચ્છ થઈ જવું જોઇએ. ૩ નડકા બદલે તડકા વાંચવું. ૧૦ વાસંતી ઘટિકા નવજવાની. ૧૫ અગમનિગમ, મિસ્ટિકલ સેમિડાર્કનેસનો પ્રદેશ, ઉંડા ભોંયરામાં પ્રવેશદ્વાર આગળ થોડો પ્રકાશત્રિકોણ પડે તેની આસપાસ જે વધારે ગાઢ અંધારૂં જામેલું હોય છે, તેવો અંધકાર. આપણાં કેટલાંક મંદિરોમાં ગર્ભભાગે મૂર્તિ હોય છે ત્યાં આવા અંધકારમાંથી મૂર્તિ જ ધારીને જોતાં આંખ-ટેવાય એટલે દેખાય, અથવા તો એ આંખ જ દેખાય, એવી રચના અસાધારણ કૌશલથી કરેલી હોય છે, તે જ આ અગમનિગમનું સાચું પ્રતીક છે. ધર્મભાવના દૃઢાવવા ફેલાવવામાં આપણા પૂર્વજોએ અનિર્વચનીય અને અગાધ ભયની લાગણીનો પણ ઉપયોગ કરી લીધો છે. હાલના મિસ્ટિકો એ ભયનો લાભ લઇ શકતા નથી અને મિસ્ટિસિઝમનો અમલ ચાલ્યા કરે એમ વાંછે છે, તે ફાંફાં છે. ૨૩ વેદઃ સ્વીડનબૉર્ગે ભાખેલું, મૂલ ઈશ્વરવાણી મધ્ય એશિયામાં કયાંક હજી અસલ રૂપે રક્ષાયલી મળી આવશે; અને ત્યારે દેખાશે કે હિંદુઓના વેદ અને ખ્રિસ્તીઓના બાઇબલમાં માનવી કમઅક્કલે કેટકેટલા ફેરફાર ઘુસાડી દીધા છે; વગેરે. મધ્ય એશિયામાંથી કે કયાંયથી એવું કશું જ લાધ્યું નહીં ત્યારે મણિભાઈની સ્વીડનબૉર્ગી શ્રદ્ધા કઇંક નબળી પડી, અને (સામાજિક વિટંબણાએ ઠેલાયલા પણ) બાહ્યાચારે એ આર્યસમાજી બન્યા. આર્યસમાજ મંદિરોમાં આખો સંઘ વેદમંત્રોચ્ચારણ સાથે કરતો આખું મંદિર ગજવે છે, એ અનુભવ મણિભાઇને અત્યંત અનુકૂલ હતો.

મણિભાઈના છેલ્લા દિવસોની હકીકત તે વખતે લાહોરમાં નોકરી કરતા મ્હારા એક પરિચયીના પુત્ર અને મ્હારા ડેક્કન કૉલેજના શિષ્ય શ્રી રતિલાલ ત્રિવેદીએ મેળવીને મે.કલેલી 'કાન્તમાલા'માં પત્રધારાને અંતે નોંધી છે.

૪૬ સિસૃક્ષા શકિત, સરજન કરવાની ઈચ્છા, એની મૂર્તિમતી દેવી; સરજનહાર. જન્માવવું, હણવું, એ ત્હારૂં ક્રિયાદ્વંદ્વ, માણસના બે નેત્ર બે હાથ પગ ફેફસાં, હોડીનાં બે હલેસાં પંખીના પાંખયુગલ, જેવું છે. ૪૮ કંદન, ઘાત.

**ગયો જ તું** ૧૦ કાલસ્રોતથી, ૧૩ હે કાંત, ત્હને જે જોવાની ઉત્કટ કામના હતી તે સત્ય; ત્હને જે કાંત સત્ય..., એમ બે ય રીતે અન્વય. ૧૨ અ-શોક, શોકશૂન્ય પરિસ્થિતિ, શોકશૂન્યતા (ભાવવાચક નામ).

**ઈલાષ્ટક** ૧ ઈલા, પૃથ્વી. ૮ ઐલ, પૃથ્વીના, આ લોકનાં. કૃતિના

નામમાં પણ ઈલાષ્ટક=પાર્થિવ અષ્ટક ઈલાષ્ટક=ઈલા નામે બાળાનું અષ્ટક Dark (૧) બી વવાય છે સપાટી તળેના અંધકારમાં (૨) આ પૃથ્વી–આ લોક છે સુખ–પ્રકાશ રહિત. એ પ્રથમ પંક્તિનેઃ ભાવ અનુવાદમાં આવ્યો નથી.

ભાવસિંહજી દિવાન વિક્રમોર્વશીય નાટક સંસ્કૃતમાં અને 'વત્સલા હરણ' ગુજરાતી નાટક રાજકોટ હાઈસ્કૂલની અમારી ૭ માં, ૬ ઠા, ૫ માં ધોરણની ટોળીએ, તે વખતના અમારા શિક્ષકોમાંથી પ્હેલા આસિસ્ટંટ ખંડુભાઈ ઇંદ્રજી નાયક, અને સંસ્કૃત શિક્ષક હરગોવિંદ હરિનારાયણ વ્યાસ, તથા ટ્રેનિંગ કૉલેજના નવલરામ પંડયા અને ડાહ્યાભાઈ દેરાસરીનાં ઉત્તેજનથી ભજવેલાં, ઇ. ૧૮૮૨ ની આખરમાં; હાલ નથી (જામ સાહેબના ઉતારાની જોડાજોડ આવેલો પછી તુર્ત જામ સાહેબે ખરીદી લઈ એટલું ઉતારા ફરતું ચોગાન વધાર્યું, તે) 'આનંદરાવના બંગલામાં'. સંસ્કૃત નાટકમાં મ્હને ઉર્વશીની બે સખી હાજર તે દૃશ્યમાં સહજન્યા, અને ઉર્વશી વગર બે સખીઓ હાજર તે દૃશ્યમાં મેનકા બનાવેલો. ગુજરાતી નાટકમાં નાયિકા વત્સલા માત્ર હરણ થવાને તખ્તાપર આવતી; એને આખા નાટકમાં એકપણ શબ્દ બોલવાનો હતો નહીં; એવી મૂક નાયિકા મ્હને બનાવેલો. ઉર્વશી મ્હારા મિત્ર પ્રભુરામ દોલતરામ ઓઝાને બનાવેલો. ગુજરાતી નાટકમાં પટ્ટણીને એ અમારા મંડળમાંથી ઘટોત્કચ બનાવેલો. –ઘટોત્કચના સાથી રાક્ષસો ગોવિંદજી માવજી અને લીમડીનો કાનજી બન્યા હતા. દુર્યોધનની રાણી કાનજી નથુભાઈ ટાંકને બનાવેલો. અત્યારે બે જ હયાત છિયે, પિરોજશા પાલનજી ડમરી– અમારા ક્રિકેટ અને ફૂટબાલના કેપ્ટન, અને હું. ઇ. ૧૮૮૩ ના ચોમાસામાં રાજકુમાર કૉલેજ અને અમારી વચ્ચે મેચ રમાયલો તેમાં રાજકુમારોની ચમૂમાં સૌથી ન્હાની ઉમરનો ખેલાડી રણજિતસિંહજી, અમારીમાં હું. ૮૨ ના અક્ટોબર + ૫૬ વર્ષ = ૧૯૩૮. ૮૨ માં પટ્ટણીની ઉમર ૧૯–૨૦. ૩ વામા, સ્ત્રી. (સુંદરી અર્થ લેવાની જરૂર નથી.) ગજદંત, હાળીદાંત જેવો નક્કર. ૬ હરિ, વાઘ સિંહ. ૨૭ ઘુમડ, પૃથ્વીનો ગોળો એની સનાતન ઘુમરડી ઘુમ્યા કરે છે તે;–નિરંતર ચાલી રહેલી દશાપલટો. ૩૦ મિત્ર અનન્ય : એક બે હકીકત અહીં નોંધવા જેવી છે. રાજકુમાર કોલેજમાં હું દશ વર્ષ હતો, ૧૯૦૪ થી ૧૯૧૩. એ મ્હારૂં સ્થાન એવું કે ત્યાં કાઠિયાવાડની રાજપ્રકરણી ખટપટોની ઘણી ખાનગી બાતમી મળે. એ દાયકામાં ત્રણચાર જુદા જુદા મહત્વાકાંક્ષીઓએ ભાવનગરના દિવાનનું પદ મેળવવા ખટપટો કરેલી.

૩ પાંચમા ખંડને છેડે અગિયાર પંક્તિઓ તે સમયે લખેલી, મૂલ તસવીર લેતાં એ રેખાઓ પણ પડેલી. તો પણ પ્રથમ પ્રકાશનમાંથી છોડી દીધેલી આજેય છોડી દઉં છું, એ રેખાઓનો નાશ જ કરી નાખું છું, એટલે આ વિષે ચાર લીટી ઉમેરવી પડે છે. હજારે નવસેંસાડ કે વધારે હિંદવાણીઓ "અદકચરે ભવે" જ મોતનાં પગલાં સાંભળતાં પચાશેકથી ઓછી વયના પતિને પોતાના છેલ્લા શ્વાસોચ્છવાસે શી પ્રાર્થના કરે છે? (૧) ત્હમારાથી જે કંઈ પાપ થઈ ગયાં હોય તે સર્વની સઝા મ્હને થજો, મ્હારાથી કંઈયે પુણ્ય થયાં હોય તેના શુભફલ ત્હમને મળજો. (૨) ભવોભવ ત્હમે જ મ્હારા સ્વામી થજો. (૩) જરૂર જરૂર ફરી પરણજો. (૪) મ્હારા કુટુંબની ફલાણી કુમારિકાને સૌભાગ્યવતી કરજો, એનાથી આ છોકરાં તેમ ત્હમે મ્હારા કરતાંય વધારે સુખી થશો. હિંદવાણીની અંતિમ પ્રાર્થના ત્યારે આ. સ્થલકાલપાત્રાદિના વિશિષ્ટ સંયોગબલે, એ ત્રૂટતા અવાજે હાંફતી છાતીએ જેમતેમ બોલાતાં આ વચન તે ક્ષણે બિચારા દિઙ્મૂઢ કે ઘેલા જેવા પતિને અત્યંત ભેદકદ્રાવક થાય જ, તે પરાકાષ્ઠાના શોકમાં ડુબી જ જાય. પરંતુ કવિએ તો એને તટસ્થ વૃત્તિએ કલાદૃષ્ટિએ મૂલવવાનાં. વાસ્તવિક શોક એક વસ્તુ છે. કાવ્યોચિત કરુણરસ બીજી વસ્તુ છે. આવા આવા પરંપરાપૂજિત કેવળ લાગણીવેડામાં દેશકાલ પ્રસંગ વ્યક્તિ આદિ ઉપાધિઓ અને મર્યાદાઓને ઓગાળી નાખતો "સાધારણી કૃત" * અને ઉદાત્ત કાવ્યરસ ક્યાં? તે પ્રસંગને ઉચિત ઉક્તિ કરી હતી, શીલ દર્શાવ્યું હતું, એટલું સુચન જ કવિત્વરસ માટે પૂરતું બલ્કે તેને પોષનારૂં છે. ઉક્તિ પોતે ઉતારતાં તેનાથી અને એમ થતા વિલંબથી કાવ્યને તો ઉલટી હાનિ થાય; અને એવા અભિપ્રાયથી એ પંક્તિઓ–તસવીરમાંની એ રેખાઓ છોડી દીધી છે.

**સ્હેવા અશક્તિ** ૫–૮ નિયતિ પોતાના નિયમ પ્રમાણે અત્યારે જડચેતન તમામને શાંતિ આપે છે એવા નિયમનોય લાભ નથી મળતો મ્હને એકને.

૭ આશાઃ (૧) ઈશ્વરશ્રદ્ધામાંથી ઉપજતી આશા, (૨) દિશાઓ.

**અર્થોક્તિ** આપણી સ્ત્રીઓ પતિઓને દેવ ગણવામાં ટેવાઇ જાય છે, દેવ રૂપે જ વર્ણવે છે, ખાસ કરીને આવા સંજોગોમાં.

---

* જનરલાઈઝડ સબ્લિમેટેડ માટે આ શબ્દ આપણા શંકુક અભિનવગુપ્ત આદિ રસશાસ્ત્રીઓનો છે.

મરતાં જ જાય છે એ નવી નવી દુ:ખવીચિ માલાના ઘસારા ય એ લુબ્ધને સહેવા પડે છે. ૧૧ સુમંદ ડગલે.

પૃ. ૧૧૧ અનુક્રમ—'જુનું પીયર ઘર' એની રચનાસાલ ૧૮૯૮ વાંચવી અને તે પછી વર્ષામાં એક સુંદર ઝાંઝ (૧૯૩૬) ફ્રોયસાગર (૧૯૦૩) ને સ્થાને એ પ્રમાણે એક લીટી ઉમેરી લેવી.

પૃ. ૧૧૨ 'જીવતું મોત'ની રચનાસાલ (૧૯૧૬-૭); તર્કવિતર્કનો છંદ (પૃથ્વી), અને પાનાને અંતે ગુચ્છ ૩ જો સમાપ્ત એટલું ઉમેરી લેવું.

**(ટિપ્પણમાં ગુચ્છ ત્રીજો સમાપ્ત.)**

## ટિપ્પણ

## ચોથો ગુચ્છ

(કૃતિનો છંદ અને રચનાસાલ આ ગુચ્છથી અનુક્રમને બદલે ટિપ્પણમાં લખ્યાં છે.)

**એક તોડેલી ડાળ**

શિખરિણી, એક કડી પૃથ્વી. આ અને "અગાસી પર" ૧૮૯૨ પહેલાં શરૂ કરેલાં. છેડે થોડી પંક્તિ ઉમેરી આખ્યાનના પ્રથમ દૃશ્યને પૂરું કર્યું છે. ભણકાર ૧ લી ધારાના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે આ આખ્યાન કાવ્ય યોજતાં તે માટે નિર્ધારેલ વસ્તુઓખું કલ્પિત ઐતિહાસિક વા ઈતિહાસાભાસની જાતનું હતું. આ પછીની 'અગાસી પર' એ બીજા ઉપાડમાં જે દેખાવો લેવા હતા તે "કૌમુદીમાં ન્હાતી સ્વપ્નસૃષ્ટિ"ના લેવા હતા, અને આ બેમાંથી એકે કાવ્ય લાંબું ચાલ્યું નહીં તે હકીકત "વર્ષો સુધી" ખટકતી રહી હતી. કવિતાને એકંદરે લેતાં તેમાં લિરિક જાતિ કરતાં આખ્યાન-મહાકાવ્ય જાતિ જ ચડે, એ મ્હારૂં વલણ પ્રથમથી આજ લગી એકસરખું જ રહ્યું છે.

૬ જનની, દેશ. ૧૧ વધાવે, વળાવે. ૧૨ પત્ની ખભે. ૧૫ સતનો, ન્યાય અને નિર્દોષિતાના પક્ષનો. ૨૧ ઘોડલી, સુંદર ઘોડી. લો લી લું પ્રત્યયનો આવા અર્થમાં પ્રયોગ ગુજરાતી કવિતામાં આદિકાળથી ચાલ્યો આવ્યો છે, પરંતુ તે અપવાદ રૂપે જ વાપરવો, એ આપણા કવિઓના ધ્યાનમાં રહ્યું નથી.

૩૯ ધૃતિધના, ધૃતિનો મહામૂલ્ય ગુણ પોષનારો. ૫૩ આક્રંદની કળ ચડેલી તેને.

**અગાસી ઉપર** પૃથ્વી. ૨ સુંદરી, તાઉસસતારની જાતમાંનું સાદું વાદિત્ર. ૫ ગુણ, તાર. સુંદરી, ગુણ, આદિ શબ્દોનો શ્લેષ સૂચિત જ રહે છે. ૭ ઉરે ઉર, વગાડતાં આ વાદિત્ર સતાર સારંગીની માફક છાતી સરસું રહે છે. ૭ દમ્પતી શબ્દ સુંદરીનું ગૌરવ વધારવા માટે જ. ૧૩ થી ૨૮ એક પછી એક શી શી સ્મૃતિઓ ઉભરાય છે તે જ વર્ણવે છે. ૨૦ બહુત રંગી પણ લઈ શકાય, પણ બહુ-તરંગિ, તરંગો આવે ને જાય, ઉપરા ઉપર આવ્યા જ કરે, એ અર્થ વધારે માતબર છે. ૩૬ વચ્ચે વચ્ચે કોઈ નક્ષત્ર સામે નજર ઠરી રહે.

**વધો એડો** હરિગીત. [૧૮૯૭] આર્થર હ્યુ કલફની જાણીતી કૃતિનો અનુવાદ. પણ એ કર્તા નાસ્તિક એટલે છેડે 'મનુતસિંધૂ-શાયિ'નો અંત મૂળમાં નથી. હાલના લેખકો કરતાં મ્હારી એડીના લેખકોમાં તરજુમાનું પ્રમાણ વધારે છે. અમે સારી ચીજના અનુરૂપ તરજુમા કરવાને હલકી સેવા ગણતા જ નહીં. ગો. મા. ત્રિ. એ સરસ્વતી ચંદ્રમાં પણ તરજુમા અને અવતરણો મુકયાં છે. એમ પણ ખરૂં કે અમે રજેરજ ઋણ પ્રથમથી જાહેર કરી દેતા; સ્વતંત્ર કૃતિમાં ખપે માટે જ સ્હેજસાજ ફેરફાર-ભલે ને બગાડ પણ કરી લેવો, એ અમારૂં વલણ ન્હોતું. ઘણા વાચક આમાં મ્હારા અને કાંતના અંગત સંબંધના ઈતિહાસનો ધ્વનિ જુવે છે. એઓ કૃતિને અન્યાય કરે છે. પ્હેલી ધારામાં 'સાથી ઓ મ્હારા' પછી આને મુકેલી એ હકીકત ઉપરથી જ કદાચ આવો ભ્રમ થયો હોય. પણ કાંત ખ્રિસ્તી ધર્મ સ્વીકારવા તર્ફ ઢળ્યા, વડોદરેથી રજા લઈને એલએલ. બી. નો અભ્યાસ કરવા મુંબઈ પણ ગયેલા, તે પ્હેલાંની આ રચના છે. ધ્રુવ (૧૮) અને લક્ષ્ય (૨૨) એ શબ્દોના જુદા જુદા અર્થ લેવા; લક્ષ્ય અને બંદર (૨૧) એકાર્થ.

**બાલ જટાયુ બારિએ** ઉપજાતિ. વિક્ટર હ્યૂગોના એક લિરિકનો ઈંગ્રેજી ઉપરથી તરજુમો. ૧૫ ખોલી: ઓરડી. ૧૮ શોક માત્ર લાગણી નથી; લાગણી સાથે બુધ્ધિના મિશ્રણે શોક ઉદ્ભવે છે. બાળક રૂવે, ચીસો પાડી પાડીને રૂવે-તે 'શોક' નથી, મત્યાઘાતી લાગણી માત્ર છે, આંખ નજીક કઈંક હાલતાં પાંપણો મીંચાઈ જાય છે તેવી.

**ફરિ એક પળ** ખંડ હરિગીત. થામા નામે પાતર જીવનને ચીતરતી રશિયન

**વિરહનું આંસુ** થરપે (જૂનો શબ્દ) તરપત થવું, ઠરવું. ૫ મદ: આમોદ; ઊપર નીકળી આવતા રસની સુવાસ. ૧૦ એ જ કુરંગી, કોકિલ: તે દિવસે બચ્ચાં સાથે હરિણી હતી, કોયલ ટુહૂકતી હતી, ચાંદની હતી; આજ પણ એ સર્વ છે: વાસ્તવ તે આટલું પણ આને તે દિવસની જ મૃગલી વગેરે આજે. એ રીતે વર્ણવવું એ તો કવિઓનો સંપ્રદાય છે.

**સુખી ગ્રીષ્મ** ઉન્હાળાની લાંબી રજા. બનેલી હકીકતને વળગિયે તો આવી બે ત્રણ રજાઓ ગાળેલી, પણ અહીં વર્ણવતાં એક કરી નાખી છે. ૨ તારલીઓની વચ્ચે ચંદ્ર જેવી. ૧૯ અનુપમ રૂપ. ૨૨ વીત: ગએલી. અહીં એક લીટી ઉમેરી લેવી–

સ્મરૂં પુનરપિ સ્મરૂં ‘છ ઋતુભોગ એ આપણા.

એટલે આ મણકો ૩૩ લીટીનો. ૨૮ ઘન + આવર્યા. વિશ્વનિયંતા હશે તો તે દયામય હશે કે ક્રૌર્યમય?

**જાગરણ** ૧૩ સ્મર: કામદેવ. ૧૪ ઉગતા રવિનો પ્રકાશ સ્મરસ્મૃતિપરંપરામાં નિમગ્નને એ બધું તોડી નાખતો કઠોર લાગ્યો.

**વિસ્મૃતિ** ૩ નરી: ત્હારી જ ખાસ. ૮ પોતાના ગુરુ અને માતાપિતાને

**તર્કવિતર્ક** ૭ સુરવર્ગનો: દૈવી; દેવયોનિનો ૧૨ વિષ + અંબુ

૧૬ કો નવી: નવી અવર્ણનીય ૨૨ ભૌતિક પણ: પદ્યમાં યુ ને આમ અ પછી પણ પ્રથમપ્હેલો વાપર્યો શ્રી સુંદરમે.

**એક આશા** ૪ સ્વલ્હેરવશ: લ્હેરી, કોઈથી ન કળાય કે ભવિષ્ય ભાખી શકાય એમ મનમોજે વર્તનારી. ૭ હયું: હૈયું. ૧૩ અકાલ અ-વહંત: કાલાતીત, અપ્રવાહી (નિર્વિકાર). કાલ પોતે તેનાથી પર અકાલમાંથી નવજીવન મેળવતો હશે તે પલવિપલ. કાલ પોતે પ્રવાહ; આપણા પ્રવાહોમાં મોટામાં મોટો, સૌને પોતામાં સમાવતો; તો એનાથી પર, એ જેમાંથી જીવન પિયે તે **અ-વહંત**, પ્રવાહથી કંઇક જુદો જ. અને શ્વાસોચ્છ્વાસ પણ એક પ્રવાહ છે તો આ પ્રવાહેતરનો શ્વાસોચ્છ્વાસ, એનું જીવન, કેવાં હશે? **અકળ**. ૧૪ ગુહાગયેબી, અત્યંત ગૅબી.

**સમાપ્તિ** ૨ સકલ સામાન્ય, કોઈના પણ જીવનમાં અનુભવાયા હોય એવા સાધારણ જાતના ૫ અક્ષર: (૧) અ-ક્ષર, અમર (૨) મૂલાક્ષર એટલે સાહિત્ય, પણ આ બીજો અર્થ અહીં લેવા જરૂર નથી; (૧) સાહિત્યે અક્ષર હજો (૨) સાહિત્યના અક્ષર (ઉત્તમ અમર) વિભાગમાં હજો.

માત્ર આંખે દેખાય એમ નહીં. [જૂવો શ્રી પાઠક–'વ્હેનો'માં આ વિષયની ચર્ચા] ૯૫ સિંધુથી, દરિયામાંના કોઈ અનિર્દિષ્ટ પ્રદેશથી. ૯૬ લૉર્ડ: ઈલાકાગવર્નર. ૧૧૮ શક્તિયે: એ સાધનોના અભાવે. ૧૩૧ કોયલ માટી અને લાકડાથી માંડીને સોના ને હાથીદાંત લગીનાં આ નામનાં રમકડાં બનતાં હતાં. ૧૪૩ દે તે, તેની વાંચવું. ૧૩૨ ઉત્તરાર્ધમાં એક અક્ષર ખુટે છે પણ 'લાખ્ખોની' વચ્ચે વચ્ચે તેમ શબ્દાંતે જરા વિરામ સાથે બોલાય છે એટલે લયપ્રવાહને આંચ આવતી નથી, અને છંદોને આવશ્યકનો છે લયપ્રવાહ, નહીં કે ગણો, માત્રા, તાલ, લઘુગુરુમાપ કે અક્ષરોની ગણત્રી. ૧૯૫ મોહિમ: ચઢાઈ, યુદ્ધનીતિ. ૨૨૨ નિયતિ: કુદરતી નિયમોનું સ્વપર્યાપ્ત અન્યોન્યાશ્રયી જીવનપોષકોદ્ધારક જાલ. ૨૪૩ ઇંગ્લીશ નસ્કોરૂં: અને ઇંગ્રેજનો આ લોકડિયાંથી ઉંચા, અને જન્મસિદ્ધ એમના નાયક, એ જન્મસિદ્ધ અમારા તાબેદાર રહેવા સર્જયલા, એ પ્રકારનું કુદરતી સરસાઈનું માનસ. કર્ઝન ઉપરથી કે સામ્રાજ્ય ઉપરથી આ માનસને કર્ઝની કે અધિરાજી માનસનું નામ પણ આપી શકાય. ફ્રેંચ બોધનાં એટલે 'મદામ'. આઇરિશ બોધનાં એટલે ઇંગ્રેજોથી ન્હાની મોટી જેતે બાબતેં જૂદે અને સામે પાટલે બેસનારાં. ધાર્મિકને બદલે ફ્રીથિંકર પણ ફ્રેંચ કેળવણી પ્રભાવે. ફ્રેંચ કેળવણીથી કાં તો ચુસ્ત રોમન કૅથોલિક બને કાં તો લડાયક નાસ્તિક અને જનહિતવાદી બને; એવી એ કેળવણીની પ્રતિષ્ઠા છેક વોલ્ટેયર પાસ્કાલના સમયથી. ૨૬૪ ચાંલે અખંડ: જેના ગ્રહ –"ગ્રે"– યોગે તેના પતિની આવરદા લંબાયા કરે એવી. ૨૭૧ આપણા પ્રાંતમાં 'પારાયણ" એટલે ઘણું ખરૂં ભાગવત પુરાણનું પારાયણ–સમઝુતી સાથે રસિક થઈ પડે એવું; આ કથા ઘણું ખરૂં મુદ્દતબંધી કહેવાય છે; સાત દિવસમાં થઈ રહે તેને 'સપ્તાહ' કહે છે. ૨૭૪ યોગવાસિષ્ઠ નામે અધ્યાત્મવેદાંતના બોધવાળું રામાયણ. આ અલંકારિક અને દૃષ્ટાંતોની શૈલીમાં લખેલો છે, ત્યારે 'અધ્યાત્મ રામાયણ' નામે ગ્રંથ એથી મોટો અને દાર્શનિક શૈલીમાં લખેલો છે. ૨૭૭ ગીર્વાણ: સંસ્કૃત સાહિત્યશાસ્ત્ર- ફિલસૂફી આદિને લગતી. ૨૯૨ ત્વરિત ઉચ્છેદ: હું ન્હાનો હતો ત્યારે રેવાકાંઠે શુકલતીર્થમાં જ ૧૦૮ અગ્નિહોત્રી કુટુંબો હતાં., અથવા તો લોકવાયકા હતી કે થોડાજ વખત ઉપર હતાં. અત્યારે ત્યાં એક પણ સારો શ્રોત્રિય હશે ખરો? અને નાસિક અને વાઈ જેવાં સ્થળોમાં ત્રણ કાળબળોનો ઘસારો ખાળી શકાયો નથી. ૨૯૭ બલ: ચેતન. ૩૧૧ છેલ્લો શબ્દ

રતિ વાંચવો. આગળ લીટી ૩૧૪મી છેકી નાખી ત્યાં નવી-પંચના ન અધિકાર તણી એમાં કશી ગતિ- એ પ્રમાણે વાંચવી. ૩૧૫-૩૨૧ સરખાવો: 'આરોહણ' માં 'મૂરતીઓ' નું વર્ણન. ૩૩૩ નિયત: અનિવાર્ય; કુદરતના મહાનિયમો પ્રમાણે અવશ્ય થવાનોજ. ૩૪૦ સ્વહાર્દે એમાં સ્વ=ટેકીનું. ૩૪૬ ગારો: કાદવ. ૩૬૫ સહે: રૂંભાની ને મ્હારી સાથે.

ખેતી સવૈયા ૧૯૦૦-૧.

પ્રકટ થતાં શ્રી ન્હાનાલાલ કવિએ વાર્તિક લખતાં આને 'હુન્નર ખાનની ચડાઇ' સાથે સરખાવેલ, તે તો આને ખાસ ગૌરવ આપવાના હેતુથી હશે, પણ આજે બંને કૃતિઓને વાચક સરખાવી સ્વતંત્ર અભિપ્રાય બાંધી શકે છે, તેવાને બંને કૃતિઓની એક ખામી તુર્ત દીસી આવે એવી છે '૦ચડાઇ' પોતાની રચના સમયે વાતાવરણમાં જે કેટલાક આગળ પડતા ખ્યાલો, તેમને વળગે છે, 'ખેતી' ય તેના રચનાકાળે પ્રજાના કેટલાક ભાગને ખાસ આકર્ષતા વિચારોને જ ડસાવવા મથતી કેવળ એના "ઐતિહાસિક" સંજોગોને ધ્યાનમાં રાખિયે તોજ કંઇકે ચલાવી લેવાય એવો ગણાય, એ વર્ગની કૃતિ છે. જુવો એની પ્હેલી બે કડી. "રાજકાજને પડતાં મુકો, રાજરમત તો આપણાથી દૂર સુદૂર છે, જોન બુલ્લ જેવો આપણો રક્ષક છે, આપણે નબળા આપણે રોગી," વગેરે વગેરે આજે ૧૯૪૨ માં, જાપાની લશ્કર બ્રહ્મદેશમાં ય ધૂસી આવ્યું છે, અને હિંદ પર હુમલો આવે તો સામે ટક્કર ઝીલવી એ મહાકર્તવ્ય મુખ્યત્વે આપણે માથેજ આવી પડેલું છે, એવા સંજોગોમાં, આંધળો ભીંત કવિ પણ કવે ખરો? ચાળીશ વર્ષના અલ્પ સમયમાં આવો મહાભારત ફેરફાર --આપણી તેમ આસપાસના જગતની આખી પરિસ્થિતિમાં--પડી જશે એમ આ સદીના આરંભમાં કોઈએ પણ ભવિષ્ય વર્ત્યું ના જ હોત.

૧૯-૩૦ સરખાવો 'અસલનેરનાં નૂર' કવિઓ આવી પ્રશસ્તિએ ખુલ્લા દિલથી નિઃશંક પ્રતીતિએ અને જોમદાર બાનીમાં લખ્યા જ કરે છે: પુરાવિદો ઇતિહાસકો સમગ્રદર્શીઓ એ વર્ણનોને ગુણૈકદર્શી એકતર્ફી વગેરે પણ જણાવ્યા જ કરે છે. બીજી કોઈ પુરાણી પ્રજા અહીંના પ્રાચીનકાલની આર્યપ્રજા જેટલાં ગૌરવ સાત્ત્વિકતા અને બુદ્ધિ પ્રભાવના પુરાવા પોતાની પાછળ મુકી ગઈ નથી એટલી સંગીનતા પણ આ પ્રશસ્તિઓમાં છે ખરી. ૨૫ દૈવીસંપત્ અને આસુરી સંપત્ (ગીતા) માનવીરથને જોડેલા બે ઘોડામાંથી એક જાતવાન

અને ગુણિયલ બીજો અપલખાણો (પ્લેટો). ૨૮ અને ૩૦ પ્રાચીન મેક્સિકોના અવશેષોમાં કેટલાક એવા છે કે તે ઠેઠ ત્યાંલગી અહીંથી જ પ્હોંચેલા હોવા જોઇએ. ૩૧ તિમિરજૂથઃ સિથિયનો. ૩૪ બીજું તિમિરદળ; નવા જ મુસ્લિમ થયેલા પણ ઘણા આચારવિચાર પોતાની જંગલી દશામાં હતા તેને હજી વળગી રહેલા આરબો, ઘોર, ગજની, તાર્તરી આદિનાં વિવિધ ટોળાં; મુઘલો, વગેરે વગેરે. ૩૪ આભ ત્રુટયોઃ એ જ રાહુ— આપણા આકાશમાં સ્થાયી થઇને રહ્યો. ૬૦ જ્ઞાનવિજ્ઞાન અને યાંત્રિક તેમ કલામય ઉદ્યોગોએ સમર્થ સુધરેલી પ્રજાઓ જેવા બનો. ૬૬ ખંડઃ ભરતખંડ.

**યુગ મુબારક** પદ. માજીનું સ્તોત્ર, અને આ થોડે થોડે આંતરે જ લખેલાં. બીજી ધારા પ્રકટ કર્યા પછી, 'પ્રેમના દિવસ'માં 'છંદોરંગ' એ મણકો ઉમેર્યો, તે વખતે 'માજીના સ્તોત્ર' માં પણ છેલ્લી એ કડી ઉમેરી. 'યુગ મુબારક' ની રચના બેસતા વર્ષને દિવસે. ૪ અખેપાત્રઃ કવિતા, એટલે કવિતાસર્જક કલ્પનાશક્તિ. ૫ આ લીટી 'પૃથુરાજ રાસા' માંની છે. યાદવો માંહ્યો માંહ્ય કપાઈ મુવા અને શ્રીકૃષ્ણે લીલા સંકેલી તે પછી દ્વારકાંથી સ્ત્રીઓ બાલકો આદિને લઇને અર્જુન પાછો ફરતો 'તો ત્યાં રસ્તે "કાબા" ઓ એના ઉપર ધસી આવ્યા, વૃદ્ધ અર્જુન પોતે પોતાના ગાંડીવને ચડાવી શકયો નહીં, અને એ સ્ત્રીઓ અને બાળકોમાંથી ઘણાંખરાંને હરી જવામાં કાબાઓ ફાવ્યા, અર્જુન જેવો મહારથિ એમનાથી હારી ગયો,–તે વિષાદ. ૮ સર્પનું ઝેર કેટલીક વાર ત્રીજે દિવસે ઉતરી જાય છે એવી માન્યતા ચાલે છે. પ્રજાઓમાં કમકૌવત અને નિસ્તેજ દશાનાગાળા પછી પાછો યૌવનકાળ અને કીર્તિકાળ આવે પણ છે. ૧૩ જલ સૌથી નીચું, અવકાશ સૌને માથે, એમ ઉત્તરોત્તર પગથિયે તેજ વધતું જાય એ ચઢાણનો ક્રમ દર્શાવ્યો છે. ૧૯ નરજાતિઓઃ પ્રજાઓ. ૨૦-૨૧ પ્રગતિ કે ઉન્નતિપ્રવાહ (અથવા સાગર) નાં ફીણ અને ઘુઘવાટ. ૨૩ આર્યપ્રજાનો ખાસ યજ્ઞ. આદિથી માંડીને આજ લગી માનવ-ઇતિહાસમાં જે કંઇ પ્રગતિ-ઉન્નતિ જોવામાં આવે છે, તે તમામ આર્યપ્રજાને સવિશેષ આભારી છે, એ મતને અહીં સ્પર્શ્યો છે.

**વિરહજ્વરની પરાકાષ્ઠા**

'લગ્નમાં બ્રહ્મચર્ય' એ નાટિકા જુવો. ત્યાં નાયિકા ખાસ યુક્તિપ્રયુક્તિ કરીને ફાગણ શુદ પૂર્ણિમાની મધરાતે નાયક (પતિ) સુલતાનના શયનગૃહનીચેની

અગાસીમાં ચોકી કરે છે, ત્યાં આવી પ્હોંચે છે અને એમ નાયકનાયિકાનો મેળાપ તો થાય છે, તથાપિ એ હરખનું શિખર-એ સંજોગોમાં-કરુણતાનું પણ શિખર કેવી રીતે છે તે નાયિકાનું આ ગીત કે રુદન દર્શાવે છે. ભર જોબનિયાં (જોબનવંતા નરનાર) ના ઉમળકા કયાં અને કયાં આ અમારી કસણી, એમ નાયિકા ગાતાં ગાતાં મૂર્છિત થઈ જાય છે.

**રચીજ વાટિકા નવીન**

ગુલબંકી. ૧૯૨૪. કવિ એ. ઈ. ટેન્ધનૅસ્સીના 'આઈ મેડ અનધર ગાર્ડન, યે'–માં અને આમાં ફરક અને મળતાપણું કેટકેટલાં, તે બેયને સરખાવી જોતાં જ જણાઇ રહેશે. (આ કવિની બીજી એક કૃતિ માટે જુવો લિરિક પૃ. ૮૮–૮૯)

૨ સૂન, પ્રસૂન: ફૂલ. ૨૦ કરેણુ: હાથણી. જેને તેને છૂંદી જ નાખે એવું સત્ત્વ, એ ધ્વનિ પણ છે. હું જેવા નાજુકને છૂંદી મારવાનું એનું બળ; હું જેવા બેવફાને છૂંદી મારવાનો એનો હક્ક પણ.

**વધારે કહેવું ના** અભ્યસ્ત શિખરિણી.

ટેનીસન 'પ્રિન્સેસ' માંથી 'વર વહુ અમે' અને એક બીજા ગીતની સાથે કરેલો તરજુમો. 'પ્રિન્સેસ' માંનો એ ત્રીજો તરજુમો તે વખતે 'જ્ઞાન સુધા' કે 'સુદર્શન' માં પ્રકટ થયો હશે; મ્હારી કને નકલ ન જડવાથી અહીં આપ્યો નથી.

**અંતિમ બોલ** દ્રુતવિલંબિત. જુવો 'લિરિક' પૃષ્ઠ ૨૮.

**સાત્ત્વિક પ્રેમ** ઈ. ૧૯૩૯–૪૦.

બે સખા કે બે સખી વચ્ચેના મનોમેળ અને અન્યોન્ય અનુરાગને મૈત્રી નામ અપાય છે. દંપતી ના હોય, આડા સંબંધનો સ્વપ્ને ય ખયાલ ના હોય, અને દિયર ભાભી ભાઇબ્હેન કે નિકટનાં ભાંડુઓ ના હોય, તેવાં સ્ત્રી અને પુરુષના જોડકાં વચ્ચે પણ બે જીવ એક થઈ જાય એવા ગાઢ અનુરાગ બંધાય છે. આવા કાયિક ભેળથી વિમુક્ત સ્નેહો પણ બની આવે છે અને સંજોગોની અનુકૂલતા પ્રમાણે લાંબાટૂંકા ચાલે છે, જો કે વ્યવહારૂ દુનિયા તેમની તરફ શકની નજરે જોવાનું પાશવી વલણ જતી શકતી નથી. આવા સ્નેહ સંબંધોને 'પ્લેટોનિક લવ' કહેવાનો યુરોપીય સંપ્રદાય છે. પૂર્વ દેશોના સાહિત્યમાં આવા સંબંધોને એક બીજા પ્રતિ અત્યંત તીવ્ર આકર્ષણ રૂપે-જીવની ઇશ્વર સાથે જોડાઈ જવાની લગનીની જાણે પૂર્વ છાયા હોય એ પ્રકારે નિરૂપવાનો સંપ્રદાય છે, તે આનાથી અત્યંત ભિન્ન છે. ૩ સ્નેહ પાત્રના હિતને જ પોતાનો ઉંચામાં ઉંચો સ્વાર્થ ગણે. ૧૩ અં-ધર: અ પાર્થિવ.

અંતરિક્ષી: સ્વર્ગીય. ૧૪ શરીર સૌન્દર્ય તો શરદઋતુની વિરલ આછી વાદળીઓ જેવું છે; ક્ષણભંગુર એટલું. ૧૮ પારસમણિ: જેના સ્પર્શ (પરસ) થી જ કોઈ પણ ચીજ સોનું બની જાય એવો કલ્પિત મણિ. પ્લૅટોનિક લવ એવી વસ્તુ છે કે તેના ગમે તેવા સ્પર્શથી પણ સ્નેહપાત્રનું હિત જ થાય, અને આવા સ્વર્ગીય સ્નેહના સામા સ્પર્શથી નાયક પણ દેવોપમ બને છે. ૨૩ હેજ: હેત. ૨૫ કલ્પન: પાછળ રહેનારની કલ્પનાપ્રવૃત્તિ.

**કર્મગતિ** જુવો 'લગ્નમાં બ્રહ્મચર્ય' એ નાટિકા. નૂરૂદ્દીન સુલતાનની બારોટ આ પ્રશસ્તિ તેના દરબારમાં લલકારે છે [ઝૂલણા છંદ] તેમાં એના જીવનના મુખ્ય બનાવોને એક પછી એક ટુંકામાં સ્પર્શી લે છે. ૨ મુસ્લિમ લશ્કરોમાં ઑલિયાઓની ટુકડીઓ પણ રહેતી. સીખ લશ્કરોમાં અકાલીની ટુકડીઓ આની નકલ રૂપે હસતીમાં આવેલી; જો કે તેને બે હજાર વર્ષ પ્હેલાં એલેક્ઝાંડર સામે લડેલી સંન્યાસીઓની ટુકડીઓ જ નવે અવતાર આવેલી પણ ગણી શકાય. ૫ ગ્રાહ: મગરમચ્છ. ૭ કીર્તિકામી: એ પાટવી. કારમું રણ; પોતાની જ સેનામાં દગાબાજોએ કતલ ચલાવેલી માટે કારમું. આ દગાબાજ હરામીઓને પછી નૂરૂદ્દીને વીણીવીણીને માર્યા અને શાહના માનીતાઓમાં સર્વોપરિ બન્યો. ૧૦ તનપતન: મૃત્યુ, એ શાહનું. ૧૧ સખ્ત ખ્વાબ: મોત. ૧૪ ચોકખાઈ વાંચવું. આ કૃતિમાં ઝડઝમક આદિ બારોટી સાહિત્યનું જાણીને કરેલું અનુકરણ છે.

**શાહજાદો અને ફકીર** (સવૈયા.)

એક ફારસી સૂફી કાવ્યના ઇંગ્રેજી સ.ર ઊપરથી સ્વતંત્ર રચના. ૧૧ પાંચ ઇંદ્રિયો; બાર ચોસઠના ય સુફી પરિભાષામાં એવા જ અર્થ; વિષય વાસનાને ઉત્તેજનાર તમામ બાજુથી. હૂર: ખૂબસુરત ભોગવિલાસની મૂર્તિઓ. ૧૩ દુલ્લો: ઉદારદિલ; વરરાજા; ભોગી. ૨૧ ખટ: ષડ્રિપુઓ, કામ ક્રોધ આદિ. ૨૨ ઝુલી રહ્યો; કલંદર ચાલે તેમ પીઠ ઉપર આંદોલે. પીરઘર છાપરા વગરનો પણ થાંભલાઓ હારબંધ એવો મહામોટો એકે બાજુ છેડો નહીં એવો ઓટો. ૩૭ આકાશ નક્ષત્રોવાળું હતું. તે પ્હો ફાટતાં એક વિરાટ સીપ જેવું બની રહ્યું. ૪૪ નખી સરોવર; મહેલ આસપાસના પરિસરમાં બનાવેલું મોટું સુંદર તળાવ. ૪૬ બુલંદ: સૌથી મોટો. દુન્યવી મોટાઇ વૈભવ આદિની લાલચો મંજળી દીધી, ભસ્મ થઈ ગઈ. મુક્તિમાર્ગ એટલે લગી ચડી ગયો. હજી ત્હારું મન મુક્તિને પૂરેપૂરું લાયક નથી થયું.

દારૂ વકીલનો કિસ્સો (સવૈયા-૧૯૩૮)

૩ સરકારને ભાંડવામાં. જેમ આગલી કૃતિમાં ફારસી તેમ આમાં ઇંગ્રેજી શબ્દો જાણીને વધારે રાખ્યા છે, વાતાવરણની વાસ્તવિકતા માટે વિષયાનુરૂપ શબ્દયોજના પ્રાસવૈચિત્ર્ય અલંકારવૈચિત્ર્ય આદિ વપરાય છે. ૭ સાંઓપમ સાહેબલોક જેવાં. ૯ રેસ્તોરાં કારનું ખાનપાન આરોગે. કોઈવાર વધુ પડતું પણ, જેમ આ રાતે. ડબે'વર: અવર ડબે. મુશાયરાઓમાં વખણાય આવી વંચાતાંલલકારાતાં જ પૂરેપૂરી ઝીલાઈ જાય, એવી કૃતિઓ; જે 'બતક'-વાહની સરસ્વતીની જ પ્રસાદી, હંસ-વાહનીની નહીં જ. ૨૯ દઢરેખ ગડી વાંચવું. ૪૪ બગાસે ફાડેલું એ મોં જેમાં બે કાંઠે બે હાર દાંતની, તે જાણે બે કાંઠે દહેરીઓની બે હારવાળી લંબગોળ વાવ! ૪૮ મામો, તાવ. ૬૫ ચરમ, છેલ્લો. ૮૦ ચાંપી દીધો છે, તેને પૂરતી રૂશવત ચાંપેલી છે. પુરાવા પ્રમાણે જ કાયદો તો ચુકાદા આપે, અને "જીવતો" પુરાવો એટલે ઘણી ય વાર ચારિત્રહીન અને મતલબી લોકની જુબાની હકીકત, તે વિષે જાણીતું છે કે કોરટે કોરટે સાહેદો "ફેરવી તોળે" છે. ૮૬ પુરાવાતંત્ર, પોલીસે ગોઠવેલ પુરાવાની બાજીને. સારા વકીલો એક બે નિર્ણાયક મુદ્દાને જ વળગે છે. ૯૦ બ્લફ, સામા પક્ષની આંખમાં ધૂળ છાંટી તેમને-ખૂબ સારાં પાનાં હશે એમ ભૂલાવામાં નાખીને. કડી ૧૬ મી સાથે કિસ્સાની છેલ્લી લીટીના રૂા. દશ લઇને હિસાબ કરી જુવો. હેટ તો એને પાછી મળી, ગયેલી પાતલૂન જેવી બીજી બ્રિજની કમાણીમાંથી વેતરી; એટલે આ ફ્લાનલની પાતલૂન અને મફલર એને રૂા. દશનાં પડયાં.—એને ખોટ ના જ ગઈ અથવા ન જેવી ગઇ તો કવિતામાં પોયેટિક જસ્ટિસ =કલાન્યાય જોઇએ, તે આ કૃતિમાં કયાં? લોકમાં જે મોટો ભા ગણાય, 'મહાપુરૂષ' ના ડૉળદમામે હરેફરે અને સૌની સલામો ઝીલે, કોઈ કોઇનાં કામ પણ અનાચારે કરી આપવાની સત્તા ભોગવે, છોકરા કુટુંબી અને ભાઈબંધો સ્તુતિગાન જ કર્યા કરે, તેવા "હીરો" ઉપર કવિતા તો આ જાતની જ લખાય, એ જ આવી વસ્તુઓમાં કલાન્યાય, શુધ્ધતર આદર્શોની સ્થાપના. હાસ્યરસ અને કટાક્ષ મસાલાને કલા આદર્શને જ ટેકો દેતો બનાવી લિયે, પોતાની આ કળ વાપરીને. ૧૦૦ પાવન; એની ધર્મપત્ની વાણિયાણી તો ખરે જ આવા મ્હેમાનથી ઘરને 'પાવન' થયેલું ગણે; ધરણ કાઢતી હોય તેમ એમના ગયા પછી અગાસીથી પાયા લગી આખું ઘર ધોવડાવે ને ઉપર ગંગાજળે છાંટે, ત્યાં લગણ એને કળ જ ન વળે!

ચકરડું. શિખરિણી—ઈ. ૧૯૩૦.

૮ અનુનયે; આંબાને જાણે રીઝવવા પોતાની ટોચનું અને તેનાથી થોડે નીચું બીજું લાંબાં પાંદડાનું ગોળ છત્ર બંને હલાવ્યા કરે; પવનમાં હાલ્યા જ કરે એ કુદરતી દૃશ્ય ઉપરથી ઉત્પ્રેક્ષા. ૧૯ ખેદ, થાક. ૨૨ અગતિક, બેસી રહેલાં, તથાપિ. ૨૪ સમાધિ, એકાગ્રતા. ૨૬ છબી રૂપે હતો તેને બદલે ત્હમારી સાથે જ ત્યાં બેઠેલો હોત, તો ત્હમારા આ વાત્સલ્યાનંદમાં મ્હને ય શી મઝા આવત જો ! પણ અરેરે, હું જેવા ગૃહગૃહિણી વિહીન રખડુ માટે તો આ ભવરણે આવાં મૃગતૃષ્ણા સમાં દૃશ્યો ક્યારે ક્યારેક કલ્પના સર્જે અને મ્હને ઉલટો સભાન દુ:ખી બનાવે, એજ બાકી રહ્યું. આમ આ કૃતિ "વિરહ" માં મુકાય એવી પણ લાગે, પરંતુ "વિરહ" માંની દરેક કૃતિ સાધ્રિસીધી નાયિકાને સ્પર્શે છે, તેવું કશું આમાં નથી.

શાનું ત્હને પર પરિત તોટક—ઈ. ૧૯૩૮.

મ્હારો અદ્વૈતવેદાંત પ્રતિ પક્ષપાત કેટલાંક વર્ષ પ્હેલાંથી ઉડી ગયેલો, પણ મંતવ્યોના પાયામાંની આવી ઉંડી બાબતો વિષે ચોકકસ કાલસીમા આપવી અશક્ય છે. હું મ્હારી મનનપ્રવૃત્તિના પરિપાકે ધીરે ધીરે ધીરેજ અજ્ઞેયવાદી–જેમ્સ અને ડ્યૂઈ જેવા અર્વાચીન ફિલસૂફોના વિચાર મિનારને વધારે વધારે સ્વીકારતો વાસ્તવવાદી–પ્રેગ્મેટિસ્ટ –સ્થા દ્દાહી બન્યો છું. મ્હારા છેલ્લા–અને મ્હારી આખી વિચારણામાં ભારે ક્રાંતિ ઉપજાવનારા ગુરૂ સીતારામ નારાયણ પંડિત (રાજકોટના પ્રસિદ્ધ બારિસ્ટર) અજ્ઞેયવાદી–વેદાંતી–કૉમ્ટિસ્ટ–પૉઝિટિવિસ્ટ હતા. અગર જો કે ન્હાનપણમાં મળેળા ભકિતમાર્ગના સંસ્કાર એમના હૃદયને છેક આખર લગી વળગેલા રહ્યા હતા. પરંતુ આવા કાવ્યને સમઝવા જ માટે આ કશું ધ્યાનમાં લેવાની જરૂર નથી. એ એક નાસ્તિકના બળબળતા ઉદ્દગાર છે, એવા ઉદ્દગારો જેટલા સુસંકલિત હોઈ શકે તેટલા. મ્હારા પોતાના ધાર્મિક વિચારવલણોને અને આ કૃતિને કશોજ સંબંધ નથી. ૪ અભિ મૃત્યુ, મૃત્યુભાગી. ૬ વ્હેલ ઇંગ્રેજી શબ્દ છે. ૨૮ ઘસી પડતાં વાંચવું. ૫૩ જેટલી ક્ષણો કોઇ પણ પ્રવૃત્તિમાં પૂરેપૂરી એકાગ્રતાએ મગ્ન્યા રહેવાય તેટલીજ માનવજીવનમાં સાચાં સુખની ક્ષણો. તે મળવા માંડે ત્યાં તો તું આશાનાં સાચાંખોટાં લીલાંપીળાં અભ્ર હૃદયવ્યોમે ઉપજાવી એ સુખી એકાગ્રતાનો ભંગ કરે છે. ૭૬ તરિ આ મરાઠી શબ્દ કવિઓ ક્યાંક ક્યાંક વાપરવાની છૂટ લે તો ખોટું નહીં.

**એનિમિ બ્રાઇટની અદ્વૈતભાવના**

આ બે કૃતિઓ સાથે સાથે મુકવાનો એક હેતુ આ છે, કે એ બેમાંથી એકે વિચારતંત્ર કવિને પોતાને પોતાના ધર્મ તરીકે માન્ય નથી એ વિષે વાચકને લેશ પણ શંકા રહેવા ના પામે. જુવો લિરિક પ ૧૧૪–૫. કવિ એફ. ટૉમ્સનના એક મિસ્ટિકલ કાવ્ય માટે જુવો એજ નિબંધ પૃ. ૧૪૫. એ અનુવાદ ત્યાં પણ અધૂરો છે એટલે અહીં નથી લેતો.

બેશક આ કૃતિ અતિસંસ્કૃત ગુજરાતીનો નમુનો ગણાય. ધાર્મિક ઉદ્‌ગારમાં ધાર્મિક પરિભાષા વિના ચાલેજ નહીં, એ શિવાય બીજો બચાવે નથી. (શાલિની અને ઇંદ્રવંશા એટલે કે મ્હારી પરિભાષામાં આ પણ એક મિશ્રજાતિ વૃત્ત કહેવાય.)

૫ પ્રભવિષ્ણુ, સર્વશક્તિમાન. ૬ અસંધ, સાંધણ પકડાયજ નહીં એ રીતે સર્વવ્યાપી. ૧૬ સભાન ધી અને પ્રેરણા. ૨૨ ના નૈવ, ડબલ કે ત્રિપટ નકાર, ભાર દેવાને. ૨૪ ભમરડો એટલા જોરથી ફરે કે તે ગતિશૂન્ય લાગે; ક્ષણે ક્ષણે સર્વત્ર એટલી અસંખ્ય વિકૃતિઓ ત્હારામાં થયા જ કરે છે કે તું અવિકારી જ લાગે છે! વિકાર પોતે વિકૃતિ પામી જાય (અવિકારી બની રહે) એવો–અથવા એવું સત્ત્વ તું છે.

**શેર દોરો**

ડૉઇલ કૃત 'રેડ થ્રેડ ઑફ ઑનર' નો અનુવાદ, સાદી બૅલેડનું રૂપ ગુજરાતી કવિતામાં ઉતારવાને. 'કુમાર' માસિકે ૧૩ મા અંકમાં પ્રકટ કરી ત્યારે સાથે એક બે સામાન્ય ચિત્રો વડે સુશોભન કાર્ય કરેલું સાંભરે છે. નાગો એ પ્હાડનું વિશેષ નામ, તેમ એના ઉપર ઝાડ નામે નહીં, એમ એ શબ્દ દ્વયર્થી છે. વિશેષનામ છે ત્યાં મેં ના તળે લીટી મુકી છે. શેર, સિંહવાઘ જેવો બહાદુર મર્દ. ઈસ્કંદર, સિકંદર, મહાન એલેક્ઝાંડર. આ કૃતિ છાપતાં પંક્તિ સંખ્યાંક મુકવા રહી ગયા છે તે વાચકે ઉમેરી લેવા.

૨૩ મર્દ જ શેર, શેરમર્દ જ. ૫૪ મ્હેરબાન ખાં, એ પ્રદેશનો કોઈ સૌને જાણીતો વીરપુરૂષ. ૬૦ પાક, નાપાક (નિંદામાં, વક્રોક્તિ). આ કૃતિનો મૂલ કર્તાનો અભિપ્રેત ધ્વનિ એ છે કે હિંદની ઉત્તર પશ્ચિમ સીમ પરની આ લડાયક બહાદુર પણ જંગલી જાતો, એમને પૂજ્યમાં પૂજ્ય મરદાનગીમાં ય આપણને પોતાની સમાન કે પોતાથી ય ચડિયાતા ગણતાં શીખે, તો જ તેઓનાં દિલ આપણાથી જીતાય, અને તેઓ આપણને હૃદયની નિખાલસતાએ નમે; ન અન્યથા.

**માતૃ સ્નેહ**

વસંતતિલકાની નવ નવ પંક્તિની એક કડી; માત્ર છેલ્લી બે કડીમાં દશ પંક્તિ છે. આ શૂરી ચકલીનો દૃષ્ટાંત ફિલસૂફોને પ્રિય છે. ટુર્ગોનિયેફ (રશિયન લેખક) બ્રૅડલી, વગેરેના લખાણોમાં જાણીતો છે મેં એને આપણા દેશકાળમાં એક શિકારી સરદારની આસપાસ વિશાળ વાડી વાળી કોઠીમાં મુકી દીધો છે. ઈ.૧૯૨૨ મે માસના 'ગુજરાત' માસિકમાં પ્રથમ પ્રકટ થઈ ત્યારે આ કૃતિને એ સચિત્ર માસિકમાં શ્રી રવિશંકર રાવળનાં ચિત્રોનો લાભ મળ્યો હતો.

કૃતિનો નાયક શિકારી કુતરો કેસરી છે, તેને વિષાદ વ્યાપી જાય એવો બનાવ બન્યો, તે બનાવ આ આખ્યાનનું વસ્તુ છે; પરંતુ પશુ હૃદયમાં લાગણીઓ ચડે ઉતરે, આવે જાય, કોઈ પણ સ્થાયીભાવ બની જાય એટલું એ હૃદયનું ગજું નહીં; એટલે પોતાનાં નિત્યભ્રમણોની સખી ગુલાબને જોતાં, એનો વિષાદ પાછો સરી પણ ગયો, એમ હોવાથી અહીં કરુણને ગૌણ રાખી, વર્ણન રસના પ્રવાહનેજ મુખ્ય ગણ્યો છે. ૩૨ ગોળ, સામાન્ય નામ ૪૬ અસિ (તરવાર)-દંત, બહુવ્રીહિ સમાસ. ૬૪-૬૫ માણસ કલાકૃતિ ઉપજાવે છે કેવા અનુભવ પરથી કઇ રીતે કયા હેતુએ તેનો આ એક દાખલો. માણસ પણ આ બચ્ચાં જેટલોજ ક્ષુદ્ર છે, પોતાની નજર આગળ બની જતો હોય, પોતાને પૂરેપૂરો લાગેવળગે એવો હોય, તેવો બનાવ પણ તે લેશ માત્ર સમજી ન શકે, એમ પણ ઘણીવાર બને છે. આ બધું સ્પષ્ટ કહેતાં વિલંબ થાય એટલું વર્ણન કથળે માટે કવિ તે કહેતો નથી; વગર કહ્યે એ ધ્વનિ ગ્રહણ થઇ જવાનો એમ માનીનેય કહેતો નથી. ૯૮ અવધ, અમુક મુદ્દતના,

**વડીલોને**

ગુલબંકી. (ઇ. ૧૯૨૫) ઍક્શન સૉન્ગ એટલે કે અભિનય ગીત: ઉચિત હાવભાવ ક્રિયાદિ સાથે મોટેથી સંભળાવવાની કવિતા. વૃદ્ધ નટને બદલે પગડબંધો રાખે છે એવો પૂરા કદનો (લાકડા કે પત્થરનો) 'ભાયડો' રાખીને કિશોર તેની આસ-પાસ ફરતો કૂદતો તેના વાળ તેની તાલ આદિ સાથે નિર્દિષ્ટ ક્રિયા કરતો આ કવિતા સંભળાવે છે, એવી કલ્પના છે. આ કૃતિ શાળાઓ આદિમાં સંમેલન 'રેસિટેસન' જેવા પ્રસંગોમાં વપરાતી નથી થઇ ચુકી, તે એવા સમારંભ યોજતા હેડમાસ્તરો આદિના સાહિત્ય શોખની મર્યાદાનો દાખલો પૂરો પાડે છે; કિશોરોને આ અને કેકી અને ભમતારામ ખૂબ પસંદ પડી જાય છે એ વિષે શંકાજ નથી., અને ગ્રંથમાં અભિનેય આ એકજ છે; બીજાં બે 'રેસિટેટિવ' માત્ર પાઠય કાવ્યો છે.

૧૨ મૂછ, હે મૂછાળા વડીલો, હે ફાંદાળા વડીલો વગેરે. ૧૫ મ્હારી ડોકને. ૧૮ આપની તાલ પારદર્શક આરસી કે સરસી જેવી બની જાય છે અને (બાટલી હેઠે રંગીન કાચકટકા (કેલીઈડોસ્કોપ), બાટલી અંદર ઉગેલું ઝાડ (ફર્ન), કે પેપર-વેઈટના કાચમાં તાજમહાલ દેખાય છે તેમ આપની તાલમાં હું ધૂપેલ ઘસતો ને તાલમાં નાચતો જોઉં છું ત્યાં મ્હને તો કંઇ કંઇ લીલા દેખાય છે! આપની તાલમાં મ્હને ઉર્વશી અને ઇંદ્ર પકડાપકડી રમતાં દેખાય છે તેઓ ઐરાવતનાં પગ અને એની શૂંઢો અને એના દંતૂશળોની આસપાસ દોડયા જ કરે છે! (આ કાલિદાસના નાટકમાં નથી, પણ મૂલ ઋગ્વેદમાં આવું કંઇક છે.) મ્હને આપની તાલમાં સૂર્યને પાકું ફળ ધારી જન્મ્યો તેવો તેનો કૉળિયો કરવા કૂદી પડતો મારુતિ દેખાય છે! વગેરે. ૨૮ સારવું, આંજવું; અતિશય નાજુક ગતિએ આંખમાં નાખવું (સુરમાની જેમ). આવાં આવાં દૃશ્યો મ્હારી આખમાં મોહ આંજે છે, મ્હને તે જોવાની મઝા પડે છે, તેમ તેમ હું તાલમાં આવીને નાચું છું, તેમ તેમ ત્હમને મ્હારી એ સેવા ખુશખુશ કરે છે! ૩૧ હે ઓખા કાકા!

**કેડી**

જુવો 'ઉગતી જુવાની'. આર. એલ. સ્ટીવન્સનનો તરજુમો કરતાં સ્થળે સ્થળે વિષય ઉદ્‌ભાવ્યો છે. ઉથાર છંદ. કેડી=રખડુની રખડ માટેનું આખું વિશ્વ; આખો ભૂગોળ, આખો ખગોળ, જ્ઞાન, વિજ્ઞાન, કલા, જાદૂ,–બુદ્ધિ નિર્મિત, કલ્પના નિર્મિત, ભાવના નિર્મિત, તમામ બ્રહ્માંડો; રખડૂ માણસને તો રખડવા રસળવા માટેની અનંત વાટ જ છે!

**ભમતારામ**

જુવો જાતકમાલા, જાતક ૩૨૨ મું; પણ એ મૂલ કથા આનાથી ઘણી ભિન્ન છે. મૂલના ઇંગ્રેજી સાર માટે જુવો-બર્લિંગેમ, બુધિસ્ટ પૅરૅબલ્સ, પૃ ૫૫-૫૮. અહીં રોબર્ટ બ્રાઉનિંગના 'પાઈડ પાઇપર'ની પણ કંઇક છાયા પડી છે. પૂરું કર્યું ઈ. ૧૯૩૩ ના સપ્ટેંબરમાં. છંદ ઉમડક છે; વર્ણનની લહર પ્રમાણે ચોપાઈ, દોહરા, અને ઉથાર એક બીજામાં ભળી જાય છે. 'કુમાર' માં પ્રથમ પ્રકટ થયું ત્યારે કંઇક ચિત્રો પણ હતાં પણ તે વિષયને ખીલવી આપે એવાં ભાગ્યે.

૩૯ ગજબેરો, અત્યંત ગજબનો. ૪૯ પન્નગ, પંડિતો મ્હને માફ કરી શકશે? આ મેં અડાવ્યૂં જ છે. ૫૭ સાકર્યા, સાદ કરીને તેડયા, પડકારે બોલાવ્યા, આવો ઝટ! (સાકરવું શબ્દ હાલારી બોલીનો છે); ૬૦ મામ, મર્મ, વક્તવ્ય,

આશય અને નાયક ગજેંદ્ર કરતો ગયો તેને આખી ગજસેના ડગલે ડગલે અનુસરી. જેમ ગજ આવતા ગયા તેમ તે આ મોટી થતી જતી હારમાં સ્થાન લેતા ગયા અને આગલાને પગલે પગલે ચાલતા ગયા. ૭૬ પેય, પીણું, સુંદર જલાશયો.

**બુદ્ધ: સિક્ખોની વાણીમાં અપ્રિય સત્ય**

ઊર્મિ કાવ્યાંકમાં આ અને પછી બુદ્ધિપ્રકાશમાં આ પછીની કૃતિ પ્રકટ કરતાં મેં પ્રવેશક અને ટિપ્પણોની પૂરતી સામગ્રી આપી હતી. અત્રે એથી પાંચમા ભાગની જગાય નથી. કલાકાર પોતાની વસ્તુ માટે ઉચિત વાતાવરણ સાથે તે સમય વિષે તે સ્થળોની ભૂગોલ વિષે તે પાત્રો અને તેમના અન્યોન્ય સંબંધ વિષે તમામ જરૂરી વિગતોનો પાકો વિચાર કરી લઇને પોતાની આખી યોજના ઘડે છે, જો કે એમાંની ઘણી વિગતો કૃતિમાં ન ય આવે, ઘણી આછીઅછડતી કે સૂચિત જ રહે. આવા કલામૌનના આપણા ઉત્તમ નમૂના કાલિદાસ–શકુંતલા અને ભાસ–સ્વપ્ન વાસવદત્તા છે. આપણા કાવ્યશાસ્ત્રીઓ દેવકથા, રામાયણ મહાભારત, કે જાણીતા ઇતિહાસમાંથી લીધેલા વસ્તુને ઉત્તમ ગણે છે આટલા જ માટે કે એવા વસ્તુ વિષે વાચક જાતે જ સારી પેઠે માહિતગાર હોય એટલે લેખક વાચક એવા વસ્તુમાં લગભગ અનાયાસે એકતાર થઈ શકે છે.

મુઘલ સમયના બાગબગીચા વિષે આપણને પૂરતી માહિતી છે. બુદ્ધ અને મહાવીરના કાળથી શ્રીહર્ષ અને બાણના સમય લગીના આપણા વાડી વજીફા રાજેઘાનાં કોટિધજોનાં ઉપવનો ઋષિઓ અને કુલપતિઓનાં તપોવનો અને આશ્રમો, મંદિરો અને મઠો અને વિદ્યાપીઠોના વિહારો, અત્યારે આપણી કલ્પનામાં ય ના આવે એટલાં મોટાં સમૃદ્ધ અને અનેકવિધ સુંદરતાઓ તથા સાદી દેશકાલોચિત સગવડોથી ભરપૂર હતાં. બાગોપવનોમાં જુદા જુદા વિભાગની મર્યાદાઓ માટે ફુલપાટો રચવામાં આવતા, મેંદી અને બીજાં ગુલ્મોના બનાવાતા, તે જ્યાં જોઇએ તેટલી લંબાઈના બેચાર ફૂટ પ્હોળાઇના રચાતા. આવા એક ફુલપાટ પર મહાવૃક્ષમાં ઊંચે માળા ઉપર ચીલે ચોટ મારી, તે વીંખાયલા માળામાંથી એક બચ્ચું ઝીલાઈ ગયું અને ઉગર્યું. આ પ્રસંગ મેં મૂલ જાતકમાં ઉમેરી લીધો છે. પોપટની મધુશુક કે મધુકીર નામે પેટાજાતિ, અને તેની વિદ્યા ભણવાની અનુપમ શક્તિ, એ પણ મ્હારી કલ્પના છે. ત્રીજો ફેરફાર પ્રતિનાયક વિષે છે. મુલ જાતકમાં પ્રતિનાયક મહાવીર સ્વામી છે. બીજાં ઘણાં બૌદ્ધ લખાણોમાં એની અને જૈન મતની સારી પેઠે નિંદા છે, જેમ જૈન લખાણોમાં બૌધ્ધ અને હિંદુ મત આદિની છે. આપણે

આજ પણ મહાવીર સ્વામીને પૂજ્ય સુપૂજ્ય ગણિયે છિયે, એટલે મ્હારાં આ આખ્યાનમાં બુધ્ધના એક બીજા હરીફ—મુનીંદ્ર દેવદત્ત—ને મેં પ્રતિનાયકનું સ્થાન આપ્યું છે. બુધ્ધના ઉપદેશનો મેરુદંડ, કે રોગ જરા અને મરણ એ આપણા શિકારીઓથી ઉગરવું તે જ સ-ભાન માનવી માટે સાચી જીવન્મુક્તિ છે, તેને ચીલ ઝપટના અતિટૂંકા પ્રસંગ વડે આ આખ્યાનમાં જેટલાં ટૂંકાણમાં તેટલી સરળતાથી વણી લેવાય છે. અને આખ્યાનનો બીજો સાર નબ્રૂયાત્ સત્યમપ્રિયમ્‌નો બોધ હિતકામી માટે કેટલો અજુગતો છે તે દર્શાવવાનું છે. અહિંસા પરમો ધર્મ: એ જૈન બોધ છે; ક્વેકર ખ્રિસ્તીઓનું પણ એ મહાસૂત્ર છે; અર્વાચીન કાલમાં એ મત સ્વીકારતા પૅસિફિસ્ટો દરેક સુધરેલા દેશમાં છે. પરંતુ ગીતાનો બોધ એ નથી; હિંદુ ધર્મ, ખ્રિસ્તી ધર્મ, મુસ્લિમ ધર્મ, કે બૌધ્ધ ધર્મનો બોધ એ નથી; નાસ્તિ સત્યાત્પરો ધર્મ: અને હિતકામી સિધ્ધ પુરુષે તો અપ્રિય અને ઉદ્વેજક [હિંસક] સત્ય પણ બોલવું, ઉદ્વેજક આચરણ આચરીને પણ હિત કરવું ઘટે, એ આ કૃતિમાં વણી લીધેલો બીજો બોધ છે. પરંતુ તેનો પ્રધાન આશય તો બુધ્ધને પોતાને ઉચિત વાતાવરણ અને પ્રસંગમાં પ્રત્યક્ષ કરાવવાનો જ છે.

આમાં ઇંદ્રવજ્રા ઉપજાતિ અને અનુષ્ટુપ છંદો ઉપરાંત એક ચોથો અતિસાદો અને નવો સુગેય છંદ આવે છે. કે. હ. ધ્રુવે પ્રેમાનંદની કૃતિ કરીને એક બારમાસ પ્રકટ કર્યો છે (બુદ્ધિપ્રકાશ) તેમાં દરેક માસની છેલ્લી કડી આ છંદમાં છે. એની વ્યાખ્યા કે. હ. ધ્રુ. એ પ્રકાશનમાં આપે છે, ઊર્મિ કાવ્યાંકમાં મેં મ્હારી રીતે આપી છે. પણ કોઈપણ વાચકને તુર્ત બેસી જાય એવા એ છંદને કશી વ્યાખ્યાની જરૂર નથી. 'સ્ટ્રોફી-ઍન્ટિસ્ટ્રોફી' જેવા પલટા માટે, એટલે આપણા મધ્યકાલીન આખ્યાનોમાં દોહરા અને ચોપાઈ કે તેમને મળતા ઢાળ અને દેશી રચનાઓ વારાફરતી જોવામાં આવે છે, તેમ અત્રે આ છંદ મેં ઉપજાતિ સાથે પલટા માટે વાપર્યો છે. આ પછીની કૃતિમાંનો પૃથ્વી મુક્ત છે, અગર જો કે તેમાં પ્રાસ છૂટથી વાપરેલા છે.

આ પછીની કૃતિનો આશય રાજાઓ, રાજપુરુષો, દરબારીઓ અને એ આખા મોટા વર્ગ આગળ કેટલાક આદર્શો આપો આપ આકર્ષક રીતે ખડા થાય એવો છે. કોઈ પણ હયાત વ્યક્તિને કે તાજા પ્રસંગને એમાં લેશ પણ સ્પર્શ કર્યો નથી. નામ ઠામ બનાવ ભાષણ રાજા રાણી વાઈસરૉય એડીસી વાઈસરૉય પુત્રી રાજાના ઇંગ્રેજ મિત્ર તેની બ્હેન, જરે જર કલ્પિત છે.

૨ તથાગત, ગૌતમ બુધ્ધ; જોડે પોતાના શિષ્યોનો મોટો સમૂહ. ૧૩ ગૂડુઓ શહેરમાંના મોટા રસ્તા પર આવેલી અમલદારો, કુંવરો, જમીદારો, શાહુકારશેઠોની "કોઠી"માં પ્હેલે માળે ઝરૂખો હોય છે તે રસ્તા ઉપર ઝઝૂમે છે. તેમાં બિછાત કરીને કોઠી માલેક સવારે પૂરા પોષાકદમામમાં ચમરી હુકકો પાન ગુલાબપાણી આદિ તમામ સરંજામ સાથે કલાક બે કલાક બિરાજે છે, જતા આવતાની સલામો ઝીલે છે, ગામગપાટા સાંભળે છે, કોઈ કોઇને બોલાવીને પોતે ઝરૂખે અને પેલો રસ્તા ઉપર જ એમ થોડો વખત વાર્તાલાપ કરે છે, વગેરે. આ રિવાજ આપણી સંસ્કૃતિમાં આપણાં જૂનામાં જૂનાં રાજનગરો —ભરૂચ, ઉજ્જયિની, ખંભાત, ગિરિવ્રજ, મથુરા, અયોધ્યા, કલ્યાણ, કાન્યકુબ્જ, હસ્તિનાપુર, પ્રતિષ્ઠાન, આદિ સ્થપાયાં ત્યારથી ચાલ્યો આવે છે. જુવો વિનાયક નંદશંકર મ્હેતા કૃત 'કોનાથી' નાટક. ૧૯ ગજ—બાર, મોટાં દ્વાર અંબાડી સાથે હાથી અંદર આવી શકે એટલા ઊંચા પ્હોળા દરવાજા. દેહલીની સલતનત સ્થપાતા પામી ત્યારથી આ મોટા દરવાજાનું નામ બુલંદ દરવાજો કે દેહલી દરવાજો પડયું. દક્ષિણ હિંદનાં દેવાલયોમાંનાં ગોપુરો આવા સૌથી જૂના ગજદ્વારો કે બુલંદ દરવાજા છે; અર્થાત આ રચના આર્યયુગ પ્હેલાંના દ્રાવિડ યુગથી ચાલી આવે છે. ૧૭ વડ ચૉક; મધ્યે આવી રહેલો મોટામાં મોટો ચૉક. આ ઝાડે છુટાં છુટાં અને સરસીઓની સોડમાં એ વડચૉકની અંદર. જટીશા-વડલા. શુભ્રથડા; ચિનાર. ૩૦ સાત્ત્વિક, નિરામિષ. ૪૧ શબ્દશરાવલિ, દરેક ધર્મ કે પંથનો આવો એક મહામંત્ર હોય છે, જે પોતાને અભિપ્રેત મતોનું સ્થાપન અને સામા મતોનું ખંડન એક સરખો કરે છે. ૫૮ ધૂણો, છીછરી નદીમાં પણ ઉંડા ખાડા-બૈયાવાળા પાટ હોય જ્યાં પાણીમાં વમળો અને ચકીઓ પણ હોય. પંથપક્ષિલતા ધર્મોના પ્રવાહમાં એવા ધૂણા છે, જેમાં માણસ પડી જાય પછી તે બ્હાર નીકળી જ ના શકે, તેમાંજ અટવાયા કરે. ૬૨ લૂલી, જીભડી. ૬૮ આચારગૂંચ, —તો આમાં સદાચાર દુરાચાર ભેદ કઈ તરેહ સમઝવો એ રૂપે ય પ્રશ્ન કરી શકો છો. ૮૦ ગિરિગજ ધીંગાં, બુધ્ધ શરીરે પણ કદાવર બલિષ્ઠ તેજસ્વી નમૂનેદાર મ્હેરા-મ્હોરાવાળો નર-શ્રેષ્ઠ હતો. રાહુલ, બુધ્ધનો પુત્ર, જેનો જન્મ થતાંજ સંસાર-મોહને, આ તો વધે છે જો! એમ જોઈ લેતાંની સાથે સાપની કાંચળીની માફક ઉતારી નાખીને પોતે સંન્યાસી થયેલ. ૧૦૭ હિતાર્થ, બહુવ્રીહિ, 'વાકય'નું વિશેષણ. ૧૧૧ સ્વાર્થે સ્વાર્થને લઇને પોતાના સાચાં મત વલણરુચિ આદિ છુપાવનારાં; સામાં માણસે એવાંજ ને એમ નિખાલસ ઉકિતઓ વિષે પણ વ્હેમ ખાઈને તેવીના

અનર્થ કર્યા કરે. ૧૧૫ દૃગશિરકંધર-એ આખી કાયા માટે એક વચન. ૧૪૬ કુલાય, માળો. ૧૫૫ ક્ષુધા–ભુખતરસ આદિ તૃષ્ણા. ૧૭૫ થી આગળ: પિતાથી સવાઈ સંત, સંતથી સવાઈ સિધ્ધ. જે ધર્મ પિતાનો તે સંતનો સવાયો; જે ધર્મ સંતનો તે સિધ્ધનો સવાયો. આમ ત્રણ પગથિયાની અનુમાનશ્રેણિ (સોરાઈટીઝ) વડે બુધ્ધ પ્રશ્નનો ઉકેલ કરે છે. બ્રાહ્મણો ઉપનિષદો બુધ્ધ જિન સમયનાં ચર્ચાત્મક અને ખંડનમંડને ભરેલાં લખાણો અનેકાનેક દલીલો અને ન્યાયશાસ્ત્ર (લૉજિક) ની શુષ્ક યુક્તિપ્રયુક્તિએ ભરેલાં છે. આપણા આર્ય પૂર્વજો માત્ર 'મિસ્ટીકલ' ન્હોતા; ઊર્મિલ તો હતા જ નહીં; કઠણમાં કઠણ શુષ્કમાં શુષ્ક વાસ્તવ હકીકતો ઉપર પૂરી એકાગ્રતાએ પોતાના વિચાર વ્યૂહ રથાપનારા તાર્કિકો પણ હતા. ૧૭૮ હદ, 'લિમિટ', 'બાઉન્ડરી', સીમા. ૧૯૦–૫ આ દાખલો મૂલમાં છે તેવો જ ઉતાર્યો છે. ૨૦૨ ભાવના, 'આઈડીયલ'; એના દર્શન અને આચરણમાં પરિપક્વતા. ચાલુ વ્યવહારના વિનયવિવેકાચારાદિથી આ બોધ એટલો તો ભિન્ન -અરે સામો-કે તે પચાવતાં સ્વીકારતાં વાર લાગે જ. ૨૨૪ વિજન, એકાંત.

**રાજ્યાભિષેકની રાતનું રેખાચિત્ર**

રેખાચિત્ર જ છે, ને તે ય અમુક અંશનૂં જ. આખું વર્ણવવા જતાં તો શિવલાલ ધનેશ્વર, નથુરામ શુક્લ, પિંગળશી આદિની કૃતિઓ જેવું ચારણી લપશિંદર જ થાય.

૧ આખું આકાશ જાણે સીપનો વિરાટ ઢોલિયો હોય તેમાં પૂર્ણિમા કે ચૈત્રી પડવાની સંધ્યા હતી. મહારાજા અભયસિંહજી પુત્ર મહારાજા નિર્ભયસિંહજીનું આખું નામ જ્યાં ત્યાં વાપરવું ના જ ફાવે એટલે ઘણુંખરૂં ટુંકા ૦સિંહ શબ્દે ચલાવી લીધું છે. .૪ દરબાર, એમને ગાદીનશીન કર્યા અને કુલ સત્તા સોંપી દીધી તેનો સમારંભ–આવા દરબાર ઘણુંખરૂં સવારે દશઅગિયારે ભરાય છે. પલટણોનો 'રિવ્યૂ' ઘણુંખરૂં આ પ્હેલાં, ઉન્હાળે તો લગભગ પ્રાતઃકાલથી જ હોય. ભીખારી અપંગાદિનું ભોજન મધ્યાહને કે તે પછી તુર્ત. આ બેક કલાક ચાલે પછી નવા રાજા પાછા સિંહાસને બિરાજે અને એક પછી એક રાજની ભેટસોગાત, એક પછી એક ભાયાત-અમલદારના નજરાણા, એક પછી એક આશ્રિત ભારચારણાદિનાં કવન વગેરે ચાલે. ૧૨ નવઘરો, મંઝિલ.

૨૭ આ રાજકુલ સૂર્યવંશી હતું. ૫૭ જતનનું, રક્ષું. ૬૦ જળઉછાળ; ફુવારો. ૮૬–૮૭ ભૂદેવની કવાયૃતતયાર ફોજ; વ્રત અપવાસાદિ કરવામાં ન્હાનપણથી ટેવાઈ ટેવાઈ તૈયાર સેંકડો બ્રાહ્મણો, ૯૩ સૌ શ્રોતાજનને દુભવતા. ૧૦૦ સલામીની

તોપો. ૧૪૪ કરતિ પથ્ય: અમારા ખાનગી અને જાહેર જીવનમાં–ગૃહમાં, અર્થોત્પાદનમાં, રાજ્યમાં,–અનેકાનેક રિવાજો એવા છે કે તે દોષોથી ખદબદે છે; પણ અમારામાં કંઈક એવી શક્તિઓ ય છે, જેને લીધે એ દોષો અમને નથી નડતા, એ રિવાજો અમને પથ્ય થઈ જાય છે. પરંતુ એ અમારી શક્તિઓ મળે નહીં એવી પ્રજાઓ અમારા આ રીતરિવાજોનું અનુકરણ કરવા જાય છે, તેમને તો તે ખૂબ જ નડે છે. અમને હિતાવહ નિવડેલા એ અમારા રીતરિવાજો એ નકલિયાઓને તો અહિતકરજ નીવડે છે, કેમકે અમારામાં તેમનાં વિષ પચાવવા જેરવવાની શક્તિઓય વિકસેલી છે, જે તેમનામાં બીજરૂપેય હોતી નથી. ૧૯૧ લોઢાંની ટક્કરથી તણખા ઝરે છે, તેમ ભાવનાઓને અન્યોન્ય લડાવવાથી ય ઝરે છે. ૧૮૮ વરાન્વય, ઉચ્ચ-કુલ, પદવી, અધિકાર, આદિ. ૨૦૨ પરિધ વાંચવું. હિંદ અને હિંદી જનતાનો ભાવિ ઉધ્ધાર રાજાઓ ઝમીદારો અધિકારીઓ ઉચ્ચ કુલ પદ સ્થિતિ આદિની સુધારણા ઉપર અવલંબે છે, આ શિષ્ટ વર્ગો જેટલા સુધરી શકે તેટલો જ હિંદ ચડી શકશે,— વગેરે આખું દૃષ્ટિબિંદુ જ ગલત છે, જો કે આ બાબત લાટ સાહેબના વસિંહના કે તેમના વર્ગવર્તુલમાંના કોઈનાય ધ્યાનમાં જ નહીં. ૨૦૪ ક્રમોચિત, શિરસ્તામુજબનું ગણાય ખરૂં કે નહીં. ૨૨૫ મુજ નામવર, 'માઈ લૉર્ડ'. ૨૨૭ સં. ભજ ધાતુ. ૪૧૧ કામરૂપ, ઈચ્છો તે રૂપ ધરી શકે એવું. ૪૨૪ નિભૃત, એકાએક દેખાય જ નહીં એવાં.. . ૪૬૭ અનુયોગ, અને મિહિર રાણી આ વળી શેનું નોતરૂં દે છે એવો અનુક્ત પ્રશ્ન સૂસન મુખે જોઇને વસિંહ કહે છે. યુરોપમાં મુખ્યત્વે યુવકયુવતી પાર્થિવ નૃત્યસંગીતની ધૂનમાં મચે છે, હિંદમાં આબાલવૃદ્ધ ભાવુકો ઠંડા પ્રહરોમાં ભજનોનાં નૃત્યસંગીતની ધૂનમાં મચે છે જો કે આપણે ત્યાં આ ધૂનનો અનુભવ ઘણાખરાં—નાચીને નહીં— બેઠાં બેઠાંજ મેળવવો પસંદ કરે છે. યુરોપી પાર્થિવ નૃત્યસંગીતની ધૂન ઉત્તેજક છે, હિંદી ભજનધુન પાત્રના અધિકાર પ્રમાણે શાંતિપોષક કે નરી જડતાપોષક નીવડે છે. ૪૯૦ તંતુ શકું વાંચવું. ૪૯૨ અર્ધ વિશેષણ છે વટલેલનું યુગનું નહીં. ૫૦૧ ઉત્સ, ફુવારા. ૫૦૩ યુક્તિ-મય વાંચવું.

માજીનું સ્તોત્ર અંજની ગીત. છેલ્લી બે કડી પાછળથી ઉમેરેલી છે.

૪ વિમલ, (૧) ભૂવર્ણને પક્ષે બરફે અચ્છાદિત. ૯ જગન્નાથપુરી. ૨૦ દિવ્ય અક્ષુ, ત્રીજું 'મિસ્ટિકલ' નેત્ર. ૨૨ પતંજલિ પાણિનિનાં વ્યાકરણ સૂત્રોનો એ ભાષ્યકાર જ હાલ મનુસ્મૃતિ કહિયેં છિયેં તે ગંભીર સમાજશાસનાનો કાયદા

ઘડનારે છે, એવું ઘણા પ્રતિષ્ઠિત વિદ્વાનો માને છે. ૩૧ નામી, નામાંકિત.

**અસલનેરનાં નૂર**

ઝૂલવાળી (એટલે પરંપરિત) લાવણી. જુવો 'ઉગતી જુવાની'. અસલનેર, પુરાણ નગરી, જૂનાગઢ, પ્રાચીન વાડી, પૂર્વજપત્તન, પિતૃલોક, આર્ષ આશ્રમ, આદિધામ, દેવભૂમિ,-એમ અનેકાનેક નામે આપણી ભરતખંડી અસ્લુસૂલ અને વિશિષ્ટ સંસ્કૃતિને વર્ણવી શકાય. નગર-નયર-નેર. ચાંપા-નેર, આદિમાં ઉતરાર્ધ એ જ છે.

૨ નૂર, ખાસ તેજ, વિશિષ્ટતાઓ. ૮ ખાન, ગુલામ. ૯ ભિલ્લ, વાલ્મીકિ. મ્હાર, દક્ષાણી ઢેડ. (ઢેડ શબ્દનો વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ માત્ર વણસંકર છે.) ૧૫ મહાજન: નગરશેઠ પ્રમુખ અને દરેક જાતની મજૂરી કારીગરી ધંધાના સ્થાનિક આગેવાન સભ્યો એવી સમિતિના હાથમાં પરાપૂર્વથી જ્યાં કેટલીક વ્યવહારુ બાબતમાં કુલ અધિકાર હતો, જે અધિકારને રાજાઓ અને દિવાનો કોટિધ્વજો અને સોદાગરો તમામ માન્ય રાખતા. મીઠી, સમભાવી, કયા વર્ગને શું કહે છે તે પૂરેપૂરૂં ધ્યાનમાં લઇ તેના ઉપાય માટે તેઓ કરે તે આજ્ઞાઓ ધારાઓ. સનાતન સાત્વિક રસમય -ધર્મ, ભક્તિ, બંધુભાવ, સંતપૂજા, વગેરે સ્થાયીભાવો, માણસના ઉચ્ચીભવનને પોષતાભાવો.

**સર્વસામાન્ય મંદિર**

પૂજ્ય ગાંધીજીએ આખી જનતા માટેનું છે એમ કહી એક નવું મંદિર કાશીક્ષેત્રે સ્થાપ્યું ત્યારે, એવું મંદિર તો કેવું હોય તે ભાવનાનું આલેખન, આ પછીના 'પ્રાસંગિક' ગુચ્છમાં પણ મુકી શકાય. પરંતુ ભાવના સનાતન, પ્રસંગ ક્ષણિક, ગેય આને 'ઓડ' લેખે અહીં ગોઠવ્યું. ૧૩ મનુજો વાંચવું.

**ચતુર્થ ગુચ્છ ટિપ્પણ સંપૂર્ણ.**

# ટિપ્પણ

## પાંચમો ગુચ્છ

**સૂત્રવાક્યો**

બ્હાર, 'ફાયર', ગોળીબ્હાર. સ્વેદ થાકથી અન્ય. માણસનાં ચિત્ત અને બુધ્ધિની જાદુગરી, નવી વિવિધતા સમૃધ્ધિ ઉપજાવવાની.

**મંગલાચરણ**

પદ. જુવો 'ઉગતી જુવાની' નાટક. અત્રે શ્રી કિશોર કનક બંસરન એ શબ્દો એ નાટકનાં પાત્રોને પણ સૂચવે છે.

**ચિત્તકડૂ વિનોદો**

ભોગવિલાસ રમતગમત આદિ જેમ વધારશો તેમ તે વધ્યા જશે એટલુંજ નહીં અસંતોષે વધશે; ખેદ, ગ્લાનિ આદિના પ્રસંગોય વધશે. સાદુ જીવન, તપોમય જીવનજ ઉત્તમ: ૪ લાખ ગજ કાપડ. છ લાખ તરેહના ખટરસ.

**નિરાશા સૂર**

પદ. ગમે તેટલાં ઉડ્ડયનો કરો, ગમે તેટલા વિજ્યો ખાટો, ગમે તેટલાં છૈયાં-છોકરાંના પિતા બનો, ગમે તેટલાં પુણ્યકર્મ કરો, જીવન નિ:સાર છે. જેમ જીતશો તેમ નવી બાખડીઓ નવા જંગ આવ્હાન કરશે, જેમાંથી કોઈને કોઈમાં હારશોજ.

**આત્મબોધ**

પૃથ્વીની ચાલ. ઈ. ૧૯૦૦ પ્હેલાંની રચના. જે મહાકર્તવ્ય કરવાનું છે તે એટલો બધો સમય ખાશે કે આખું જીવન તેને સમર્પી દેતાંય તે પૂરૂં સધાવાનું તો છે નહીં, અને તું તો કેટકેટલો સમય બીજા ત્રીજા કેવળ અપ્રસ્તુતમાં ખોયા કરે છે. કઈંક જૂની આદતો કઈંક નવાં પ્રલોભનો ત્હને આડ માર્ગે લઈજ જાય છે. અને એમ ને એમ જો ને, ભાઈ, અર્ધી ઉંમર તો ગઈ યે ખરી. ૬ ખટકી, કાંટો ક્હાડતાં જેમ કેટલીક વાર તે ઉલટો વધારે દુખે છે ને ઉંડો ઊતરે છે તેમ. ત્હારી અક્કલ ત્હારી કલ્પના ત્હારી તમામ શક્તિઓ ઉલટી ત્હને દગો દઈ રહી છે;

**અષ્ટક**

ઓધવજી સંદેશો, એ રાહ. ઈ. ૧૯૦૩. પ્રથમ પ્રકટ ઈ. ૧૯૧૯, હાજી મહમ્મદ અલારખિયા શિવજીએ મ્હારી કનેથી પડાવી લઇને છાપી દીધું–'વીશમી સદી' માં. સંક્રાંતિકાળના બાલકને બે સંસ્કૃતિઓના સંઘટનથી થતી મુંઝવણ. ૧૫ દેહ- મન –અહં–આત્મન્–ૐકાર, આ શ્રેણિ માટે જુવો ગીતા. ૨૭ સાંકળો, વળગણો, 'એટ્રેક્શન્સ', 'એડહીઝન્સ', 'એટેચમેંટસ', એ શબ્દોના મૂલ અર્થમાં; ઉપાધિઓ. ૩૨ એન, ઉત્તમોત્તમ.

**પતિતને**

પૃથ્વી, સૉનેટ. આશરે ઈ. ૧૯૨૫. 'મ્હારાં સૉનેટ' છાપતી વખતે જડયું ન્હોતું. પંક્તિ ૧૩ મી રહી ગઈ છે તે ઉમેરી લેવી:–ન સેવ તું તટસ્થતા: વહન પાર્થિવે સેલ તૂં:

૩ થી ૬ કર્મ પ્રમાણે ફ્લ, કુંદનનો લીટો કસોટી પર ચળકતો પીળોજ પડે, સદાચરણે સુખ અધિકાર આદિ—એ કાર્યકારણતાને તું અનિવાર્ય નથીજ માની શકતો; માનતો હો તથાપિ એ પ્રેયો ત્હને લલચાવતાં જ નથી, એથી ઉલટાં દુઃખોથી તું ડરતોય નથી. તું ખરેખર વાંછે છે બીજુંજ કઇં, તે પાછળની સાધનામાં દૃઢ રહી શકતો નથી, કોઈ ગુરુ ત્હને આમાં મદદ કરી શકે એવી પણ ત્હને શ્રધ્ધા નથી.

**અતલ નિરાશા**.

ઈ. ૧૯૧૯ ૨ શિખા, અત્યારે અત્રે જે પ્રકાશ સાંપડે છે, તે 'દ્યુતિ અખંડ' નથી, ઝીણી લથડતી ને કજળતી 'શિખા' જ છે. ૫ પ્રમાણી પ્રકે, નિશ્ચયે જાણી શકે. ૭ જીવું છું, શ્વાસોચ્છ્વાસ લઈ રહ્યો છું, ન ઉલ્લાસે, ન કુદરતી અનાયાસે, પણ પરાણે. ૧૨ વેદનાનુભવના, દુઃખ પર દુઃખ સહેવાના. ૧૪ નિર્વેદતા, સુખદુઃખ કશું જ ન કળાય એવું બૂઠાપણું.

**અચલ શ્રદ્ધા** ઈ. ૧૯૨૬

**પ્રાર્થના**

ઈ. ૧૯૨૫ આશરે. અષ્ટકથી ષટકને જરા વધારે છૂટું પાડી દેવું. ૧૨ વિલાસિ, મૂલ અર્થ લેવો. ૧૩ ત્હને ચુકવવાનું એ ઋણ ત્હેં મ્હારે ખાતે ઉધાર્યું, મ્હારે માથે લાધ્યું. તો એ ચુકવવા પૂરતી શક્તિ આપો!

**ના લહ્યો** પદ ઇ. ૧૯૨૨.

**હા જી! હા જી!**

ખંડ મંદાક્રાંતા. ક્રિસ્ટીના રોઝેટ્ટી કૃત 'અપહિલ' ના અનુવાદ, 'લિરિક' માં મુકવા કરેલો, પણ તેમાં ન મુકાયો.

**અતિથિ**

પદ. ઈ. ૧૯૨૩. ૩ જેની મોહની. ૫ જે તંતુ, ઉપાધિમોહ, જેનાથી મમપરભેદ પોષાય છે, અભેદભાવ વા બંધુભાવ હણાય છે. આ હાડકું હું ચાટું તોય ભલે સામે મ્હારો ભાઈ ચાટે તોય ભલે, એમ જે શ્વાનજોડ માની શકે, તે એક બીજા સામે ઘુરકે લડે નહીં.

**ચઢયે જતો**

સૉનેટ આ અને આ પછીનું બંને સાથે, કયારે તે યાદ નથી. ગુલબંકી.

૧૦ અગ્રયાત્રિધ્વાન: પોતાથી આગળ ગયેલાએ ગાયેલાં. ૧૩ ઘટાની છતમાંથી વિરલ નક્ષત્રો.

**પૂર્વયાત્રિઓને અંજલિ**

વસંતતિલકા. બે લીટી ઇંદ્રવંશા. સૉનેટ. ૧૪ દયાળુ, તેમ આશાળુ.

**વૃક્ષોની દશા**

પૃથ્વી સૉનેટ. ૩ વાહ ! એક ગુરૂ. ૮ કશી, કેવી અણધારેલી. ૧૦ શિશુ, કુટુંબ કે મંડળમાં પોતાથી ન્હાના તેમના હક્ક.

**કીટસની ઓડમાંથી**

પૃથ્વી. સૉનેટ. જુવો 'લિરિક' પૃ ૩૯-૪૦. કીટસની આ ઓડ છે 'નાઇટિંગેલ ઉપર' એ નામની. ૧ કાનન, જંગલ. ૧૪ જેનું અસ્તિત્વ એક રાતનું જ એવા; અતિ અલ્પ સમય ટકીને વિસરાઇ જતા. ૨ વનમાં જેનું ઘર એવો.

**નિદ્રાને વીનવણી**

શિખરિણી. સૉનેટ. ઈ. ૧૯૦૧. કેટલોક ભાગ વર્ડ્સવર્થના સૉનેટની થોડી પંકિતનો તરજુમો છે. ૩ કરકમલ જેવડ. ૪ ઢબુડવું, દાબી દેવું, ઢાંકી દેવું, બાળકને ઓઢવાના વસ્ત્ર તળે ઢાંકી દઇયે છિયે જેમ. ૫ અહિપાત્ર, નાગફણાવાળાં કોડિયાં. ૭ હરિત, લીંબુ, એટલે (ગુણ ઉપરથી ગુણિએ ન્યાયે) તાજું ઘાસ, લીલોતરી. ૮ કલભી : હાથીકન્યા; ન્હાની ઉંમરની (સુકુમાર અને હાલતાં ચાલતાં ગેલ કરતી) હાથણી. ૧૩ અતિકથ, અવર્ણનીય.

**નિદ્રાને**

પૃથ્વી. સૉનેટ. ઈ. ૧૯૩૦ આશરે. ૨ મૃદુલ-અંગુલી અટકાડીને દૃગનાં પોપચાં બંધ કરનારી. [મૃદુ+લાંગુલી નો વિશેષણ થાય, અને અન્વયમાં કૃદંત પરસિ માટે કર્તા જોઇએ, એટલે મૃદુલ+અં. જ ખરૂં છે.] ૩ દિવસે ચોતર્ફથી આંખમાં તેજભાલાં ભોકાયા કર્યાં છે, તેની વ્યથા, હે ધેરી છાયા દાબી દાબીને હરનારી જાણે ઘાબળી દાબતી હો એમ. હે મૈયા, તું આટઆટલું કરે છે તે બસ નથી. ઉપરાંત આટલું વિશેષ કર, નહિં તો.........૭ મી પંકિત પૃથ્વીતિલક.

આખું એક પ્રશ્નાર્થ વાકય છે, સંકુલ તથા ગુંચવાણિયું. આવી વાકયરચના જટિલ કહેવાય, અલંકારોના સૌન્દર્યથી કે વિષયની આવી જટિલતાનો બદલો વળે ભાગ્યે.

**નિશા અને મૃત્યુ**

ઈ. ૧૯૨૭ કેટલોક ભાગ બ્લેન્કો વ્હાઈટના પ્રસિદ્ધ સૉ. નો તરજુમો છે. એ આખા સૉ.નો વફાદાર તરજુમો શ્રી પૂનલાલે કર્યો છે.

**યમને નિમંત્રણ**

ઈ. ૧૯૩૦ આશરે. ૧ લી લીટી પ્રવેશક છે, છેલ્લી લીટી નિમંત્રણ છે, વચલી બાર એ નિમંત્રણનું કારણ દર્શાવે છે; કુસુમને નિશાનાં જેબી ગહનથી આવો મોટો લાભ થાય છે તો યમના જેબી ભુજપાશથી માણસનેય કેમ જાણ્યું નહીં થતો હોય? વ્હાઇટનું સૉ. કુદરતના એક ઇલાકા ઉપરથી જેવું અનુમાન સૂચવે છે તેવું આ સૉ. કુદરતના એક બીજા ઇલાકા ઉપરથી સૂચવે છે.

**કુદરત અને મોત**

ઈ. ૧૯૩૬ આશરે. મંદાક્રાંતા: સૉનેટ. હે કુદરત, તું અમારી માતા, તો માનુષી માતા બાલકને નિદ્રા આપવામાં જે હેત કલા આદિ દેખાડે છે, તે તું અમને મોતની નિદ્રા આપતાં કેમ ન દેખાડે? ૭ સુગાન્+ગાન સુણ દૂગાન.

**કુદરતપ્રતીક રેવા** ઈ. ૧૯૩૧.

૯ થી ૧૨ વિશુદ્ધ શબ્દથી અમરત્વ લગી આરોહ છે.

**તારાયુગલ**

વસંતતિલક; પાંચ પંક્તિની કડી. વડર્સવર્થની જાણીતી શૈલીની કૃતિ: પણ મ્હારી કૃતિઓમાં એ શૈલીને સૌથી નજીક, એ શૈલીના નમૂના જેવી તો વિશ્વશેખરના ગજરાજ ઉપરનું સૉનેટ છે. શુક્ર અને મંગલ અથવા તો ગુરુ ગ્રહ છે; ખગોળ-વિદ્યાની પરિભાષા પ્રમાણે 'તારા' નથી. પરંતુ કવિતામાં સૌથી વધારે રોચક રોમાંચક શબ્દ તારા છે ને ગ્રહોને માટે પણ કવિઓ વાપરે: તેઓ લતા શબ્દ ડાળ માટે પણ વાપરે; વગેરે. ૪ અગાધરમ્ય દેશ; તહમે ચળકો છો ન ગગનભાગ. ૮ ઇંગ્રેજી કેહવત છે 'પરિચય વસ્તુને તુચ્છ બનાવી દે છે'. ૧૧ તવ ઠેકાણે તમ (તહમારા) વાંચવું. ૧૨ ગાઢતર, વધારે વધારે ઘેરી. ૧૫ ગણબદ્ધ તારકો, નક્ષત્રો. તેજ ઓછાં થતાં જાય છે, છાયા ગાઢ થતી જાય છે, એ મળે ત્યાં તેજ વધારે છે કે છાયા તે કહેવું અશક્ય, વગેરે. જે કંઈ સ્પષ્ટ બિંદુ આગળથી ધીરેધીરે અસ્પષ્ટ, ઝાંખું, થતું થતું છેક અદૃશ્ય થાય, તે સર્વ અનિર્વચનીય અને રોમાંટિક. પૂરેનાજ દેખાય સમઝાય એવું હોઈ સહાય આકર્ષક. સહાય ગૂઢ. ૨૧ યુગ્મ વાંચવું. ત્રિમાસ, આશરે: સપ્ટેંબર અક્ટોબર નવેંબર. બેસતા વર્ષની સવાર ઘણુંખરૂં એ ત્રિમાસમાં આવી જાય. આ વર્ણન મનન છે, એમના એક બેસતા વર્ષ દર્શનનું.

**વૈશાખી પૂર્ણિમા**

ઈ. ૧૯૨૩. પદ. રેવાના સમુદ્ર સંગમ આગળ શુકલ બારસ તેરસથી કૃષ્ણ

બીજ ત્રીજ લગીનું એ અતિભવ્ય દૃશ્ય જોઈ રહેલ યુવક યુવતીમાંથી યુવકની યુવતીને ઉક્તિ. સમુદ્ર તે નર તે પુરુષ રેલા તે પ્રકૃતિ. સહટ પુરુષ; નાવડી, સ્ત્રી; વગેરે.
૭ સામ વેદના મંત્ર કોઈ મોટા શિવાલયમાં મૂર્તિ આસપાસ બેઠેલા સોળ વેદિયા સાથે મોટેથી ગાઈ રહ્યા હોય તેમાં છેક ટોચ લગીનું વાતાવરણ સૂર પૂરે અને એ ઇંટાની દિવાલો પ્રતિશબ્દ કરે ત્યારે જે ઘોર ભર્તા શંખધ્વનિ જામે છે, તેની સાથે મોટી ભરતીમાં ગાજતા ખુલ્લા સિંધુનું ભવ્યગાન સરખાવ્યું છે. આપણી સંસ્કૃતિમાં આપણે વેદશબ્દ માત્ર ઉચ્ચારાતાં તેની આસપાસ જે દૃશ્ય ભવ્યતાના ભાવ ખડો કરી દેવાને ટેવાયલા છિયે તે આપણી પરંપરામાં આ ઉપમેયોપમાન કુદરતી પરંતુ એ પરંપરા બહારના સહૃદય વાચકને તો આ હીનોપમાન પણ લાગે.

**પરિષ્વજન**

આ અને નારાદર્શન પણ તે જ વર્ષે. અહીં પૃથ્વી માદા છે ગગન નર છે; એમનું વિરાટ સુરત કેવું તો સુગુપ્ત પણ છે—વિરાટ અને સૌ જોતું હોય તે વળી ગુપ્ત હોઈ શકે ખરૂં, છતાં છે એ ચમત્કૃતિના અંશ છે. આ વિરાટ સુરત ચાલી રહ્યું છે, બંનેનું જીવન સહજીવન છે. અન્યોન્ય ઓતપ્રોત છે, એ ભાન આપણને વસંત ઋતુમાં કે ગ્રીષ્મમાં, ઉષા મુહૂર્તે કે સંધ્યા મુહૂર્તે, બીજની રાત કે ઘોરઅંધારી રાતે એટલું સ્પષ્ટ થતું નથી. એમ કેમ? આપણે કુદરતી રીતે જ વસંતને ઉષાને સંધ્યાને બીજને પોતાને જોવામાં પડી ગયા હોઈયે છે; અને ગ્રીષ્મ એટલી હેરાન કરે છે કે તેમાં આપણે કશું જોતાં નથી. ઘોર અંધારી રાતમાં કશું જ દેખાય પણ નહીં મતલબ કે કોઈ વધારે નજીકના કે વધારે ધ્યાન ખેંચનારા દૃશ્યની ગેરહાજરીમાં જ આપણે કુદરતની ગંભીર ઉંડી મુદ્રાઓ જોઈ શકિયે. ખૂબ યાદ રાખવું કે 'સુરત' એટલે આ કાવ્યોમાં સહજીવન સહધર્મચરણ, બે કાયાનું આત્મામાં અદ્વૈત; પેલા મલ્લિનાથાદિ મધ્યકાલીન રસિકો (') જે સંકુચિત અને માત્ર લિંગપ્રધાન અર્થ કરે છે, તે ન લેવો.

૧૧ લસિતને બદલે લસત અથવા લલિત વાંચવું. વિધુ અને વાદળીનું સુરત પણ જ્યારે ચાલી રહ્યું હોય ત્યારે ગગન પૃથ્વીના આ વિરાટ સુરત ઉપર એ લઘુ દૃશ્યનાં ખાસ લક્ષણો પુષ્પવૃષ્ટિ આદિ રૂપે થતાં આપણે ગ્રહિયે, પરંતુ ખરી રીતે એ તો એ લઘુ સુરતનાં જ લક્ષણો છે, તેઓ આ મહાસુરતના સાક્ષી હોઇ તેને આમ વધાવે છે વગેરે કલ્પના આપણે કરિયે તે આપણે કર્યા જ કરિયે છિયે તથાપિ આપણી ઊર્મિલતા માત્ર છે, વાસ્તવિક દર્શન ના ગણાય. કેટલાક કહે છે કાવ્ય

સુબોધ જોઈએ. સૂક્ષ્મ અને ઊંડાં નિરૂપણો તેમની સૂક્ષ્મતા અને ઊંડાઇના પ્રમાણમાં મંદ અધિકારીને દુર્બોધ રહે જ.

**નારાદર્શન**

હિળક કૃત આરિયૉન વાંચીને લખ્યું. ચાર્લ્સ ટે. ટર્નર કૃત "ઑન ટુ ધિ બીચ ધિ કવાયટ વાટર્સ ક્રેપ્ટ" એ મહાસાગરનાં જલોની એક મુદ્રાનું વર્ણન છે. ત્યારે અહીં 'નારા' તે કે બીજાં કોઈ જલ નથી. 'પૃથ્વી પાણી આકાશ તેજ ને વાયુ' એ પંચભૂતોમાંના આદ્યને-નારા અયનં યસ્ય એ નારાયણ શબ્દની વ્યુત્પત્તિ ઉપરથી "નારા" નામ આપેલું છે. હિરણ્યગર્ભ-આદ્ય તૈજસ અંડ-ની પણ એ જનયિત્રીને અહીં કવિકલ્પનાબલે નિરખવાવર્ણવવા જેવો તેવો પ્રયત્ન કર્યો છે. 'બીજી ધારા'માંનું ટિપ્પણ ભ્રામક છે. એ ઇંગ્રેજી કૃતિની આમાં છાંટ માત્ર છે. રવિ, સલિલ, અભ્ર, અનિલ, વ્યોમ આદિ શબ્દો વાપરવા પડયા છે પણ એ તો કશું ય નહીં, એમના અસ્લુસ્લ રૂપો જ વિદ્યમાન, તે સૃષ્ટિનિર્માણના પ્રભાતકાલનું વર્ણનદર્શન માનવ વાણી કરી શકે પણ બીજા કયા શબ્દો વડે?

**સાહસોત્સાહ**

૧૯૪૧. પૃથ્વી. અષ્ટક એક યુવાનના મનની ઘટભાંગનું આલેખન છે. ષટક તે ઉપર કવિનું મનન છે. સાહસોત્સાહરહિત જીવન સળેલું જ.

**ઉદયોન્મુખ નવ-યુવાનને**

આ બીજા એક યુવકને અભ્યાસ પૂરો કરી દુનિયામાં પડવા તત્પર છે તેને સલાહ છે. શ્રી ડોલરરાય ર. માંકડે આ સૉનેટ ઉપર સમજુતી અને ટીકા અને બીજાઓની ટીકાની તપાસણી ઊર્મિ માસિકમાં લખી હતી.

૧ આશા; શ્લેષ. ૬ બલ; છાતીનું જોમ. બીજો શ્લોક એક 'સોરાઈટીઝ' છે. ૯ પણ આ નિયતિશૃંખલા જ્યોતિ છે, માર્ગદર્શક છે.

**નવા ક્ષેત્રથી ભડકતાને**

આ એક ત્રીજા યુવક બંધુને લખેલ. ૧૦ સુખદુ:ખ આદિ દ્વંદ્વો છે; તેમને સામસામે અથડાવવા લડાવવાં એમાં સાર નથી; એમ તો એ વસમાં થઇ પડે. દ્વંદ્વોને તરી ઉતર, તેમની પાર જો અને એ પાર પામ. મેઘજનક સિંધુના જનક નદો; ને નદોના જનક પાછો મેઘ. આ ચાર પેઢીના વર્તુલમાં પુત્ર પાછો પ્રપિતામહ છે. પ્રપિતામહ પાછો પુત્ર છે. વૈરાટના લય ઠાઠ આદિ આ પ્રકારના છે.

**એક હાય**

જીવન્મુક્તિ, આપદ્‌ગ્રસ્ત સજ્જનને, અને એક વૃદ્ધતર મિત્રને એ ચાર જુદા જુદા બંધુઓ વિષે છે. છેલ્લી કૃતિ વિધુશેખરન્ પ્હેલાં અને આ ત્રણ પછી મુકવાની છે. આ ચારમાંથી એકે બંધુ અત્યારે હયાત નથી. ઉપલા ત્રણ સૉ. ના નાયકો હયાત છે. મૈયાની સેવા, અને ધર્મપાલન એક પત્ર, જેને મોકલેલાં તે બે પણ હયાત છે.

એક હાયમાં પૃથ્વીની પંક્તિ બેજ, બાકીની પૃથ્વીતિલકની છે.

**જીવન્મુકિત**

૧૯૩૫ પછી. અષ્ટક મૂલ પત્ર મળેલો તેનો સાર છે. ષટક તેના ઉત્તરનો સાર. વસંતતિલકા અને ઇંદ્રવંશા. ૮ મી પંક્તિ મંદાક્રાંતા. ૪ સાજા સારા દાંતને ઉખેડી નાંખવામાં આવે અને જે અત્યંત દર્દ થાય તે પ્રકારે તેણે આ સર્વ કર્યું છે. સ્વકિય કોઈ પણ આ બધા બનાવ દરમિયાન મ્હારી કુમકે ન આવ્યા. ૧૪ ધર્મ (૧) ધર્મબોધનાં શિક્ષણથી, (૨) યમની શિક્ષા સઝાર્થ', શીખાય તે પ્હેલાં આજ સત્ય છે તે જાતઅનુભવે આજથી પાકું શીખી લ્યો. આજથીને ઠેકાણે આપથી શબ્દ પણ ચાલે.

**આપદ્‌ગ્રસ્ત સજ્જનને**

વિયોગિની વૃત્ત. ૧૪ મૉડ, માથાનો મુકુટ. ૨૦ ગાત્ર: કાયા.

**વિધુશેખરન્**

કોચીન રાજ્યના આ વૃદ્ધ ગજરાજની આ હકીકત છાપામાં વાંચીને. ૩ અલિક, કુંભસ્થલ. દક્ષિણમાં ઘણા શુભ પ્રસંગો તે માટે ખાસ નિર્મેલા (અને પ્રસંગ પત્યે વિસર્જન કરાતા) જેવા પ્રસંગ તેવા માંડવા શમિયાણાઓમાં ઉજવાય છે. ૧૪ ઉત્તરાર્ધ આ સૉનેટને વર્ડસ્વર્થની જાણીતી શૈલીનો નમૂનો બનાવે છે. અનુકૂલ પ્રસંગ વિષયાદિ પસંદ કરી અમુક કવિની શૈલીની ખાસિયતોવાળી કૃતિ તે ઉપર રચવી, એ સેવાક્ષેત્ર ગુજરાતી કવિઓએ હજી જોયું પણ લાગતું નથી. ગમે તેવા ઉત્તમ અનુવાદ કરતાં આવા નમૂના વધારે રસિક બની શકે, કેમકે વિષયાદિ લેખકના દેશકાળના હોય, વિદેશી અને અપારચિત ના હોય.

**અહો હરખ**

૪ વરજ, વર્જ્ય. ૯ સહજભાવે, કુદરતી. ૧૪ પૃથ્વીતિલક. જનિ: માતા. દિલને, જીવને, આત્માને, સખાને, સખીને, બંધુને આવાં સંબોધનકાવ્ય, વાસ્તવિક સંબોધનો હોય, અગર સંબોધન માત્ર એક યુક્તિ કે શૈલી હોય.

**શેક્સ્પીયરનું એક સૉનેટ**

ઈ. ૧૯૩૭–૩૮. વર્ષો પ્હેલાં 'દુકાળ' લખ્યું ત્યારે હૅમ્લેટમાંથી 'ટુબી ઑર નૉટ ટુબી' એ જાણીતા ભાષણનો અનુવાદ મુક્ત (મહાભારતી) અનુષ્ટુપમાં લખ્યો હતો. તે આ સંગ્રહમાં નથી છાપતો. ૧૩ મધુર, પ્રણયનું વિશેષણ ગણાય, હે મધુર, હે મધુરી, એમ પણ લેવાય. શેક્સ્પીયરે આ સૉનેટમાલા લખતાં પોતાવિષેની અંગત વિગતો એમાંથી કઢાડવા ઈચ્છે તે વાચકો ભૂલભૂલામણીમાં અટવાયા કરે એવી સાવચેતી રાખેલી છે અને તેમાં એ મહાકવિ એટલો ફાવી ગયો છે કે મ્હને પણ આ મુદ્દાના શબ્દ વિષે આવી સંદિગ્ધતા રાખવી રુચી છે. ધનંજય શબ્દ મ્હારો છે. આપણા વાચકોને કેવળ તરજુમિયા શબ્દ કરતાં આવો વધારે અસરકારક.

**નદી ચાલે ખાટમાં**

'ફુ:તી જવાની' માં શિરીને નાચતાં ગાયેલું ગાન.

**પ્રણયનું કામણ**

ઇ. ૧૯૩૩. શ્રદ્ધા શ્રદ્ધાને વ્હેમ વ્હેમને પોષે તેમ તેમ મૈત્રી વજ્રલેપ બને; અને સામીબાજુ આણવિશ્વાસમાંથી ઢાળવાળી આ "અવની" માં કટ્ટી શત્રુતા પણ જામે.

**એ ત્રિપદ સૂર**

ઇ. ૧૯૩૭. પુત્ર પૌત્ર વધૂને પુત્રી પૌત્રી વરને ઘરડા બ્હેરા વડીલ આગળ પ્હેલી વાર પગે લગાડવા આણે તે પળનું ચિત્ર; ત્ર્યંબનાં મનન સાથે. રહસિ (સં.) ખાનગીમાં. ૧૪ શ્રોત્ર બોલે—શ્લેષ પણ લેવો.

**મેયાની સેવા**

'ખતી'ની માફક આ કૃતિ પણ હવે તો જૂના ઝમાનાની વધારે વધારે લાગતી જશે. આમ કાળપ્રવાહે ઝાંખી પડતી ના જાય, તેજ ઉત્તમ કવિતા અને કલા. કવિતાની બોધપ્રધાન (ડાઇડૅક્ટિક) જાતિ ઉતરતીજ ગણવામાં આવે છે, એક તો આ કારણે. બીજું કારણ આ કે એક દેશી અર્ધસત્ય (વન સાઇડેડ હાફ ટ્રુથ) જેવો ના હોય તે બોધ અતિવિરલ. પોતાને અનુકૂલ નહીં એવી પ્રવૃત્તિને સૌ 'આંધળિયાં' (પં. ૧૪) વા બીજી ગાળ દઈ શકે. અને તે છંદમાં ગુંથેલી હેવાય તેથી કઇં વધારે વજનદાર ના બને. નિવૃત્તિમાર્ગ પ્રવૃત્તિમાર્ગ કોઈપણ માર્ગે પ્રગતિ કરતાં બંધુભાવનેજ પ્રધાન ગણ્યો. ઈ. ૧૯૦૯. અમદાવાદના એક યુવક મંડળને ઉદ્દેશીને. તેમાં પ્રો. સ્વામીનારાયણ, શ્રી હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ આદિ મુખ્ય હતા.

**ધર્મ પાલન : એક પત્ર**

સુરતના એક યુવક મિત્રને. ઈ. ૧૯૨૭.

**એક વૃદ્ધતર મિત્રને**

ઈ. ૧૯૩૬. ત્રણ આર્યા, ચોથી કડી સોરઠો. ૭ ભાવિના આભા ગગનને તિમિર આવરી લે છે. ૮ ઉદ્યોત: હે આત્મદ્યુતિ. શેકસ્પીયર વિષે ઉપર લખ્યું છે: મેં આવી કોઇ કોઈ કૃતિમાં તે માણસના પોતાના નામનું સૂચન કર્યું તો છે, પણ એવી રીતે કે જાણતો હોય તેજ પકડી શકે.

**ગાંડા ગુજરાતને**

એક લખપતિ ગુજરાતીએ એક મોટી સંસ્થાની સ્થાપના માટે ભારે રકમની સખાવત ગુજરાત બદલે દખ્ખણમાં કરી. ગુજરાતીને નહીં દખણીના હાથમાં આપી ત્યારે. આ દાખલા તો બનતાજ રહ્યા છે. હજી ધનાઢ્ય ગુજરાતીઓની આંખ ઉઘડતી નથી. દખ્ખણની અને બીજી કેટલીક "અખિલ ભારત"ની જૂની અને વિકસેલી તથા પ્રતિષ્ઠિત બનેલી સંસ્થાઓના વાર્ષિક આવકખર્ચ હિસાબ પ્રથમથી આજ લગીના તપાસો. ૯૦ ટકાથી વધારે પૈસો ગુજરાતીઓએ આપેલો નીકળશે. એ સંસ્થાઓના (પગારદાર) ઉપરીઓ અધિકારીઓ ચાલકો અને સેવકોમાં તેમ એ સંસ્થાના લાભ મેળવી મેળવીને ગુજરાતીઓ સામેજ હરિફાઇ કરવા બહાર પડતાં યુવકયુવતીઓમાં ગુજરાતીઓની સંખ્યા અલ્પજ જણાશે.

**પ્રિન્સ ઓફ વેલ્સને આવકાર**

ઈ. ૧૯૦૫. ૧૨ તમ સુનામ. એ સારો પ્રયોગ નથી. જામ શ્રી રણજિતસિંહજી ગાદીએ બેઠા ત્યારે પણ મેં આવી એક ટુંકી પ્રાસંગિક કૃતિ લખી હતી તે જામનગરમાં શ્રી હાથીભાઈ તે વખતે ચલાવતા હતા તે માસિકમાં છપાઇ હતી. નકલ મ્હારી કને રહી નથી; તેમ એ છેક પ્રાસંગિકજ હતી. ન મળે તો ય કંઇ ખોટ જવાની નથી.

**પ્રથમ મહાયુદ્ધનો આરંભ**

૩ નિશા+અંત. ૪ અમને તે વખતે અમારાં ભાવિ આવાં થશે ને આવા આવા અમારા ઉદય થશે એ સ્વપ્નાં અત્યંત વહાલાં લાગેલાં. ૭ સ્વજનભક્તિ. સ્વભૂમિભક્તિ. ૧૪ લાખલાખાં જુદાં જુદાં ક્ષેત્રોમાં મળીને લડાઇમાં ભાગ લીધેલો એવ. હિંદીઓ આશરે પંદર લાખ. મજૂરો નોકરો ખચ્ચર, ઘોડા ઊંટ આદિ સાથેના, વળી ઇજનેરો, દાકતરો, આદિ જુદા. આ સર્વમાંથી યુદ્ધ દરમિયાન ખપી ગયેલા દોઢ બે લાખ. હિંદી ઉપરાંત ઇંગ્લાંદ, ફ્રાન્સ, અને અમેરિકાના લશ્કરોમાં પણ કેટલાક

હિંદીઓ ધુસેલા. બ્રિટિશ નૌકા સૈન્યમાં ધુસેલો એક પારસી જટલાંડના નૌકાયુદ્ધમાં હાજર હતો. છેવટનો ભાગ મોડો લખાયલો એટલે આ કૃતિ ભણકાર પ્હેલી ધારામાં મુકાયલી નહીં.

**સૈનિક**

'લિરિક' પૃ. ૭૨-૭૫. ૮ વારિ, સ્વચ્છ, ધૌત: સ્થૂલ પાણીનો અર્થ તો ગૌણ સૂક્ષ્મ અર્થ એટલે સંસ્કૃતિજ પ્રધાન અર્થ. ખાસ જુવો કે વિરાટ આત્મા સાથે ભળી ગયા પછી પણ આ આત્મા બ્રિટિશ સંસ્કૃતિનો સાત્ત્વિક પ્રચારક હશે એવું આ કવિનું ભાવનાદર્શન છે; આપણી સંસ્કૃતિનાં અદ્વૈત કે સાયુજ્યમુક્તિ જેવું નથી. ગુલબંકી. સૉનેટ.

**છેલ્લો મહાવિગ્રહ**

પદ. ૪ અતિલોભી, 'ઍમ્બિશ્યસ.' ૫ દટાઈ રહેલો હતો તે. ૮ ઈન્ફ્લ્યુ-એન્ઝાના રોગચાળામાં.

**પ્રણય પ્રશસ્તિ.**

ઝૂલણા. 'લિરિક'માં "સુંદરીઓ" એ અનુવાદ જુવો. એ પ્રકારનાં દૃષ્ટાંતો આ મ્હારી સ્વતંત્ર કૃતિમાં લઈ લીધાં એટલે તે અનુવાદ આ સંગ્રહમાં નથી લીધો. સામ્રાજ્યની પશ્ચિમ ઉત્તર છેડાની રાજધાનીથી ઠેઠ પૂર્વ દક્ષિણમાં આવેલી ન્યુઝીલાંડ આફ્રિકા, હિંદ, સામ્રાજ્યના એકે પ્રદેશમાં આ થપાટ નથી ગાજી રહી એમ નથી. કચે દેવયાનીનું જીવન ધૂળ કર્યું તો દેવયાનીએ કચનું પણ ૧૦ માર્સ, યુદ્ધદેવ; વીનસ, સૌંદર્ય અને પ્રેમની દેવી. અને એ એ દેવકથામાં પતિપત્ની ગણાયાં છે. પતિનું ખપ્પર ભરાયું એટલે પત્ની પોતાનો ભાગ મેળવવા બ્હાર પડયાં. સદાયુવક 'યૂથ ઈન્કાર્નેટ'. એડવર્ડ ઇંગ્રેજી ગદ્યના તે અમર નમૂના રૂપ ભાષણમાં આખા સામ્રાજ્યની રજા લીધી, તેજ દિવસે આ કૃતિ લખી.

**ચાલતા મહાયુદ્ધનો આરંભ.**

ઉપલી ચાર લીટી ચાલતા યુધ્ધ માટે લખાયલી લખાવાની તમામ કૃતિઓ માટે સૂત્રવાક્ય. એ અને ચીન ઉપરની કૃતિ લખ્યાં ચીનનો 'જનરલિસ્સિમો' (મહા સેનાપતિ) મૅદામ ચ્યાન કાઇ શેક સાથે હિંદમાં આવ્યો ત્યારે. અભ્યસ્ત સ્ત્રગ્ધરા. પછીની કૃતિ સૉનેટ; પૃથ્વી. ૬ કુવિગ્રહ, અધર્મયુધ્ધ, મલિન આયુધો, 'ગૅસ'; ઇસ્પિતાલો રેડક્રોસચમૂઓ અશસ્ત્ર વસતી ઉપર બામ્બ અને ગોળીઓની વૃષ્ટિ વગેરે; અહીં રોગ જંતુઓ વિષે પણ લખ્યું છે, જો કે આ યુધ્ધમાં હજી લગી એ અસ્ત્ર

વપરાયું જાણ્યું નથી. સામી બાજુએ શરણે આવેલા દેશોની વસતીને પૂરેપૂરી દાબી દેવા અને પોતાના ઉપયોગ માટેનાં ઉત્પાદન તેમની પાસે ગુલામો હોય એમ કરાવવાને જે કેર ગુજારવામાં આવે છે તે ય કુવિગ્રહનો એક અતિ દુષ્ટ અને ઘાતકી પ્રકાર છે. ૬૨ અલખ અગણિત, લેખું ના થઈ શકે એટલા લાખ.

**માનવ કંદુક ચંપાતાં.**

પદ ૪ હરખે કાંપે; હરખે છે, કંપે છે; હરખથી કંપે છે. ૧૦ વ્યક્તિવ્યક્તિના, 'ગેરિલ્લા વિગ્રહ', યુગોસ્લાવિયા અને ચીનના જેવો ૧૮ સપરાણો, વધારે પ્રાણથી અજિત છાતીએ.

**હિટલર વિજય પરંપરા.**

ખંડ ઝૂલણા. 'પ્રસ્થાન' માસિકમાં જે ટિપ્પણ આપ્યું છે તેના ચોથા ભાગ જેટલી જગા પણ અહીં મળે એમ નથી. વાચક હકીકત જાણે છે અગર જાતે મેળવી શકશે એમ માની લઈને જ આ ટિપાણ લખાય છે. ૬ જગત ભેળવું; તેમાં ઘમસાણ પાડવું. ૭ 'બ્લિટ્ઝ' શબ્દને છઠ્ઠી વિભક્તિનો રા પ્રત્યય લગાડ્યો છે; બ્લિટ્ઝવાળા, બ્લિટ્ઝકારમા. ૭ વાઢ, વૃધ્ધિ (મરાઠી શબ્દ), ગુજરાતીમાં ઓછો વપરાય છે. ૮ તારા, નેત્ર. તારા-કીકી એ અવયવ ઉપરથી આખું અંગ. ૧૫ યુગલ, ઇંગ્લાંદ અને ફ્રાન્સ. ૨૩ મંદાર પુષ્પ ભૂલોકનાં નથી, ઇંદ્રના નંદનવનનાં છે, અલૌકિક યશોધવલ પુષ્પોની માલા. ૨૪ ઓશિયાળા; નમતું આપવું પડ્યું. ૨૬ હે નપુંસક, નોર્વે રાજધાની ઑસ્લો લ્હારો છળકવલ, કપટકૉળિયો. ૩૫ પક્ષ, માસાર્ધ. ધટોત્કચની રીતે. ૩૬ આજ, ઈ. ૧૯૪૦, મે માસ, તા. ૨૭, મધરાત. ૫૨ મયગલ, ગજરાજ. ૬૦ શમ જેનું ધન, જેનું સર્વસ્વ. ૬૧ શાર્મણ્ય, જર્મન. ૬૪ યૂરપે, કેટલીક નકલોમાં પ્હેલા બે અક્ષર ઝાંખા છે વા નથી જ. ૭૦ બર્બર શબ્દ બંગાળી મરાઠી આદિમાં 'બાર્બરસ' 'બાર્બેરિયન' ઉપરથી, આપણેય એને અપનાવવો.

**પ્રલયાર્ત્તિથી.**

અકળભાવિ લગીના પાંચ મણકાને એક કૃતિ ગણવી. બીજા શિવાયના ૪ મણકા સૉનેટ છે; વચલું પૃથ્વી છે; અગલાં પાછલાં બે શાર્દૂલવિક્રીડિતઃ તેમાં બીજા અંતે આર્યા છે.

૫ ભીષણ અને ભયભર્યાં માણસાં (તુચ્છાર્થે નાન્યતર) સર્વત્ર વિકટાગ્રહે કેર વર્ષા રહ્યાં છે. ભયભીત માણસ અને પ્રાણી (સર્પ જેવાં) ભયાનકે બની જાય એ

ધ્વનિ છે. કવિનાં નેત્ર: મેઘના ઘન કાળાં વાદળાં જામી જાય તેમ ઉરે શૂન્યતા વ્યાપી રહી.

**એ સૌથી વિફરી.**

૬ સંજ્ઞા, ભાન. છેલ્લી બે પંક્તિ આર્યા છે જે ગેય છે. એ કારણથી અથવા પંક્તિ બે નથી ચાર છે એમ, આ સૉનેટ નથી.

**સજીવ નથિ તો.**

પ્હેલા વાક્યમાં કર્તા છે એ કુદરત. ૫ માનવ ચિત્તને. ૧૨ ગહર, ઘેરી.

**જાગ્યો ત્યાં.**

૨ ઘનઘાગો; ઘણ જેવાં વાદળાં, અનિલની અમુક ચેષ્ટા બાળક જેવી અમુક ગોવાળિયા જેવી દીસે છે, દરિયો અનેક જાતની ચેષ્ટા કરી રહ્યો છે; બાળકની, કિશોરની, પથિકની, સંધ્યાના અધીરા પ્રીતમની. ૭ હવાવાઘણ, 'ઍયરૅાપ્લેન' ૮ વૈશ્વાનરી, અગ્નિમય. દરેક ભાવનાંશ બીજાનો હરીફ, સૌને હરાવી હડાવી પોતાનું એકલ સામ્રાજ્ય સ્થાપવા આતુર, બીજાની સત્તાનો અસહિષ્ણુ, અને આ અસહિષ્ણુતા ઈર્ષ્યા ઘાતકવૃત્તિને પોતાની પ્રકૃતિ (ધર્મ) જ ગણી રહેતો. બીજા લક્ષણવાળા ભાવનાંશ તેમને પોષતી તમામ કૃતિઓ સાથે અધર્મી, હણવાયોગ્ય.

**શાંતીકુંવર.**

૧ જીસસ ક્રાઈસ્ટ 'પ્રિન્સ ઑફ પીસ' અને 'સન ઑફ ગૉડ' કહેવાય છે. ૧૨ જંગી યજ્ઞ; સળગાવે છે કેવળ લડાઈ; પણ તે 'નેશનાલિટી'નો, આઝાદીનો, 'સિવિલિઝેશન'ના વર્ચસ્વનો કે એવો કોઈ પવિત્ર યજ્ઞ છે એમ ઘોષણા કરી રહે છે.

**સિંધુ હે.**

(૧) પદ. ૩ વિષમ; અતિશય સંકડામણ.

(૨) પદ. ૧૧ રહે વળગ્યા મનુ મનુને. આ ગીતનું મુખ્ય વક્તવ્ય આ છે. ૧૮ મિનર્વા, બુદ્ધિશક્તિઓ અને ઔદ્યોગિક પ્રગતિની દેવી. 'લિબર્ટી', 'ઈક્વાલિટી', 'ફ્રેટર્નિટી,–એ ફ્રેન્ચ રેવોલ્યૂશનની ત્રિપુટ ભાવના અને ઇંગ્લીશ રાજદ્વારી પ્રગતિની ભાવના કે સર્વોપરિ શાસકના હાથમાં સત્તા મર્યાદિત તથા કાયદા બાંધનાર પ્રતિનિધિમંડળે સ્પષ્ટ સોંપી હોય તેટલીજ જોઇએ, રાજદ્વારી આઝાદી એટલે વાસ્તવિક રીતે આ વસ્તુ: એ બેના સંગમથી અર્વાચીન ડિમૉક્રસીનો જન્મ થયો છે. ૨૭ ઇંગ્લાંડને દીધેલું વચન કે છૂટક સંધિ નહીં કરૂં. ૩૦ યમવિરાટ: આખી પૃથ્વી ઉપર સંહાર કરતો મહાયમ. ૩૧ જુવો ગીતા.

**ફ્રાન્સ પડતાં હિટલરના મનઃ**

૩ અમરકીર્તિ ૩૫ જ્યોતિપરિવેશ-'હેલો'. ૧૭ મથક, 'એયરોડ્રોમ'. ૧૯ 'ખાડી'—ઇંગ્લીશ ચૅનલ. ૨૫ બૂટ, જોડા. ૨૬ નૉર્ડિક વ્હાઈટરેસના સુપરમેન દુનિયા જીતે દુનિયાની એવી પુનર્ઘટના કરે, સૌને અધિકાર યોગ્યતાના પ્રમાણમાં વધારેમાં વધારે સુખી જીવન મળે વગેરે વ્યૂહ ઊર્મિલ સ્વપ્નશ્રદ્ધાળુ આશાગંડુ જર્મન મનમાં ફિલસૂફ નીત્શેના સમયથી ઘણું ફેલાયલા, તેનો નાઝીઓએ પૂરતો લાભ લઈ લીધો અને સર્વોપરિ બન્યા. વિશેષ વિગતમાં ઉતરવા જતાં તો અસહ્ય લંબાણ થઈ જાય. હિટલરની પોતાની ખાસિયતો પણ અહીં સ્પર્શેલી છે તે માહિતીય વાચકે મેળવી લેવી. ૨૭ મી પંક્તિ અંતે આશ્ચર્ય ચિહ્ન ઉમેરી લેવું. ૩૪ વિજેતા, ઍટિલ્લા; પછી જંઘિસખાં પણ કેટલાક ઇતિહાસ કહે છે એ વાક્ય બોલેલો. ૬૫ બાગબાં, માળી. ૩૬ તરૂતૃણ-આખા મનુકુલમાંની જુદી જુદી પેટાજાતિઓની શક્તિઓ અને અશક્તિઓનું વિજ્ઞાન. ૪૦ હિંદની કથા-હજાર હાથવાળા બાણાસુર (ઉષાના પિતા, અનિરુધ્ધના સસરા) ની કથા. ૪૩ લિયોપોલ્ડ, બેલ્જિયમનો રાજા. ૮૬ ખ-પુષ્પ-ચય: આકાશકુસુમો અવાસ્તવિક આશાઓ અને ગણતરીઓ અને શ્રધ્ધાઓનો ઢગ. ૯૩ નેતા, સેનાધિપતિ.

૯૬ મી પંક્તિ પછી ઉમેરી લેવાની આઠ:—

ગુમાનિ બ્રિટનો બકે, "ઉદધિસપ્તકે સ્વામિ છૌં,
અહ્યારું જલસેન જર્મનિગળે ટુંપો ઘાલશે,
ન જર્મનિ તૃણાન્ન ધાતુ ટિપુંતેલ પણ ક્યાંયથી પામશે,
લડી શું શકશે જ એ, અમ ટુંપો જિહાં જામશે!"
બતાવું છ બતાવું હૂં. ઉપર પ્લેન ડુબકી નિચે
વચે તુજ જહાજ આટલાંટિકે ડુબે કેટલાં!
ગળૂં મુજ દબાવવા ધસત રે તું ત્હારૂં સમાલ,
દુકાળ અહિં પ્રેરવા ચહત તૂંજ ફસશે દુકાળ!...

આ છાપભૂલ નથી. ટિપ્પણ લખતાં લખતાં નવી ઉમેરૂં છું. અને અહીં જ નોંધી લઉં કે પ્રસ્થાન માસિકમાં આ વિષયના અહીં છાપેલા ઉપરાંત બીજા મણકા છે, તે ઈરાદાપૂર્વક છોડી દીધા છે. એ ઉતરતા મણકા મ્હારી કવિતાઓમાં કોઈએ છાપવા નહીં. સામી બાજુ, આ મણકા પછી અને રૂઝવેલ્ટના મણકા પ્હેલાં મ્હારી

યોજનામાં એક મણકો ખૂટે છે, હજી હવે લખવો છે, જ્યારે લખાય ત્યારે. છૂટા છૂટા મણકા જ એક એકથી સ્વતંત્ર કૃતિઓ છે, 'મણકા' નામ જ અયથાર્થ છે, સળંગ માળા કરવી જ નથી, એટલે અહીં વચ્ચે એક કૃતિ રહી જાય છે તેનો બાધ પણ નથી. ૯૭ ઉદધિસપ્તક, 'ધિ સેવન સીઝ', 'બ્રિટેનિયા રૂલ્સ ધિ વેવ્સ'—એ ભાવ. ૯૮ ટુંપો 'બ્લૉકેડ'. ૧૦૧ ડુબકી, 'સબમેરીન'. પછીની પંક્તિઓના આંક કુલ ૧૧૭ નહીં ને ૧૨૫ થાય છે, તે પ્રમાણે અહીં માંડું છું. ૧૦૦ છાપેલ છે તેને ૧૦૮, ૧૧૦ ને ૧૧૮ ગણું છું. ૧૦૫ ફોશ, આગલા મહાયુદ્ધમાં છેલ્લો ફ્રેંચ સેનાધિપતિ. ૧૧૨ જલદરેણુ, પાકા રેવણની બેડી; પૂરેપૂરા હૃદયભંગ રૂપ બેડી. ૧૧૮ તારીખ ૧૮ મી આગસ્ટ છે; ૧૭ મીએ પૂનમ છે. ૧૨૧ આ આગોતરી જાહિરાત એણે કરાવેલી હતી; તે ન પળાઈ ત્યારે સપ્ટેંબરની અમુક તારીખે જયપ્રવેશ એવી જાહેરાત કરી હતી; હિટલરને તો હજી ત્રીજી અક્ટોબરમાં આગળથી તારીખ જાહેર કરવી હતી, પણ સેનાપતિઓએ એને કરવા દીધી નહીં. ૧૨૨ ક્ષણુ: શુભ ટાણું (મરાઠી સણ). ૧૨૫ એહ, અર્થાત બ્રિટનોનું ગુમાન. અને એ તમામ જૂનીપુરાણી કલ્પનાઓ.

**રૂઝવેલ્ટ : ૧**

ઝૂલણા. ૩ મિત્રદ્રય, ફ્રાન્સ ને ઇંગ્લાંદ. ૫ ખર્ચી, ખડી માટે વક્રોક્તિ.

**રૂઝવેલ્ટ : ૨**

અનુષ્ટુપ. ૧ રાજર્ષિ, વાશિંગ્ટન. ૯ તાટસ્થ્ય, 'ન્યુટ્રૅલિટી'. ૧૪ સોળ કલામાંથી અર્ધી પણ. ચૂંટ, ચૂંટણી 'ઇલેકશન'.

**ચીન**

શાર્દૂલવિક્રીડિત. ૩ ફ્રાન્સમાં ફ્રેન્ચ રેવોલ્યૂશન (૧૭૮૯) પ્હેલાંના વર્ષોમાં; કોલમ્બસી ખંડ, યુનાઇટેડ સ્ટેટસમાં ઇંગ્લાંદ સામે સ્વાતંત્ર્યવિગ્રહ આરંભતાં. અંગારાબીજમાંથી વધીને દૃઢ સંકલ્પ રૂપ તારા બંધાય છે જે અચલ ચળકશે. ૬ પાસીફિકતટે નવો તારો ચીન.

**પાદપુર્તિને બુર્ખે**

૧૯૪૦. પૂજ્ય ગાંધીજીના જીવનના એક પછી એક મોટા બનાવ સ્પર્શ્યા છે. નાલ્દ્દ'ઘો; નાલ્દ્દ આઘો. જ્યૂ: સર સૅમ્યુઅલ હોર. ૩ મહમ્મદ અને શૌકતઅલિ. મ્હારો ઉઘર્યા. પ્રોવિન્સિસમાં કોંગ્રેસની અને સર્વપક્ષી મંત્રીસમિતિઓ.

ઈ. ૧૯૧૮ ની પ્ર.

કેળવણી કોન્ફરન્સ માટે ગાંધીજી ભરૂચ આવેલા ત્યારે સાંઝે મોટી જાહેરસભામાં અનેક ભાષણો થયેલાં અને મ્હારા ઉપરે દબાણ થતાં તત્ક્ષણ મેં ભવભૂતિના ધીરોધ્ધતા એ શ્લોકની પ્હેલી બે લીટી સાથે ત્રીજી નવી અને ચોથીમાં એક શબ્દ ફેરવીને આ પ્રશસ્તિ ઉચ્ચારી હતી. પાસે જ સ્વ. આનંદશંકર ધ્રુવ હતા, તે ક્હે...મેં જવાબ દીધેલો: "ભવભૂતિના મૂલમાં એનો ઉપાંત્ય શબ્દ 'દર્પ' નબળો છે જ, પણ ત્હમે પ્રાચીનપૂજકો દોષ જુવો જ નહીં તેનો શો ઉપાય!"–અહીં અક્રિય અને તમોગુણી શાંત નહીં સક્રિય સાત્વિક શાંતરસ સમજવો.

**આધુનિક વરરાજા**

કટાક્ષ કાવ્ય છે; કયારે લખેલું તે નથી જણાવવું.

**બંદાની લવરી**

આને કોઇએ અપદ્યાગદ્યના પ્રતિકાવ્ય લેખે લખેલું ન ગણવું. મ્હેં શ્રી ન્હાનાલાલ કૃત કુલડાં કટોરીને ન. ભો. દી. એ વખાણી ત્યારે તેનું પ્રતિકાવ્ય લખ્યું હતું, પણ તે ફાડી નાખ્યાને ય વર્ષો થઈ ગયાં છે.

**પાંચવારનો રાસ**

જુવો 'ઉગતી જુવાની'.

**બદુમ ગીતાવલિ**

બેટાના બેટમજી વગેરે લાડથેલા અપભ્રંશ જાણીતા છે તેમાં હું 'બદુમ' એ નવો ઉમેરૂં છું. વિધુર આટલો વ્હેલો ના થયો હોત તો દૌહિત્રો મ્હારી સાથે બાળપણમાં વધારે રહ્યાં હોત, અને બાળકો વિષે તથા બાળકો માટે મ્હારી કવિતામાં વધારે કૃતિઓ કુદરતી રીતે આવત.

(૧) ૨ ઘટિ, ઘટમાં.

(૨) ૩ સજ સાહસ વાંચવું. ૬ તરિ, તોપણ; (મરાઠી).

(૪) હિંદવાણીઓ જ્યાં ને ત્યાં જ્યારે ને ત્યારે વળગાડ કલ્પે છે, અને તેને નમનતાઇથી તથા તે રાજી રહે એવું વર્તન કરીને વદાય કરી દેવા મથે છે.

(૫) ૨ અડાણિ: અનાર્ય; 'ગામઠી' તોતડી વગેરે. 'અનાર્ય'નો જાણીતો અપભ્રંશ છે અનાડિ. એની વ્યુત્પત્તિ 'અનાર્ય' શબ્દને બદલે 'અજ્ઞાનિ' માંથી પણ બેસે; શાણું, 'સ–જ્ઞાન'; અડાણું, 'અ–જ્ઞાન'.

(૮) ૭ મૃગ, જાનવરો વનેચરસૃષ્ટિ. ૧૧ દલો પાંદડાંનો પુટ. કુમળાં પાંદડાં

. પોપચાંના ઉપમાન લેખે સૂચવ્યાં છે. ૧૬ મંદાકિની, આકાશગંગા. તારાથી પોતપોતાના ઝુમખાંમાંથી. ૧૭ તારક, આંખની કીકી.

**ઉત્તમ વાચક કોણ**

આ એક કડીમાં આપણી આખી લિપિ—ઍ ઑ અને અં અઃ સાથે આપણી 'બારાખડી' ના તમામ સ્વર, તમામ વ્યંજન, અને કેટલાક જોડાક્ષર સમાવ્યા છે; સાથે લખાણ અર્થહીન કે છેક તુચ્છ અર્થવાળુંય નથી. થોડામાં થોડા શબ્દોમાં આટલું બધું સમાવવાની 'ચમત્કૃતિ' સાધવાને જ આ કડી લખી છે. ૩ પંડભૂતિ: અનુભવ, પ્રત્યક્ષ જ્ઞાન, સ્વાનુભૂતિ એટલે બ્રહ્મજ્ઞાનનો અર્થ અહીં નથી. ૫ કલામ: વચન, સિધ્ધાંત, સૂત્ર. ૭ વસ: વસ્તુ. પૂનાના ગુજરાતી બંધુ સમાજે હસ્તલિખિત સામયિક આદર્યું ત્યારે પ્રમુખ એટલે મેં તેના સૂત્રવાક્ય લેખે એક છપ્પો લખેલો તેમાં તમામ કલાઓને સ્પર્શી હતી. 'બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક' ના બીજા કે ત્રીજા વર્ષમાં સૂત્રવાક્ય માટે એક અનુષ્ટુપ કે બીજી કોઈ ટુંકી કડી લખી હતી. આ બેમાંથી એકેની નકલ મ્હારી કને નથી.

**કક્કો**

પ્રથમ અવિષય ઉપર કૃતિ લખેલી સવૈયામાં હતી; એ ઢાળ બાળકોને લાંબો પડે એટલે તે રદ્દ કરી આ લખી; કુમાર માસિકમાં પ્રકટ કરી ત્યારે પ્હેલી સુધારણા કરી; કિશોર માસિક આરંભતા તેના તંત્રીએ માગી એટલે ફરી રંદો મારીને મોકલી; અહીં પ્રકટ કરતાં ત્રીજો છેલ્લો હાથ મારું છું. હવે કશું નથી ફેરવવું. ૧૧ સેવા શબ્દમાંથી સે કેટલીક પ્રતમાં નહીં છપાયો હોય. ૨૪ દીર્ઘ ૠ વિષે કહ્યું છે. ૩૦ ઔઠ: સાડાત્રણ. ૨૯ મંજુમાં મોટું મીંડું ખોટા ઞ નું પ્રતિનિધિ છે કંઠમાં ણ નું અંકમાં ઙ નું માટે ઞણઙ. તેમજ સંબંધમાં પ્હેલું મ નું અને બીજું ન નું પ્રતિનિધિ છે. આમ આપણી લિપિમાં વર્તુલી કે પોલું મીંડું (ગણિતમાં શૂન્યના ચિહ્ન લેખે વપરાય છે તે) નાસિક્યોનું પ્રતિનિધિ જ છે; જુદા જુદા નાસિક્યોને યથાયોગ્ય લખવાની તકલીફ ઉગારવાને વપરાય છે. નિર્ણયસાગર જેવાં છાપખાનાં સંસ્કૃત કે મરાઠી છાપતાં પણ એ પોલા મીંડાંનો આવો ઉપયોગ આજ વર્ષોથી કરતાં આવ્યાં છે.

**પૂના અને મુંબાઈ**

ખરી રીતે આપણે પૂણા લખવું બોલવું જોઇએ; દખ્ખણીઓએ ગુજરાથી બોલતાં લખતાં અટકવું જોઇએ. પણ બેમાંથી એકે પ્રજા એમ કરે એવો સંભવ ઓછો છે.

પોતે મરાઠી લખતા હોય ત્યારે ણ ને થ વાપરે, ગુજરાતી લખતાં ન અને ત વાપરે એવા ઢોલકદાસો પણ નથી એમ નથી. ઈ. ૧૯૪૧, નાતાલની રચના. એ લખતાં લખતાં આ નવો છંદ બેસી ગયો. એને 'આર્યાતિલક' નામ આપું છું. પંક્તિ ૧ લી–આર્યાની ૨ જી પંક્તિ; ૨ અને ૩—આર્યાની ૧ લી પંક્તિ; ૪ થી–પૂર્વાર્ધમાં ચાર માત્રા વધારે, ઉત્તરાર્ધ આર્યાની ૧ લી પંક્તિનો: એ પ્રમાણે એનું માપ છે. મહિષીધણ: ભેંસોના ધણ જેવી. શિશુ ઘનોનાં (ધુમાડાના અહીં તહીં ન્હાના ઢગલા) ના ધણ સાથે ગિરણીઓ, મિલો, જેમાંથી એ ધુમાડા નીકળ્યા કરે છે તે. ૭-૮ પૂણામાં મારુતિ અને ગણપતિનાં દહેરાં જાણીતાં છે; મુંબાઈમાં માતા અને શિવનાં. ૧૦ આળંદીમાં જ્ઞાનોબા અને તેની બ્હેનની. ૧૨ મૈત્રી કરુણા મુદિતા —એ ભાવ ત્રિપુટી બૌદ્ધ ધર્મની ખાસ, અને બુદ્ધની ન્હાની મોટી તમામ સારી મૂર્તિઓમાં સ્પષ્ટ અંકાયલી. ૧૩ ચિકાટી, મરાઠી ભાષાનો આ શબ્દ જાણીતો છે, એ પ્રજાના એક ખાસ ગુણ માટે સર્વત્ર વપરાય પણ છે. પાકું=શ્યામલ. ૨૦ ગાંધીજી; રવીંદ્રબાબુ. ધ્યેય: આદર્શ મૂર્તિ.

**પાંચમો ગુચ્છ ટિપ્પણ સંપૂર્ણ.**

## ટિપ્પણ

## ગુચ્છ ૬: અંગત

### ગમે તો સ્વીકારે

૭-૧૪ ઈ. ૧૮૯૧ આસપાસની વાત છે. પણ એવા ઘા વાગે રૂઝાય વાગે રૂઝાય એમ ઘણાખરાનાં જીવનમાં ચાલ્યા કરે. આરંભમાં આ અનુભવ નથી હોતો ત્યારે એ ઘણા કારી લાગે. ૩૧ રોમાંટિક શૈલીમાં આવ્યા કરે એવો અહીં જરા ગોટાળો છે. થોડું ફેરવી થોડું ઉમેરી સુધારી લેવું જરા પણ અઘરૂં નથી, પણ મૂલ કચાશનો આ ડાઘ જાણીને રહેવા દઉં છું. મ્હને રોમાંટિક ગોટાળા ઉચિતાનુચિત રૂપકાદિના ખડકલા વગેરે નથી પસંદ. મ્હારી રુચિ છે ઉંડીને આંખે વળગે એવાં સ્પષ્ટ સુરેખ ને મર્યાદિત ચિત્રોના સૌન્દર્યની. ૩૭-૪૨ કૃતિનો આ અંત વડ્‌ર્ઝવર્થની શૈલીનો છે; કાન્તને પ્રિય થઈ પડેલો. ઉપરાંત મૅથ્યુ આર્નલ્ડ જેવા એના અનુયાયીઓની કેટલીક કૃતિઓમાં પણ આવા અંત જોવામાં આવશે.

**પ્રીતિના સ્વાતંત્ર્યહેલા** છેલ્લી લીટી સ્રગ્ધરા.

**સખા મ્હારા સખી મ્હારી** ગઝલ. ક્રમમાં આ પછીની બે કૃતિ આની પ્હેલાં વાંચવી.

**સાથી ઓ મ્હારા** અંજની ગીત. ૬ ખોળો પાથરતી, ઉત્પ્રેક્ષા. આ સમયના કાન્તના લાંબા મૌનનું એક કારણ એમની પ્રથમ પત્નીથી એમને એકજ પુત્ર હતો તેનુ અવસાન. આવા ઘાની ગમગીની કાન્તને હંમેશ લાંબો સમય રહેતી.

**શ્રદ્ધાન સખ્ય** ગુલબંકીની સૌથી પ્હેલી કૃતિ આ. પણ લખી ત્યારે તો હું ખંડ નારાચકે એવું કઇંક લખું છું, એમજ લખેલી. પછી આ કૃતિ ખોવાઈ ગયેલી. આવો પ્રયોગ કરેલો છે તે ય ભૂલી ગયેલો. ઈ. ૧૯૧૬ માં આ મેં પાછી જોઈ ત્યારે આ તો નવો છંદ છે, નવા છંદ લેખે ખેડી એની શક્યતાઓ તપાસવા જેવો આ છંદ છે એમ જોવામાં આવતાં એનું નામ ગુલબંકી (ગ=ગુરુ લ=લઘુ; બંકી=વાંકો-ચુકો, 'બંકો' અનિયમિત લંબાઈની પંક્તિઓવાળો) પાડયું: એ છંદ અને નામ પ્રથમ પ્હેલાં ઉપાડયાં શ્રી ચંદ્રવદન મ્હેતાએ, જો કે એમના ગુરૂજી પ્રો. ન ભો. દી. એ તો હસી કહાડેલાં. ૧૦ વીર્યવાન, સહી નથી. સહીમાં પર્યાય શબ્દ ના ચાલે, જેમ 'ભણકારા' માં છે તેમ મૂલ વિશેષનામ જ જોઇએ.

**વડલાને છેલ્લી સલામ**

ઈ. ૧૯૨૩ માર્ચ ૧૦મીની રાતે લખી. પછીના અક્ટોબરની ૨૩ મીએ સરકારી નિયમે નિવૃત્ત થવાનો દિવસ, પણ વચગાળાની ફર્લો રજા લઈ હું વ્હેલો છુટો થયો. આખી નોકરી દરમિયાન મેં બાજી ફર્લો એકજ ભોગવેલી, રાજકોટે ૧૯૦૯ ના આરંભમાં ગુજરાતી સાહિત્ય પરિષદ વર્ષ આખરે કાઠિયાવાડ વતી ભરવા ઠરાવ્યું ત્યારે તેના કામકાજને બધો સમય આપવા દશ માસની ફર્લો લીધેલી તે જ. ડૅક્કન કૉલેજ પૂના=વડલો. હું ત્યાં પ્રથમ ગયો બી. એ. ના વિદ્યાર્થી લેખે ૧૮૮૯ શરૂ થતાં; બીજી વાર ગયો ઍક્ટિંગ પ્રોફેસર લેખે જૂન ૧૮૯૯ થી બે વર્ષ; ત્રીજી વાર કાયમી પ્રોફેસર લેખે ૧૯૧૪ ના આરંભથી. અને નિવૃત્ત થયા પછી પણ પૂણે જ રહ્યો ૧૯૨૭ લગી. '૨૭ થી '૩૭ લગભગ દશ વર્ષ–વડોદરા. ૧૯૦૪ થી '૧૩ ની આખર લગી રાજકોટ રહેલો: '૮૮ લગીનાં બચપણ કિશોરવય. રાજકોટ, ભરૂચ, ભાવનગરમાં; ભરૂચ સૌથી ઓછો કાળ. '૯૩ ની આખરથી '૯૫ લગી મુંબાઈ. '૯૬ માં હોળીથી દશેરા લગી વડોદરા પછી ૧૯૦૪ લગી અજમેર (વચમાં બે વર્ષ પૂણે). '૩૭ થી મુંબાઈ છું. ૧૨ ભમતો પંખી: ઉપર પ્રમાણે મ્હારૂં જીવન અનેક

સ્થલે એવી રીતે વહ્યું છે, કે કોઈ પણ એક જગા, નાતજાત, પ્રજા કે પ્રાંતનો મ્હારા ઉપર પૂરો અમલ બેઠો નથી; હું નથી ગુજરાતી, નથી દખણી, નથી કાઠિયાવાડી, ભરૂચી નથી; પૂણેકર નથી, મુંબાઇગરો નથી, વડોદરિયો નથી, અજમેરી નથી, રાજકોટી નથી,—હિંદી છું. અને અંનજળ મ્હને બ્રહ્મદેશ કે કલકત્તા લઈ જાત તો ત્યાં પણ જાત અને રહેત. કલકત્તે કે બંગાળ ગયા વગર અજમેરે જ મ્હને પા બંગાળી બનાવેલો, જેમ પૂનાએ મ્હને છ આના દખણી બનાવ્યો છે... દગડ: પથરા (મરાઠી). ૧૯ શક્તિસિદ્ધિ: આરોહણ પૂણામાં પૂરૂં થયું અને મ્હને વિશ્વાસ પડયો કે હું કવિથઈ શકીશ. તે પ્હેલાં ફર્સ્ટ માધવરાવ પેશ્વા મેં પૂણામાં લખેલું અને વિશ્વાસ પડેલો કે હું શોધખોળનું અને સર્જક કામ કરી શકીશ. ૩૦ અમર્ત્ય વડલા, આ ખોટું પડયું છે; ડેક્ન કૉલેજ બંધ થઈ ગઈ છે.

**એ ઘર સુંદર**

અંજની ગીતના માપમાં ત્રીજી ચોથી પંક્તિમાં જરા ફેર કર્યો છે, એ ઘર છોડી બીજે રહેવા ગયો તે જ રાતે, ઈ. ૧૯૩૦. ઘર માલેકનું નામ કે તેનું ચોકકસ સ્થાન જાણીને નથી લખ્યું. ૮ જના મહેલના બગીચામાંથી માતાજીના મંદિર માટેની ફુલપાતરી રોજ મળસ્કે એક હાથી ઉપર મોકલવામાં આવે છે એ હાથીના ગળામાંની લાંબી મોટી ઘંટા રોજ સવારે આખે રસ્તે "મ્હાલે" છે.

**એક મિત્રને પત્રો**

જુદે જુદે વખતે લખેલા છે. એ મિત્ર બિચારા વ્હેલા ગત થયા છે. ૧ પુષ્પહર બાબુ" એમના નામનો પર્યાય નથી, ન્હાનપણમાં એમનું લાડનું નામ હતું, જે અત્યારે એમના કુટુંબીઓને ય આજ લગી યાદ રહ્યું હોય ભાગ્યે, તેનો પર્યાય છે. ૫ રૂના આબ; ચ્હેરાનાં તેજ. ૧૦ અગ્નિઘડેલું ઝાઝ; ચિતા. ૧૨ કાજ (જૂ. ગુજ.) કાર્ય, કર્તવ્ય. અમારો સાથરો તો સમેટી લેવાયો છે. ૧૪ સ્તુતિ પાઠક પાઠ હતો, તેથી કોઇ ભ્રમમાં પડે કે અહીં શ્રી રામનારાયણ પાઠક વિષે કઇં ઈશારો હશે, માટે ફેરવ્યો. ૧૮ ખ-માર્ગ; આકાશની વાટ.

(૨) આર્યાની જાતિમાં દરેક પંક્તિનો ઉત્તરાર્ધ ૧૫ માત્રાનો, એ છંદ. ૩ ઉઢાડવું, ઓઢાડવું.

(૩) છંદ મિશ્રણ છે. આ છેલ્લા પત્રની પંક્તિ ૩-૪ માં 'મનખ' સુધારીને અનુક્રમે 'તો જન' અને 'છે જન' વાંચવું.

...ને પવન
અને એ જેવું 'નસીબને' ઉપરથી શ્રી ખબરદાર જેવા મ્હને જે કહેવું હોય તે કહે: પંકિતઓનો સાચો અર્થ લીધા વગર જે કંઈ કહેશે તે નિરાધારજ ગણાશે. બેશક, અહીં શ્રીકૃષ્ણ જે અર્જુનને ગીતામાં કહે છે તે મત અને તે વિચારસરણી અને તે વ્યૂહનો ટેકો હું લઉં છું એટલે શ્રી ગાંધીજીના "સત્યાગ્રહી" અહિંસાવાદ અથવા 'એકસ્ટ્રીમ પૅસિફિઝમ' થી હું જુદો પડું છું. પણ કોઇથી જુદા પડવું તે તેની નિંદા બરાબર નથી. પૂજ્ય ગાંધીજી પોતે તો એમ નથી ગણતા; તો આ બાબતમાં શ્રી ખબરદાર પણ એમનાથી જુદા પડી એમની નિંદા કરે છે એમ લેવું ?

કવિતામાં કટાક્ષથી અને બીજી અનેક અડકતરી રીતે નિંદા દર્શાવાય છે. અહીં ગધાની ભુંક, લસણની વાસ વગેરે કુત્સિત સૂચનો આવે છે, તે શું ગાંધીજીની નિંદા માટે આવે છે ? કયા તટસ્થ વાચકને ગળે આવી પક્ષિલ અને ખારીલી વકીલાત ઉતરશે ? જેને દલીલો તોળીને મત બાંધવા હોય, તે તો ખુલ્લું જોઈ શકે કે અહીં ગાંધીજીનું ઉપમાન પવન નથી રણશિંગુ છે. ૧૨ કારમું; બેહુદું; કર્તવ્યની ચોકખી દિશા ભુલવનારું વાસ્તવ પરિસ્થિતિથી છેકજ વેગળું. આ અને પછીનું 'નસીબને' એ સૉનેટ વચ્ચે કેટલાંક વર્ષનો ગાળો છે; બે જુદા જુદા સંજોગો ઉપર તે તે સંજોગને અનુલક્ષીને દરેક લખાયું છે. શ્રી ખબરદાર જેવા અહીં પણ કહી શકે કે 'અસાધુપથ' 'કુનાયક' વગેરે શબ્દો દ્વારા હું પૂજ્ય ગાંધીજીને નિંદુ છું; અથવા કૉન્ગ્રેસ અને તેની રાજનીતિ અને તેના નાયકોને નિંદુ છું. દરેક રાજકીય પક્ષ બીજા સમકાલીન રાજકીય પક્ષથી જુદા મત ધરાવે છે, અને કેટલીક મુદ્દાની બાબતોમાં એક બીજાનો કટ્ટો વિરોધ પણ કરે છે; એ હકીકત છે. આવાં અન્યોન્ય મતભેદ ખંડન આદિ રાજપ્રકરણી જીવનમાં ચાલ્યાજ કરે છે. પ્રજાશાસની (ડેમોક્રેટિક) રાજપ્રકરણ પ્રવૃત્તિઓથી ટેવાયલા માણસને માટે આમાં કશું નવું નથી; તેમ આવાં ખંડનોમાં—એ ખંડનો હોઇનેજ અંગત નિંદાઓ પણ છે, એમ લાગતુંજ નથી.

પત્ર ૩૧–૭–૩૭

અમદાવાદના મિત્રોને ત્યાં જતી વખતે વડોદરેથી. ૨વ. પ્રોફેસર સ્વામીનારાયણ, શ્રી હરિપ્રસાદ દેસાઈ (દાકતર) વગેરે ને પત્ર, તે આગલી પેઢીના મિત્રોને; આ ચાલતી પેઢીનાને; તે રાજપ્રકરણી પ્રવૃત્તિને પ્રધાન કર્તવ્ય માનતા મિત્રોને, આ સાહિત્યકલા પ્રવૃત્તિને પ્રધાન પ્રવૃત્તિ ગણતા મિત્રોને. ૨૧ થી ૨૪ વ્હાલી પ્રિયા રાત્રિ એ ઉપમાનનું ઉપમેય શું ? વ્હાલી જુવાની. દિવસે ચંદ્ર દેખાય છે ખરો, પણ તે ધૂળ; વૃદ્ધ થઇને જીવ્યા કરવું તે ય ધૂળ.

**આશાને, ૧૭ મું બેસતાં**

એટલે લખ્યું ૨૩-૧૦-૩૫. સાતડસાત=(૧) ૭૭, (૨) હેક નિર્બલ નપુસંક આ બીજો અર્થ કૃતિનો ઉપહાસનો આશય પોષે છે. એ તે વળી ચાહવાની ઉચિત વસ્તુ! વાહરે નફ્ટ! અશક્ય વસ્તુ તે વળી બનતી હશે, વાહ રે, નફ્ટ! ૪ સાલી સાલી; (૧) સાલે સાલે, હર સાલ; (૨) હે સાળી, હે સાળી! લ ળ નો અભેદ: અને ભરૂચસુરત જિલ્લામાં ઉપલી વર્ણના લોકોના ઉચ્ચારણમાં ળ બહુ જ ઓછો સંભળાય છે.

**આશાના લાભમાં**

ઉપલી અને આ સાથેજ લખેલી. સુલટ અને કુદરતી લાગણી આશાની કે નિરાશાની? ઉલટ: (૧) ઉલટું (૨) ઉત્સાહ. મતલબ કે આ આર્યા સંદિગ્ધ છે: નિરાશાના લાભની ય ગણાય.

**સ્વપ્ન: ૨૩-૧૦-૩૭** સૉનેટ. ૧ ભોર: મળસ્કાનું ૧૦ સુભગનેણ બહુવ્રીહિ. છેલ્લી પંક્તિ પૃથ્વીતિલક.

**ભાવવૈચિત્ર્ય**

કચ્છમાંડવીથી વ્હાણમાં પાછો આવ્યો ત્યારે મુંબાઈમાં વ્હાણથી ઉતરીને ઘેર પ્હોંચ્યો તેટલામાં રચાયું. સૉનેટ. ૭ 'પરધામ'; સ્વર્ગ; આપણું સાચું અંતિમસનાતન ધામ.

**આશીર્વાદ: અખાત્રીજ '૯૫.**

આ આશીર્વાદ મુંબાઈનાં એક પરાંમાં પરણતાં એક જોડાંને તેમના લગ્નપ્રસંગે. કન્યા રાજકોટની, ૧૨ અવર, અનેરો.

**શ્રી પૂજાલાલને; શ્રી પતીલને** એમના કાવ્ય સંગ્રહો પ્રકટ થયા પછી થોડા જ સમયમાં પ્રસંગોપાત્ત. બીજી-આર્યા. છંદ+અખતરાએ ૭ મયગલ, ગજરાજ. છંદિલ: (૧) સ્વછંદી, સારા અર્થમાં (૨) સાહિત્યરાગી એ અર્થ પણ લેવાય. ૮ અણનમ અને મગ્ન એમ લેવાય; પણ અણનમનમાં મગ્ન એ અર્થ વધારે સારો.

'વછેરા' ને 'પુરાણા હય' નું ઉત્તર.

શ્રી ઉમાશંકર જોષીએ આ વસંત પંચમીએ 'વછેરા' અને 'પુરાણ હય' ના ઉપમાનવાળું સૉનેટ લખ્યું (આ સાલ 'કુમાર' માં પ્રકટ પણ થયું છે.) એ મ્હને મળતાં જ મેં આ ઉત્તર લખ્યું, ૧૯૪૨. અહીં પ્રકટ કરતાં પ્હેલાં મ્હારી આદત પ્રમાણે મૂલ મુત્સદ્દામાં થોડા પાઠફેર થયા છે. ૨ બટુક, માનસ અપત્યો. ગર્ભ-

દશામાંથી બાલક અવતરે છે એટલે શું ?—તે પ્રકાશ વાયુ અવકાશઘૂંટ (મોકળાશ,-માથે ગગન) અને મોજ મુજબ સ્વપ્નાં જોવા મનસ્વી "ઘાટ ઘડવા" ("આભમાં" શબ્દમાં આકાશ, વાદળાં, સ્વપ્નાં ત્રણેનું સૂચન છે) ના લ્હાવા મેળવે છે. ૫ મહા-વિષયો. ૭ વળવું લળવું સાષ્ટાંગ નમવું વગેરે. ૧૦ હય જગે; સાહિત્ય પ્રવૃત્તિને પ્રધાન કર્તવ્ય ગણતી–આપણા ગુજરાતની–ન્હાનીશી.દુનિયામાં. ૧૩ કલા–ગમન ('ગેઈટ')–ભાવના આદિમાં. ૧૪ પૃથ્વીતિલક.

**અર્પણ શ્લોકો**

સિધ્ધ તે જ પ્રસિધ્ધ, કેમકે તેની જ પ્રસિદ્ધિ ઉચિત—એ આખો જન્મારો પાળેલા નિયમમાં અહીં ત્રણ અપવાદ કરવા પડે છે. ૧ લું અર્પણ–મ્હારા અભિજ્ઞાન શાકુંતલનું છે; બીજું માલવિકાગ્નિમિત્રનું છે; ત્રીજું (શ્રી પ્રભાશંકર પટ્ટણીની સંમતિથી એમને) વિક્રમોર્વશી ભાષાંતર માટેનું, પાંચમું (શ્રી આનંદશંકર ધ્રુવની સંમતિથી એમને) "નવીન કવિતા વિષે વ્યાખ્યાનો" નું, છઠ્ઠું (પૂજ્ય મોહનભાઈ ગાંધીજીની સંમતિથી એમને) "ગોપી હૃદય" માટેનું છે; જે ત્રણ હજી હવે બ્હાર પડશે એટલે કે (હજી સિધ્ધ થયેલ ન હોઇ) પ્રસિધ્ધ થયાં નથી. ૪ થું 'પ્રયોગમાલા' નામે મ્હારી ત્રણ ગદ્ય કૃતિઓના એકઠા સંગ્રહનું છે. એમાંથી એક ભાઇનું અવસાન થઇ ગયું છે.

**મણિભાઇની પત્રધારા**

એ નામે એમના કેટલાક પત્રોનો સંગ્રહ 'કાન્તમાલા' માં મેં ગોઠવીને મુકેલો તેનું સૂત્રવાકય. છેલ્લી લીટી મ્હારી તે કાળે જે અંગત લાગણી તે દર્શાવે છે, એ પત્રોનું બિનંગત રીતે મૂલ્ય નથી આંકતી.

**ચલ જીવ, કવાપિ**

પ્રાણને માટે અનલનું રૂપક સમસિતોષ્ણ ભૂભાગના વતનીને મોંએ કુદરતી. કવ+અપિ, ગમે ત્યાં; કોઇ પણ જગા કોઇબી પરિસ્થિતિ આ આખા જન્મારાના કડવા અનુભવે પ્રધાનપણે દુ:ખદ સાબીત થઈ ચુકી છે, તેના જેવી નઠારી તો નહીં જ હોય!

**છઠ્ઠો ગુચ્છ, ટિપ્પણ, સંપૂર્ણ.**

## ટિપ્પણ

### ગુચ્છ ૭: કણિકા-પરિશિષ્ટ

આ કણિકાઓમાં કોઈ કોઈ સ્વતંત્ર રચના છે, પણ ઘણી ખરી તો તરજુમા કે અનુગુંજનો છે. મ્હને આવું આવું ટપકાવવાની લાંબા કાળથી આદત છે. સંસ્કૃત કે ઇંગ્રેજી, કવિતા નાટક કે કોઇપણ જાતનું સાહિત્ય વાંચતો હઉં તે ચોપડીમાં ચાલતી કલમે જ બે લીટી કે બાવીશ ટપકાવું. આ બધું કંઇ પ્રકાશન યોગ્ય હોતું નથી; સામી બાજુ, કોઈ કોઈ વાર અનાયાસે મૂલની વિશિષ્ટતા આબાદ પકડાઈ પણ જાય. આ સર્વ લેખિનીલીલા અને યદૃચ્છારચનાઓનો સંગ્રહ કર્યોજ નથી. ઘણી ઘણી વહી ગઈ છે, ફાડી પણ નાખી છે. સંગ્રહ લાયકની બધી કણિકાઓ પણ ભેગી કરવા જતાં, ન જાને સો પાનાં થાય પોણોસો થાય; આ સંગ્રહને એટલો મોટો કરવો જ નથી. માત્ર જુદી જુદી વાનગી લેખે અહીં એકએ એકએ આપું છું. આપણાં જૂનાં સુભાષિતો, સોરઠા, દૂહા, આદિ ભેગાં કરનારાં સાહિત્યશૉખી વિદ્વાન વધતાં જાય છે. સાથે આવું નવું કણિકા-સાહિત્ય પણ લેખકો અને કવિઓ વધારે એમ ઇચ્છું છું. આત્મીય ગણું તેવા સ્નેહીઓ ઉપરના કાગળોમાં પણ અવારનવાર ચાલતી કલમે કાવ્યકણિકાઓ લખાઇ જાય:— એવા પણ થોડા નમૂના આપું છું. આવતી આવૃત્તિ મ્હારે હાથે થવા પામે, તો તેમાંથી આ બધૂંય કે ઘણું ખરૂં છોડી પણ દેવાય.

**કેટલાંક સૂત્રવાક્યો**

કેટલાંક તો દરેક ગુચ્છના મુખપૃષ્ઠ પાછળ અપાઇ ગયાં. મ્હારાં ખાસ બે "અંગત" માં. અંગ્રેજી ગુજરાતી બંને પાઠ આપ્યા છે તેમાં પણ ત્રીજું તો સ્વતંત્ર છે. માત્ર ગુજરાતી પાઠ છે તેમાં સૂત્રવાક્ય ૪ થું, મંગલોક્તિ ૨ જી, સ્વતંત્ર છે. ૨ જું સૂત્રવાક્ય જાણીતી પારસી ધર્મબોધિત નીતિત્રિપુટિ છે. ૧ લા સૂત્રમાં પ્રાણિઓ શબ્દ એક વચને —જીવડો. બીજામાં સાચવરણી=સાચને જ વરનારી, પોતાના પતિ સત્ય પ્રતિ પતિવ્રતા. ઉજળી+અનવદ્ય (વિશુધ્ધ).

**કવિઓની મજલિસ**

ગો. મા. ત્રિ. પ્હેલું, ભર્તૃહરિ-રત્ને મંહા૦; અહીં એનો તરજુમો. બીજું એમણે પોતે સંસ્કૃતમાં રચેલું તેનો તરજુમો. એ સંસ્કૃત પાઠ—મહેચ્છાસમીરસ્ય શાંતા લહર્યો ભવેયુર્યદિસ્યાન્મહેચ્છા મમેચ્છા. અત્ર મહેચ્છા='ધિ ગ્રેટ વિલ', 'ઑલ્માઈટી પ્રોવિડન્સ'.

**ટેનિસન** પ્હેલા માટે જુવો 'પૅલેસ ઑફ્ આર્ટ'; રજા માટે 'ઇનમેમોરિયમ'; ૩ જું એક લઘુ કૃતિ છે, 'ફ્લાવર ઈનધિ૦'. પંથિલ: પંથો સંપ્રદાયો ધર્મોની. ૨ જી આર્યા છે. ૩ જી ગુલબંકી. કે, આ બીજા એક બે અનુવાદ જડયા છે.

**શેક્સ્પીયર** 'સીઝર' માંથી એક ફકરાનો ગદ્યપદ્ય અનુવાદ મ્હારી એક નવલિકામાં છે. 'સિમ્બેલાઇન' અને 'ઑથેલો' ના એક એક અંક આખા કરેલા પણ તે વખતે છંદો ઉપર મ્હારો હાથ બેઠેલો નહીં. 'હેમ્લેટ' ના એક બે ફકરા મુક્ત અનુષ્ટુપમાં કરેલા પડયા છે. આ વખતે તો પ્રકટ નથી કરતો. સ્વ. રતિપતિરામે પોતે લખેલ ઉત્તરરામચરિતના અનુવાદમાંથી એક અંક, એક હજી ઉછરતા કવિબંધુએ એ જ નાટકના પોતાના તરજુમાનો બીજો એક અંક મ્હને મોકલેલા ત્યારે એમાંના શ્લોકોમાંથી મોટા ભાગના મ્હારા તરજુમા મેં એમને મોકલેલા. તે ય અહીં નથી આપતો. ભવભૂતિનો માત્ર એક નમૂનો આપું છું. શેક્સ્પીયરના રોમિયો જ્યૂલિયટમાંથી આ એક જ પંક્તિ આપું છું. એક સૉનેટનો અનુવાદ સંગ્રહમાં જ અન્યત્ર આવી ગયો છે. સારા મૂલાનુબિંબી અનુવાદ કરવામાં લેખકની કપરી કસોટી થાય છે. સ્વતંત્ર લખવા કરતાં એ વધારે મુશ્કિલ છે અને વધારે વખત ખાય છે, તે અનુભવીઓ જાણે છે. છતાં એવાં મથામણોથી લેખક ઘડાય છે પણ સારી રીતે.

**શેલિ** બંને 'ઓડ ટુ એ સ્કાઈલાર્ક' માંથી. ૧ લી પંક્તિનો છેલ્લો શબ્દ (ગજબ ને બદલે) સભર વાંચવો. **સ્વિન્બર્ન**—'પ્રોસર્પાઈન' માંથી. ત્રીતિછંદ. જુવો 'લિરિક'. **ફ્રાન્સિસ ટોમ્સન**—'ટુ એ ડેયસી' માંથી. આ કડીનો અનુવાદ—મૂલના લેશ પણ નિર્દેશ વિના-એક જાણીતા લેખકબંધુમાં જોઈ તે વિષે મેં એક વિવેચક મિત્રને વાત કરી; એમણે અને પછી બીજાઓએ એ કર્તા અને બીજાઓનાં ઘણાં 'અપહરણો' જાહેર કરી દીધાં. મૂલ લેખકોએ પોતાના કંઇક જવાબ બચાવ રજુ કર્યા. શ્રી વિશ્વનાથ ભટ્ટ જેવા વિવેચકોએ તેની સમીક્ષાઓ કરી. અમેરિકામાં 'વૉશિંગ્ટન' ઇર્વિંગના ઝમાનામાં તફડામચીઓ સારી પેઠે થતી ત્યારે તેણે એ ઉપર એક ઠરેલ નિબંધ લખેલો; જુવો એની 'સ્કેચબુક'. **ઋગ્વેદ** આ વાગ્દેવીની પોતાની ઉક્તિ છે. કવિતા અને સાહિત્ય વિશદ જોઇએ દુર્બોધ જડબાંતોડ પ્રયત્નેજ સમઝાય એવાં ન જોઇએ, બધી ય સાચી વાત, પરંતુ માત્ર અર્ધસત્ય. ઋગ્વેદ દૃષ્ટા અહીં વાગ્દેવીના મુખમાં જ શા બોલ મુકે છે, જુવો. મ્હારો પૂરેપૂરો પરિચય, મ્હારાં તમામ રહસ્ય મ્હારા ખાસ વ્હાલાઓ માટે જ, જેમ જાયાનાં તેના પતિ માટે જ.

**ભાસ** જુવો 'લગ્નમાં બ્રહ્મચર્ય'. **ભર્તૃહરિ**–જુવો 'લિરિક'. **પ્રાચીન** (૨) ગુજરાત સાહિત્યસભા, અમદાવાદ, પોતાની આબ્દિક કાર્યવહીઓ ઉપર સૂત્રશ્લોક લેખે છાપે છે, તેનો અનુવાદ: લખીને તુર્ત શ્રી ચૈતન્યપ્રસાદને મોકલેલો, કેટલી મુદ્દત ઉપર તે યાદ નથી. **ગ–અ–થ** ની જાણીતી શકુંતલા-પ્રશસ્તિ. અને (૨૪) પછી ઉમેરી ક્યો–(૨૫) જેમ્સ રસલ લાવેલ: નિશાનચુક એગુનાહ: એગુના ને નીચૂં નિશાન. અને (૨૬) મેટર્લિંન્ક— તે દર્શનો, તે અર્ધસાહ્યાઁ વાસ્તવો, તે બૃહત્ રેડાતાં જ લઘુલઘુ પાત્રમાં, તેયત્ન વિફલાવિફલ સાન્તતણા અનન્ત લોકના.

**વીર નર્મદ** [૧] અને **કેળાપી** લખ્યાં મ્હારાં ઠક્કર વસનેસે વ્યાખ્યાનો વખતે. **નર્મદ** [૨] લખ્યું શતાબ્દિ પ્રસંગે.

**લેખક બંધુઓને** જુદે જુદે સમયે પ્રસંગોપાત. ૧ લુ–શ્રી રામનારાયણ પાઠકને; છેલ્લું— શ્રી ચંદ્રવદન મ્હેતાને. પ્રાચીન ગ્રીક કવિ ઍરિસ્ટોફેનિસના અમર કૉમિડીઓમાં કેટલાક અંશ અનુચિત છે, ગ્રામ્ય અશિષ્ટ અમર્યાદ અને નિંદ્ય છે. શ્રી વિજયરાયક વૈદ્યને અણછાજતી રીતે બનાવતું પ્રહસન શ્રી ચંદ્રવદને લખ્યું અને ભજવ્યું ત્યારે આ શ્લોક મોકલેલો. એમાં 'કપાતર' શબ્દ અપશબ્દ છે જ. અને સુરતી બંધુ અપશબ્દ એક સામે બે ચોંડવાના જ. ભલે. પણ એમણે આની સામે લખેલી પોતાની રચના મ્હને મોકલી જ નહીં, શાને વારુ? એમણે પ્રતિકાવ્ય લખ્યું છે તે હકીકત પણ પછી કેટલેક વર્ષે એક બીજા બંધુએ પ્રતિકાવ્યો આદિ વિષે વ્યાખ્યાન કરેલું તેમાં મેં જોયું ત્યારે જ મ્હારા જાણવામાં આવી.

અને ઉપલું ભેગું કરવામાં રહી ગયેલ એક જોડકણું કે મુક્તક અહીં ઉમેરી લઉં છું.

અયિ કઠોર પટાન્તર ચીરિને<br>
ઉર ગુહાતલ સાવ ઉઘાડતાં<br>
કરુણતા ફટકે, મૃદુતા સરે,<br>
નયનથી ખરતાં જ્યમ મોતીડાં<br>
ખરડરેખ જ ગાલ મુકી જતાં. [ખરડરેખ=ઓઘરાળા, લીસોટા.]

જુવો– નવીન કવિતા વિષે વ્યાખ્યાનો દર્શન ૩ જું.

**ઘડપણ સામે કટાક્ષ** વૃધ્ધ અને યુવતી, યુવક અને વૃધ્ધા બંનેને લાગુ પાડવા સખે કે સખી શબ્દ યથોચિત લેવો. જુવો 'લિરિક'. આ 'અભ્યસ્ત' રચના સારી નથી, કેમકે બીજી પંક્તિના ઉત્તરાર્ધમાં મ્હેલો પર્યાય ગીતિના માપનો, બીજો આર્યાના માપનો લેવો પડે છે. બંને પર્યાય એકજ માપના હોવા જોઇએ.

**ક્રિકેટર હૉબ્સ** સ્વ. કાન્તિલાલ 'સુવર્ણમાલા' ચલાવતા ત્યારે એમના આગ્રહથી લગભગ એક વર્ષ 'માસિક મનન' લખેલું તેમાંથી.

**પર્લ બક**—આ તો માત્ર એક અને તાજો નમૂનો છાપું છું.

**અલૌકિક**—જુવો 'દર્શનિયું' નવી આવૃત્તિમા છેલ્લી નવલિકા.

**ધાર્મિક સાહિત્યે ઈશ્વર**—જુવો 'સાહિત્ય અને પ્રગતિ' એ સંગ્રહમાં મ્હારો નિબંધ. **હેમચંદ્રાચાર્ય**—જુવો 'આપણી કવિતા સમૃદ્ધિ' નવી આવૃત્તિ. **હિતોમારો.** જાવાની અને ચીની સાહિત્ય અને કલામાં. સાંકેતિક અને પરંપરાશિષ્ટ ['કન્વેન્શનલ'] અંશો ઘણા હોય છે. આ અનુવાદને 'વિરહ' નાં સૂત્રવાક્યોમાં ઉમેરી લેવો. **ભટ્ટ નારાયણ**—આ અશ્વત્થામાંની ઉક્તિ છે. હત્યા, પિતા દ્રોણની. હેમચંદ્ર અને ભટ્ટ નારાયણને કવિઓની મજલિસમાં ઉમેરી લેવા.

**ભાંગલું ભરૂચ**: ઇતિહાસ પ્હેલાંના કાળથી આજ લગીનાં ભરૂચના રાજ્યસ્વામીઓમાંથી મુખ્ય પ્રથમ આઠ પંક્તિમાં નોંધ્યા છે. ૯ વણ=રૂ, કપાસ. પ્હેલ પ્રથમથી આજ લગી ભરૂચને એકસરખું ન્હાલ કરનારૂં દ્રવ્યતો ભરૂચી રૂ છે. **ગુણાઢ્ય** પૈશાચી ભાષાની બૃહકથાનો કર્તા. ક્હે છે કે ભરૂચના રાજાએ પોતાની કુંવરી પ્રતિષ્ઠાનના મહારાજાને દીધી ત્યારે તેણીના મંત્રી અને ગુરુ લેખે ગુણાઢ્યને એના રસાલાના મુખ્ય પદેનીમીને પ્રતિષ્ઠાન મોકલેલો. મહારાજા કુંવરીને મહેલે આવે, આવ્યા જ કરે, માટે એ પધારે ત્યારે ગુણાઢ્ય, રાજારાણીને મનોરંજક કથાઓ ક્હેતો તે આ બૃહત્કથા, જે તો ઘણો સમય પ્હેલાં નાશ પામી છે, પણ બાણ, દંડિ, સુબંધુ આદિએ પોતાની નવલો માટેનાં વસ્તુ અથવા પોતપોતાની વસ્તુમાંના થોડા અંશ આ બૃહત્કથામાંથી મેળવેલા અને પછી નવમા સૈકામાં સોમદેવ અને ક્ષેમેંદ્રે આ બૃહત્કથા ઉપરથી જ કથા સરિત્સાગર અને બૃહત્કથા મંજરી નામે સસ્કૃત રચનાઓ કરેલી. હીર-સરિ હીરવિજયજી; અકબરને જૈન ધર્મનો બોધ કરનાર ગુરૂ; આખી દુનિયામાં એક જ ધર્મ જોઇએ એ મહાભાવના અકબરે હીરવિજયના બોધથી પણ મેળવી હોય. ૧૪ ત્હારા આટઆટલા અત્યંત લાંબા આયુષ્યમાં કાલજિત કહેવાય એવી એક પણ ક્ષણ—દેખાતી નથી. તું તો કાલચક્રથી કચરાયા જ કરેલું છે. આ સૉ. ને 'પૂણા અને મુંબાઇ' પ્હેલાં મુકવી.

[છેલ્લી ઘડીએ નીચેની કૃતિઓ જડી છે: (૧) સૉનેટ, જે મ્હને યાદ પણ રહેલું નહીં, અને અહીં પ્રથમ જ છપાય છે; (૨) પૂણા ગુજરાતીબંધુસમાજના હસ્તલિખિત 'બંધુ વિનોદ' ને આરંભતાં, તેને આશીર્વાદરૂપ રચેલું સૂત્રવાક્ય. (૧)પૃ ૧૪૭ અને ૧૪૮ વચ્ચે આવે; (૨) પૃ ૨૮૯ અને ૨૯૦ વચ્ચે.]

## (૧) પ્રશ્નોત્તર': સ્થાયિ તે જ પ્રણય. પૃથ્વી.

" 'કરાર' ગણું હું, ન કેમ મતિ એ જ તું યે કરે ?
ખસું તુથિ ન કેમ તોય ખસ તું ઉરેથી અરે ?
ધસું અવર સૉડ, તું ય કર ને નકલ માહરી,
—નવે યુગ છુટો નવીન, સુખ તાજગીથી ભરી !
નવે યુગ નવીન હોય સ્મૃતિ કાયદા રૂઢિઓ,
ઘસાઈ જુનવાણુ થાય ચલ લગ્નની ગ્રંથિઓ !"
"ભલે કર સુઝયું: કરે પણુ ભવાઇ શાને નકટ !
તજી, પળ ભિજે ભલે: લવ ન ઝેર આ લોચને. (પળ=માં)
ચહે યુગલ ભોગમૂર્તિ ? કદિ યે ન ત્રીજી પ્રકટ ?
—અહો પ્રણય તાહરા ! વરસ માસ કે દિવસ ખટ !
ભલે ઉર પછી ઉરે રતિ પુકાર, ફાવ્યું તહને !
વિનોદ જ ચહે,—ભલે ફસવ જોડને તહને !
કહું ફકત એક બોલ, કડુ આજ, અંતે મિઠો:
'સતી' લગનબદ્ધ હું : મુદતિયો પ્રણય કયાં દિઠો ?" ૧૪

## (૨) 'ધિ નાઇન મ્યૂઝીસ'. (નવ કલાદેવીઓ) મનહર.

કોઇ ઘડોમૂર્તિ, રંગ પૂરો કોઈ, કોઈ વ્યંગ્ય
વાત સાદી છેકથી અચરજ કવી રહો;
કોઈ ગાન મંજુભવ્ય, નાટય છટાદાર કોઇ,
થકી જાતે રીઝતા, અવર રીઝવી રહો;
ઇતિહાસ સ્મરો, ફિલસૂફી મથો કોઈ વળી
બળી શાસ્ત્ર–સ્થાપત્યે ધસમસ ધસી રહો; [શાસ્ત્ર=વિજ્ઞાન]
મનુસંસ્કૃતિની એમ નવે દેવી આવી મળો,
ને આ બન્ધુવિનોદ અહા સમુલ્લસી રહો ! ૮

મધ્યમ તાષ્ટક પ્રભો નિકટ તાહરી, એક બે બીજી કૃતિઓ અને થોડી પ્રકટ કરવા જેવી કણિકાઓ છેક અત્યારે જડે છે, પણ આ ચોપડીમાં હવે તો જગા જ નથી;

આવતી આવૃત્તિમાં, ટિપ્પણમાં ઉમેરાયલી કૃતિઓની પ્રથમપંક્તિઓ સૂચિમાં યોગ્ય સ્થાને ઉમેરી લેવી.

પુષ્પિકા જુવો આના પછી. આર્યા. આપણી રૂઢિ 'ગ્રંથાંતે' વર્ષાદિ આપતાં તે આંકડા ઉલટે ક્રમે આપવાની છે. ગુણ=૩; તાલ=૭ અને ૩૭=૭૩. તાંડવ=૭. આગળ ચાલતાં શ્રુતિ રસ સુખભૂ=૧૮૬૪; દ્વિચત્વાર=૪૨ એટલે ૧૯૪૨.

## પુષ્પિકા.

—આર્યા—

આજકાલ કરતાં જે　　પેઢીદ્વય મંહિં સુણાઇ ઝીલાયા
લઘુ મધ્યમ આંદોલત,　　કલાજને લગિર પ્રોક્ષાયા,
'ભણકારો' ગેબી ને　　ખુલ્લા, ઘેરા લસંત, ઉંચાનીચા,
ખડખડતા કૂજંતા,　　ત્રુટિત સુગુંફિત, રસિક કૂચા;
છાપ્યા તે આ ખાંતે　　વય ગુણુતાલાબ્દ તાંડવે માસે,
　　　　　　　　　　　　　　 ૩ ૭ ૭
જગત્રિગ્રહતાંડવના　　છઠ્ઠા અબ્દાર્ધમાં, ગ્રીષ્મે,
આફ્રિકાબ્ધિયે યંત્રે　　વિક્રમ સંવત્સરે, વિજય નામે,
શ્રુતિરસસુખભૂ શાકે　　સન ઈસાઈ દ્વિચત્ત્વારે.
 ૪ ૬ ૮ ૧　　　　　　　　　　　　 ૨ ૪
વાંચો વાચક હોંસે　　શ્રુતિ માંડતાં રસે હૃદય ભીંજે,
શ્રુતિ સરવી ય રહેશે　　બધિર જ, જો રસળશે બીજે. ૧૦

इति शुभं भूयात्



[ગુજરાત સાહિત્ય સભા કાર્યવાહી ૧૯૪૦ પૃ. ૧૭૬/૭.]

આજની ગુજરાતી કવિતા પ્રયોગ દશામાં છે. બે ભિન્નભિન્ન ક્ષેત્રની વ્યક્તિઓમાંથી આજની કવિતાના દેહને આત્માએ પોષણ મેળવ્યું છે. આજની કવિતાનું કાઠું ઘડાયું આપણા પ્રયોગશીલ પ્રો. ઠાકોરને હાથે; અને કવિતામાં પ્રાણસંચાર થયો, ગાંધીજીની સર્વતોમુખી પ્રવૃત્તિઓને પ્રતાપે...એકે જીવનના બંધિયારપણાં પર કઠોર આઘાત કર્યો. બીજાએ કાવ્યબંધોના બંધિયારપણા પર એવો જ વજ્રપાત કર્યો. એકે જીવનની અને ભાવનાની અસ્પૃશ્યતા સામે જેહાદ પુકારી. બીજાએ કવિતામાંથી શબ્દોના અને વિચારલઢણોની આભડછેટ ટાળી..... સમયનો ભોગ અથાગ મહેનત અને નવા પ્રયોગકારોને નશીબે હોય છે તે અપ્રિયતા,— આમાંથી નવા માણસોને પ્રોફેસર ઠાકોરે બચાવ્યા છે એ ઋણ કદી વીસરવું ન જોઈએ. **અને એજ વસ્તુ હસાવવાને શ્રી. ઉમાશંકર એક વ્યંગ ચિત્ર (કારિકેચર) પણ યોજે છે—** નવી કવિતા કથયિત્વ પરત્વે મહાત્મા ગાંધીજી અને આયોજના પરત્વે પ્રો. ઠાકોર. બે ભિન્ન ભિન્ન પ્રકારની વ્યક્તિઓના ખભા ઉપર ચઢીને ચાલી રહી છે.

**શ્રી. ઉમાશંકર જોષી.**

### પ્રો. ઠાકોરનો નવો વિવેચનાગ્રંથ

# નવીન કવિતા વિષે વ્યાખ્યાનો

પ્રો. ઠાકોરે આ વ્યાખ્યાનો ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદની વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળામાં ગયા ચોમાસામાં કરેલાં; 'કવિતા શિક્ષણ', 'લિરિક', 'આપણી કવિતા સમૃદ્ધિ' વગેરે ચોપડીઓદ્વારા પ્રો. ઠાકોર જે કવિતાભાવનાનું છેલ્લાં ત્રીશપચીશ વર્ષથી વિવરણ અને સમર્થન કરતા આવેલા છે, તેને એમણે આ વ્યાખ્યાનોમા ઉચ્ચતર ભૂમિકાથી અને તોપણ વધારે સરલ રીતે આલેખ્યા છે. પદ્ધતિ પણ એમણે ઉપલી ચોપડીઓની એટલે પુષ્કળ દાખલાઓ આપવા ચર્ચવાની રાખી છે. આ વ્યાખ્યાનો છપાઈ રહેવા આવ્યાં છે અને બહાર પડવામાં છે. અને પ્રો. ઠાકોરની બીજી ચોપડીઓ પ્રમાણે આનું પણ